# પ્રસ્તાવના

[1]મૂળ ગ્રંથનું અવલોકન—

મૂળ ગ્રંથનાં ચતુર્વિંશતિપ્રબન્ધ અને **પ્રબન્ધકોશ** એવાં બે નામો છે. તેમાં પ્રથમ નામ આ ગ્રંથમાં આવતા ૨૪ [2]પ્રબન્ધો ઉપરથી પ્રચલિત થયેલું જણાય છે, જ્યારે દ્વિતીય નામ તો ખુદ ગ્રંથકાર શ્રીરાજશેખરસૂરિએ નિર્દેશ્યું છે, જે વાતની અંતમાંની પ્રશસ્તિ સાક્ષી પૂરે છે. આ ગ્રંથમાં જે ૨૪ પ્રબન્ધો છે તે પૈકી દશનો સૂરિ સાથે, ચારનો કવિ સાથે, સાતનો રાજા સાથે અને બાકીના ત્રણનો શ્રાવક સાથે સંબંધ છે. અર્થાત્ વિશિષ્ટ સૂરિઓ, કવિઓ, રાજાઓ અને શ્રાવકોને લક્ષ્યીને આ ગ્રંથ રચાયો છે. અહીં આપેલા પ્રબન્ધો- માંથી કેટલાક પ્રભાવકચરિત્રમાં પણ નજરે પડે છે. જેમકે (૧) આર્યનન્દિલ-પ્રબન્ધ, (૨) પાદલિપ્તસૂરિ–પ્રબન્ધ, (૩) વૃદ્ધવાદિ–પ્રબન્ધ, (૪) મલ્લવાદિસૂરિ–પ્રબન્ધ, (૫) હરિભદ્રસૂરિ–પ્રબન્ધ, (૬) [3]બપ્પભટ્ટિ-

---

૧ શ્રીયુત **દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી** આ મૂળને અનુલક્ષીને શ્રી ફાર્બસ ગુજરાતી સભાના ૬૭મા વર્ષે અપાયેલા પોતાના વ્યાખ્યાન નામે "ગુજરાતના મધ્યપ્રધાન હિન્દુ-રાજપૂતયુગના ઇતિહાસના પ્રબન્ધાત્મક સાધનો'માં કહે છે કે "આ ગ્રંથ **પ્રભાવકચરિત**નો પાટીનો પણ ભાષાશુદ્ધિ, વ્યવસ્થા વગેરે ગુણોમાં પ્રભાવકચરિત અને પ્રબંધચિંતામણિ બેયથી ઉતરતો છે." સંશોધનપત્ર તપાસતી વેળા મને આ જાણવાનું મળે છે, એટલે આ સંબંધમાં હું અત્ર ઊહાપોહ કરી શકું તેમ નથી. આથી હું શાસ્ત્રીજીને **પ્રબન્ધ- ચિન્તામણિના** ભાષાન્તરની પ્રસ્તાવનામાં આ વાતના સમર્થનમાં દાખલા- દલીલો રજુ કરવા વિનવું છું, કેમકે હજી એ ભાષાન્તર પૂરેપૂરું છપાઈ ગયું નથી.

૨ શ્રીકક્કસૂરિએ વિ. સં. ૧૩૯૩માં **નાભિજિનોદ્ધારપ્રબન્ધ** રચ્યો છે. શું એ ઉપરથી પ્રસ્તુત ગ્રંથનાં નામમાં 'પ્રબન્ધ' શબ્દ વપરાયો હશે? શ્રીરાજશેખરસૂરિની પેઠે વિ. સં. ૧૪૯૨માં શ્રીજિનમંડનગણિએ પણ પોતાની કૃતિ નામે "કુમારપાલપ્રબન્ધ"માં 'પ્રબન્ધ' શબ્દ યોજ્યો છે.

૩ એમની જન્મ-તિથિ અને નિર્વાણ-તિથિને ઉદ્દેશીને "Proceedings of the Third Oriental Conference" નામના ગ્રંથમાં ૨૨૪મા પૃષ્ઠમાં એમ સૂચવાયું છે કે વિ. સં. ૮૦૦ના ભાદરવા સુદ ત્રીજને રવિવાર એટલે ઇ. સ. ૭૪૩ની ૨૯મી જુલાઇને રવિવારે બપોર પછી (afternoon) ત્રણ કલાક અને ૨૪ મિનિટ બાદ હસ્ત નક્ષત્ર શરૂ થયું હતું અને એમની નિર્વાણતિથિ તે ચોથી જુલાઇને ગુરુવાર છે.

સૂરિ–પ્રબન્ધ અને (૭) હેમચન્દ્રસૂરિ–પ્રબન્ધ. પ્રબન્ધકોશના રચનારા સામે પ્રબન્ધચિન્તામણિ નામનો ગ્રંથ હતો, એ હકીકત આ ગ્રંથના એક વિભાગરૂપ [1]શ્રીહેમચન્દ્રસૂરિ–પ્રબન્ધ ( પૃ. ૯૮ ) ઉપરથી તરી આવે છે.[2]

આ ઉપરથી એમ અનુમાન કરાય છે કે (૧) વરાહમિહિર, (૨) વૃદ્ધવાદી, (૩) મલ્લવાદી, (૪) સાતવાહન ( શાલિવાહન ), (૫) વિક્રમાદિત્ય, (૬) નાગાર્જુન, (૭) આભડ અને (૮) [3]વસ્તુપાલને લગતા પ્રબન્ધો રચવામાં પણ રાજશેખરસૂરિએ પ્રબન્ધચિન્તામણિનો ઉપયોગ કર્યો હોવો જોઇએ. આ હકીકત ધ્યાનમાં લેતાં એ ફલિત થાય છે કે ૨૪ પ્રબન્ધોમાંથી ઉપર્યુક્ત સાત અને આ આઠ એમ કુલે પંદર પ્રબન્ધો તો એક યા બીજા ગ્રંથને આધારે રચાયેલા છે. તેમાં પણ વૃદ્ધવાદિ–પ્રબન્ધ અને મલ્લવાદિ–પ્રબન્ધ તો પ્રભાવકચરિત્ર તેમજ પ્રબન્ધચિન્તામણિ એ બંને ગ્રંથોમાં નજરે પડે છે. ચોવીસ પ્રબન્ધોમાંથી આ પંદર બાદ કરતાં નવ પ્રબન્ધો રહે છે. આપણે એને રાજશેખરની નવીન રચના તરીકે ઓળખાવી શકીએ, પરંતુ એમાં તેમજ બીજા બધા પ્રબન્ધોમાં પણ જે જે હકીકત રજુ કરાયેલી છે તે સત્યતાની ગરણીમાં ગળાઇને જ ઉપસ્થિત કરાયેલી છે કે કેમ એનો બેધડક ઉત્તર વિશેષ અન્વેષણ ઉપર અવલંબિત છે.

નવીન રચના તરીકે ઓળખાવી શકાય તેવા નવ પ્રબન્ધો પૈકી

---

૧ એમની વિવિધ કૃતિઓ પૈકી દ્વયાશ્રયના મૂલ્ય વિષે રા. દુર્ગાશંકર કે. શાસ્ત્રીએ પોતાના ઉપર્યુક્ત વ્યાખ્યાનમાં એવું પ્રતિપાદન કર્યું છે કે ગુજરાતના ઇતિહાસના સંશોધન માટે કિંમતી એવા આ ગ્રંથમાં ઐતિહાસિક દૃષ્ટિનો મોટે ભાગે અભાવ જોવાય છે.

૨ જુઓ આ ગ્રંથમાં આપેલો અનુવાદ ( પૃ. ૮૫ ).

૩ આ મંત્રીશ્વરે રચેલા નરનારાયણાનંદ મહાકાવ્યના છેલ્લા સર્ગ ઉપરથી એના વંશની માહિતી મળી શકે છે. મંત્રીશ્વરના જીવન ઉપર પ્રકાશ પાડનારાં જે સાધનોનો નિર્દેશ ૨૩૬ મા પૃષ્ઠમાં કરાયો છે તેમાં ત્રીજા અને ચોથા સાધન પરત્વે મુદ્રણદોષને લીધે એક રચનાના ઉલ્લેખ જણાય છે. એથી તેમાં નીચે મુજબ સુધારો કરવો જોઇએઃ—

શ્રીઉદયપ્રભસૂરિકૃત સુકૃતકીર્તિકલ્લોલિની

શ્રીહેમવિજયકૃત ધર્માભ્યુદય મહાકાવ્ય

હરિહર-પ્રબન્ધ અને અમરચન્દ્ર-પ્રબન્ધ [1]ગુજરાતના ઇતિહાસ સાથે સંબંધ ધરાવે છે. અમરચન્દ્રના પ્રબન્ધમાં વીરધવલના પુત્રરૂપે જે વીસલદેવનો વૃત્તાન્ત છે તે પ્રબન્ધચિન્તામણિમાં નથી. એટલે એ વૃત્તાન્ત માટે તો પ્રસ્તુત ગ્રંથ જ ઉપયોગી થઇ પડે છે. વળી આ ગ્રંથ બીજા ગ્રંથકારોને પણ ખપમાં આવ્યો છે, એ હકીકત પણ આની ઉપયુક્તતા સિદ્ધ કરે છે.

ગ્રંથરચના—

શ્રીરાજશેખરસૂરિએ વિ. સં. ૧૪૦૫( ઇ. સ. ૧૩૪૯ )માં જ્યેષ્ઠ શુક્લ સપ્તમીને દિને 'દિલ્હી' નગરમા પડ્દર્શનપોષક [2]મહણસિંહના આવાસમાં રહીને પ્રબન્ધકોશની રચના કરી. એ ગ્રંથનો પ્રારંભ શ્રીઋષભદેવ, શ્રીનેમિનાથ, શ્રીપાર્શ્વનાથ અને શ્રીમહાવીરસ્વામી એ ચાર તીર્થંકરોની સ્તુતિ, ભારતીને પ્રાર્થના અને પોતાના ગુરુના સસ્મરણપૂર્વક કરાયો છે. ચોવીસ પ્રબન્ધો પૈકી સાતમા સિવાય બાકીના બધા ગદ્યમાં રચાયેલા છે. કેટલીક વાર ગૂર્જર ભાષાના શબ્દોને સંસ્કૃતનો સ્વાંગ સજાવેલો જોવાય છે [3]

આ પ્રમાણે રચાયેલા ચતુર્વિંશતિપ્રબન્ધ૨૫ મૂળને સામે રાખી પ્રસ્તુત ભાષાન્તર વાચવા સંસ્કૃતના સામાન્ય અભ્યાસી પ્રેરાય એવો વિશેષ સભવ છે. એથી તેમની અનુકૂળતા સચવાય તે માટે અને તેમ થતાં સંસ્કૃત સાહિત્યક્ષેત્રમાં યથેષ્ટ વિહાર કરવા માટે તેમને યોગ્ય તાલીમ મળે તે વાસ્તે શબ્દાર્થ ઉપર વિશેષ લક્ષ્ય આપવુ દુરસ્ત જણાયુ છે આમ કરવા જતાં કેટલેક સ્થળે દુરાન્વયતા કે ક્લિષ્ટતા ઉપસ્થિત થઇ હશે, પરંતુ આ તો ભાષાંતર છે, કિન્તુ રૂપાંતર નથી એ હકીકત ધ્યાનમા લઇ આનો સહૃદય સાક્ષરો ન્યાય કરશે, એવી આશા છે.

ગ્રંથનું મહત્ત્વ—

આ ચતુર્વિંશતિપ્રબન્ધનુ મહત્ત્વ કેટલુ છે તે વિવિધ ગ્રથકારોએ નિજ નિજ કૃતિ રચતા એનો જે આશ્રય લીધો છે તે કહી આપે છે:

---

૧ નાભિનંદનજિનોદ્ધારપ્રબન્ધ ગુજરાતનુ વર્ણન પૂરૂ પાડે છે. આ હકીકતની ગુજરાતીમા માહિતી મેળવનારને પ્રસ્થાન ( પુ. ૧૧, અ. ૪, પૃ. ૨૭૭-૨૮૦ ) જોવું અનુકૂળ થઇ પડશે.

૨ એના પરિચય માટે જુઓ પૃ. ૨૨૨.

૩ જુઓ ચતુર્વિંશતિપ્રબન્ધનું કિંચિત્ પ્રાસ્તાવિક ( પૃ. ૮ ).

આ સંબંધમાં [1]ઉપદેશરસાલની અંતિમ પંક્તિ રજુ કરવી આવશ્યક જણાય છે :—

"इत्युपदेशरसालनामा ग्रन्थः । उपदेशतरङ्गिणी२४-प्रबन्धादिबहुशास्त्राण्यवलोक्य उद्धृतः सम्पूर्णोऽयं ग्रन्थः ।"

[2]ઉપદેશસાર નામનો ગ્રંથ પણ ચતુર્વિંશતિપ્રબન્ધમાંથી કેટલેક અંશે ઉદ્ધરાયેલો છે. આના સમર્થનાર્થે એ ગ્રંથની અંતિમ પંક્તિ અત્ર રજુ કરાય છે :—

"इति श्रीउपदेशसारनामा ग्रन्थः उपदेशतरङ्गिणीप्रबन्ध-चोवीशीप्रबन्धचिन्तामणिप्रभृतिबहुशास्त्राण्यवलोक्य समुद्धृत ।"

શ્રીપ્રભાચન્દ્રસૂરિકૃત પ્રભાવકચરિત્રમાં શ્રીબપ્પભટ્ટિસૂરિનો જે વૃત્તાન્ત રજુ કરાયેલો છે તે મોટે ભાગે આ ચતુર્વિંશતિપ્રબન્ધગત બપ્પભટ્ટિસૂરિપ્રબન્ધનું કેવળ ગદ્યમાંથી પદ્યમાં રૂપાન્તર છે એમ ગૌડવધની પ્રસ્તાવના (પૃ ૧૪૯)માં આલેખાયેલું છે. આની પુષ્ટિરૂપે પ્રભાવક-ચરિત્રના ૧૧મા સર્ગનું નિમ્નલિખિત—

बप्पभट्टिः श्रिये श्रीमान् यद्वृत्तं गगनाङ्गणे ।
खेलति स्म गतायातैः राजेश्वरकविर्मुदा ॥ १ ॥

–પદ્ય અવતરણરૂપે રજુ કરી રાજેશ્વરથી રાજશેખર સમજવું એમ સૂચવાયું છે, કેમકે ઈશ્વર અને શેખર એકાર્થક વાચી હોઈ પદ્યની સાનુકૂળતા માટે આ પ્રમાણે પરિવર્તન કરાયું છે.

પ્રસ્તાવનાકારનું આ કથન સ્ખલનાત્મક છે, કેમકે પ્રભાવકચરિત્રની રચના વિ. સં. ૧૩૩૪માં થયેલી છે એટલે ચતુર્વિંશતિપ્રબન્ધ તો ત્યારબાદ ૭૧ વર્ષે રચાયો છે. આથી તો ઉલટું એમ અનુમાન થઈ શકે તેમ છે કે રાજશેખરસૂરિએ પ્રભાવકચરિત્રના આધારે બપ્પભટ્ટિ-સૂરિપ્રબન્ધની સંકલના કરી હોવી જોઈએ.

---

૧ આની એક હસ્તલિખિત પ્રતિ રૉયલ એશિયાટિક સોસાયટિ (મુંબઈ) પાસે છે. એના વર્ણન માટે જુઓ પ્રો. વેલનકરકૃત સૂચીપત્ર (વિ. ૩–૪, પૃ. ૪૦૬).

૨ વિ. સં. ૧૭૩૭માં લખાયેલી આની એક હસ્તલિખિત પ્રતિ પ્રાચ્ય-વિદ્યાસંશોધનમંદિર' (પુના)માં છે. એનો ક્રમાંક ૧૨૬૪. / ૧૮૮૪–૮૭. છે.

ગ્રંથકારનો પરિચય—

પ્રસ્તુત ગ્રંથકારનાં કુલ, ગણ, શાખા, ગચ્છ અને ગુરુ સંબંધી કેટલીક માહિતી ચતુર્વિંશતિપ્રબન્ધના અંતમાં આપેલી પ્રશસ્તિ ઉપરથી મળી રહે છે. જેમકે શ્રીરાજશેખરસૂરિ 'પ્રશ્નવાહન' કુળના છે, તેમના ગણનું નામ 'કોટિક' છે, તેઓ 'મધ્યમ' શાખામાં થયેલા છે, તેમનો ગચ્છ 'હર્ષપુરીય' નામથી પ્રખ્યાત છે, તેમના ગુરુનું નામ શ્રીતિલક છે, અને તેઓ 'મલધારી' અભય(દેવ)સૂરિના સંતાનીય થાય છે.

શ્રીરાજશેખરસૂરિએ [1]શ્રીજિનપ્રભાચાર્ય પાસે ન્યાયકંદલી શીખી તેના ઉપર જે પંજિકા રચી છે તેના અંતમાં આપેલી નિમ્નલિખિત—

"श्री'प्रश्नवाहन'कुले 'कोटिक'नामनि गणे जगद्वन्द्ये ।
श्री'मध्यम'शाखायां वंशे श्रीस्थूलभद्रमुनेः ॥ १ ॥
गच्छे 'हर्षपुरीये' श्रीगज्जयसिंहसूरिवरशिष्यः ।
षष्ठाष्टमतीव्रतपाः षड्विकृतित्यागसाहसिकः ॥ २ ॥
देव्या चक्रेश्वर्या प्रतिपन्नसुतः श्रुताब्धिगोविन्दः ।
श्रीअभयसूरिरभवन्निःसङ्गसिद्धबहुविधः ॥ ३ ॥—विशेषकम्
परःसहस्रान् भूदेवान्, यक्षं कडमडं च यः ।
प्रबोध्य 'मेडत'पुरे, वीरचैत्यमकारयत् ॥ ४ ॥
श्रीगूर्जरेश्वरो दृष्ट्वा, तीव्रं मलपरीषहम् ।
श्रीकर्णो बिरुदं यस्य, 'मलधारी'त्यघोषयत् ॥ ५ ॥
नाथं 'सुराष्ट्र'राष्ट्रस्य, खेङ्गारं प्रतिबोध्य यः ।
'उज्जयन्त'तीर्थपथं, खिलीभूतमवीवहत् ॥ ६ ॥
यस्योपदेशान्निर्मुच्य, चतस्रश्चपलेक्षणाः ।
प्रद्युम्नो राजसचिव—श्चारित्रं प्रत्यपद्यत ॥ ७ ॥

---

[1] સરખાવો ન્યાયકંદલીની પંજિકાના પ્રારંભમાં અપાયેલું દ્વિતીય પદ્યઃ—
"श्रीमज्जिनप्रभविभोरधिगत्य न्यायकन्दलीं किञ्चित् ।
तस्यां विवृतिलवमहं करवै स्वपरोपकाराय ॥ २ ॥"

श्रीहेमचन्द्र इत्यासीत्, सूरिर्भूरिगुणः स तु ।
ग्रन्थलक्षविनिर्माता, निर्ग्रन्थानां विशेषकः ॥ ८ ॥

प्रतिबोध्य सिद्धभूधव-मुदण्डैः कनकदण्डकलशैर्यः ।
उत्तंसितवान् परितः, स्वदेशपरदेशचैत्यानि ॥ ९ ॥

प्रतिवर्षं जीवरक्षा-मशोत्यहमशोत्यहम् ।
यस्योपदेशात् सिद्धेश-स्ताम्रपत्रेष्वलीलिखत् ॥ १० ॥

श्रीश्रीचन्द्रमुनीन्द्रो, विबुधेन्दुमुनिश्च तस्य वंश्यौ द्वौ ।
यौ 'लाट'देशमुद्रा-मुज्झित्वा जगृहतुर्दीक्षाम् ॥ ११ ॥

श्रीचन्द्रसूरिशिष्यः, श्रीमुनिचन्द्रः प्रभुः शुचिचरित्रः ।
'चौलुक्य'मानलनृपं, वाग्मी प्रव्राजयामास ॥ १२ ॥

तत्क्रमिको देवप्रभ-सूरिः किल पाण्डवायनचरित्रम् ।
श्रीधर्मसारशास्त्रं, च निर्ममे सुकविकुलतिलकः ॥ १३ ॥

तदीयसिंहासनसार्वभौम-सूरीश्वरः श्रीनरचन्द्रनामा ।
सरस्वतीलब्धवरप्रसाद-स्त्रैविद्यशुद्धिप्रधधीर्बभूव ॥ १४ ॥

टिप्पनमनर्घ्यराघव-शास्त्रे किल टिप्पनं च कन्दल्याम् ।
सारं ज्योतिषमदधद्, यः प्राकृतदीपिकामपि च ॥ १५ ॥

तस्य गुरोः प्रियशिष्यः, प्रभुर्नरेन्द्रप्रभः प्रभावाढ्यः ।
योऽलङ्कारमहोदधि-मकरोत् काकुत्स्थकेलिं च ॥ १६ ॥

राजानः प्रतिबोधिताः कति कति ग्रन्थाः स्वयं निर्मिताः
वादीन्द्राः कति निर्जिताः कति तपांस्युग्राणि तप्तानि च ।
श्रीम'द्दर्पपुरीय'गच्छमुकुटैः श्रीसूरिसुत्रामभिः-
स्तच्छिष्यैर्मुनिभिश्च वेत्ति नवरं वागीश्वरी तन्मतिम् ॥ १७ ॥

नरचन्द्रसूरिवंशे, सूरिः श्रीपद्मदेव इत्यासीत् ।
सूरिः श्रीश्रीतिलक-स्तस्य मृगेन्द्रासने जयति ॥ १८ ॥

तच्चरणरेणुकणिका–भूषितभालस्थलोऽत्र कन्दल्याम् ।
श्रीराजशेखरोऽयं, सूरिः श्रीपञ्जिकामतनोत् ॥ २९ ॥
पूज्यश्रीतिलकाभिधानसुगुरोः सामर्थ्यमेतद् ध्रुवं
मादृक्षोऽपि यदत्र सभ्यपुरतो धत्ते वचश्चापलम् ।
यद्दिम्भा अपि शुद्धसंस्कृतगिरः 'कश्मीर'देशोद्भवाः
वाग्देव्याः स खलु प्रभावविभवस्तत्र स्थितायाश्चिरात् ॥२०॥"

—પ્રશસ્તિ ઉપરથી જણાય છે તેમ શ્રીરાજશેખરની ગુરુપરંપરા નીચે મુજબ છે:—

સ્થૂલભદ્ર–જયસિંહ–મલધારી [1]અભયદેવ–[2]હેમચન્દ્ર–[3]શ્રીચન્દ્ર-[4]મુનિચન્દ્ર–[5]દેવપ્રભ–[6]નરચન્દ્ર–પદ્મદેવ–શ્રીતિલક. શ્રીતિલકનામ-

---

૧ છટ્ઠ અને અટ્ઠમ જેવી તીવ્ર તપશ્ચર્યા કરનારા, છ વિકૃતિના ત્યાગી, ચક્રેશ્વરી દેવી દ્વારા પુત્રરૂપે સ્વીકારાયેલા, હજારો બ્રાહ્મણો અને કડમડ મલ્લને પ્રતિબોધ પમાડી 'મેડતપુર'માં વીરચૈત્ય કરાવનારા, ગૂર્જરેશ્વર કર્ણ તરફથી 'મલધારી' એવું બિરુદ પામેલા, ખેંગારને પ્રતિબોધી 'ગિરિનાર' તીર્થના માર્ગને સરળ બનાવનારા અને રાજમંત્રી પ્રદ્યુમ્નને દીક્ષા ગ્રહણ કરાવનારા આ સૂરિવર છે.

૨ ગૃહસ્થાવસ્થામાં પ્રદ્યુમ્ન નામથી પ્રસિદ્ધ, અનેક ગ્રંથોના પ્રણેતા, ઉત્તમ નિર્ગ્રન્થ, સિદ્ધરાજને પ્રતિબોધ પમાડી, તેના દ્વારા સ્વદેશ અને પરદેશના ચૈત્યોને સૌવર્ણ દંડ અને કળશોથી વિભૂષિત કરવનારા અને જીવરક્ષા માટે સિદ્ધરાજ પાસે પ્રતિવર્ષ લેખ લખવનારા આ મુનિવર છે.

૩ આ શ્રીહેમચન્દ્રના વચના છે. તેમણે વિબુધચન્દ્રની જેમ 'લાટ' દેશની મુદ્રા છાડી દીક્ષા અંગીકાર કરી હતી.

૪ આ શ્રીચન્દ્રના શિષ્ય થાય છે અને તેમણે ચૌલુક્ય માનદ રાજાને દીક્ષા લેવડાવી હતી.

૫ એમણે પાંડવચરિત્ર તેમ જ ધર્મસાર એ બે ગ્રન્થો રચ્યા છે.

૬ અનર્ઘરાઘવનું ટિપ્પન, ન્યાયકન્દલીનું ટિપ્પન, જ્યોતિસ્સાર અને આકૃતદીપિકા એ એમના કૃતિઓ છે. અલંકારમહોદધિ અને કાકુસ્થકેલિના કર્તા, અનેક રાજાઓના પ્રતિબોધક, કેટલાએ વાદીઓનો પરાજય કરનારા અને ઉગ્ર તપશ્ચર્યા કરનારા સૂરીશ્વર નરેન્દ્રપ્રભ એ એમના ગુરુના પ્રિય શિષ્ય હતા.

ના [1]અન્ય મુનિવર થઈ ગયા છે. દાખલા તરીકે નવાંગીવૃત્તિકાર શ્રીઅભયદેવસૂરિના સંતાનીય શ્રીદેવભદ્રસૂરિના શિષ્ય શ્રીતિલક. એ મુનિવરે ગૌતમપૃચ્છાનું વિવરણ રચેલ છે. શ્રીરાજશેખરસૂરિના ગુરુ શ્રીતિલકસૂરિ તો એમનાથી ભિન્ન છે, એ કહેવું પડે તેમ નથી

શ્રીયુત જિનવિજય દ્વારા સંપાદિત પ્રાચીન લેખસંગ્રહ (ભા. ૨, ક્રમાંક ૧૪૪-૧૪૫) ઉપરથી જણાય છે તેમ રાજશેખરસૂરિના ગુરુ શ્રીતિલકસૂરિએ 'આબુ' ઉપર પ્રતિષ્ઠા કરી હતી.

પ્રસ્તુત ગ્રંથકારે પણ સં ૧૪૧૮માં 'પાટણ'માં પ્રતિષ્ઠા કરી હતી, એમ શ્રીબુદ્ધિસાગરસૂરિકૃત ધાતુપ્રતિમાલેખસંગ્રહ (ભા. ૧)ના ૨૨૭મા ક્રમાંક ઉપરથી જણાય છે.

ગ્રંથકારનો કૃતિકલાપ—

પ્રસ્તુત ગ્રંથકાર શ્રીરાજશેખરસૂરિએ ચતુર્વિંશતિપ્રબન્ધ યાને પ્રબન્ધકોશ રચવા ઉપરાંત ષડ્દર્શનસમુચ્ચય, [2]૮૪ કથા, [3]દાનષટ્ત્રિંશિકા તેમજ [4]રત્નાકરાવતારિકાની પંજિકા પણ રચ્યાં છે. આ સર્વે ગ્રંથો તો અન્યાન્ય સ્થળેથી પ્રસિદ્ધ થયેલા હોઈ તે વિષે કંઈ ખાસ કહેવા જેવું રહેતું નથી. લગભગ વિ. સં ૧૪૦૫ માં એમણે નેમિનાથફાગ રચ્યાનું કહેવાય છે. વળી શ્રીધરકૃત [5]ન્યાયકંદલીની પંજિકા પણ

---

૧ વિ. સં. ૧૨૬૧ માં પ્રત્યેકબુદ્ધચરિત્ર, વિ સં. ૧૨૭૪મા જિતકલ્પવૃત્તિ, વિ. સં. ૧૨૭૭ મા સમ્યક્ત્વવૃત્તિ, વિ. સં. ૧૨૯૬ મા આવશ્યકનિર્યુક્તિવૃત્તિ અને વિ સં. ૧૩૦૪મા દશવૈકાલિકટીકા રચનારા તિલકસૂરિ પૂર્ણિમા ગચ્છના શ્રીશિવપ્રભ મુનીશ્વરના શિષ્ય થાય છે. એમને શ્રીતિલક સમજવાની કેટલીક વાર ભૂલ થતી જોવાય છે.

૨ પં. હીરાલાલ હંસરાજ (જામનગર) તરફથી વિ. સં. ૧૯૬૯ મા આ ગ્રંથ પ્રસિદ્ધ થયેલો છે. ભૂલથી પ્રો. વેલનકરે પોતાના સૂચીપત્રમાં આને "ચતુર્વિંશતિપ્રબન્ધ" ગણી લીધેલો નજરે પડે છે.

૩ શ્રીઋષભદેવજી કેસરીમલજી સંસ્થા (રતલામ) દ્વારા ઇ. સ. ૧૯૨૭ મા પ્રત્યાખ્યાનસ્વરૂપ, સારસ્વતવિભ્રમ ઇત્યાદિ કૃતિઓની સાથે આ પ્રસિદ્ધ કરાયેલ છે

૪ શ્રીવાદિદેવસૂરિએ રચેલા પ્રમાણનયતત્ત્વાલોકાલંકાર ઉપર શ્રીરત્નશેખરસૂરિએ આ ટીકા રચી છે.

૫ મહર્ષિ કણાદે છ પદાર્થના વિસ્તારરૂપ જે સૂત્રો રચ્યા છે તેના ઉપર પ્રશસ્તપાદે ભાષ્ય રચ્યું છે એના ઉપર એકંદર ચાર વૃત્તિઓ છે (અ) આચાર્ય વ્યોમશિવે રચેલી વ્યોમવતી, (આ) શ્રીધરાચાર્યકૃત ન્યાયકંદલી,

એમની કૃતિ છે, એમ એ પંજિકાની પ્રશસ્ત ઉપરથી જણાય છે. ભાંડારકર પ્રાચ્ય વિદ્યાસંશોધનમંદિરમાં ૧૩૨૦/૧૮૮૪-૮૭ અને ૧૫૬/૧૮૯૫-૯૮ એ ક્રમાંકવાળી જે બે હસ્તલિખિત પ્રતિઓ છે, તેમાં પ્રથમ પ્રતિ મલધારી રાજશેખરસૂરિકૃત વિનોદકથા રજુ કરે છે અને દ્વિતીય પ્રતિને 'કથાસંગ્રહ'ના નામથી ઓળખાવેલ છે; પરંતુ આ બે ગ્રંથો ઉપર્યુક્ત ૮૪ કથાઓથી ભિન્ન છે કે કેમ તેનો નિર્ણય કરવા માટે એ બે પ્રતિઓનું સંતુલન કરવું બાકી રહે છે.

આ ઉપરાંત [1]સ્યાદ્વાદકલિકા પણ પ્રસ્તુત રાજશેખરસૂરિએ રચેલી છે કે એ નામના અન્ય કોઇ મુનિવરે તે પણ જાણવું બાકી રહે છે. કેમકે જૈન ગ્રંથાવલિમાં એ કૃતિનો રચનાસંવત્ ૧૨૧૪ જે દર્શાવાયો છે તેનો આધાર હજી સુધી જાણવા જોવામાં આવ્યો નથી.

**પ્રબન્ધકોશ અને ભોજપ્રબન્ધ—**

"The Harvard Oriental Series" તરફથી ચોથા ગ્રંથરૂપે પ્રસિદ્ધ થયેલ, અને ચાર્લ્સ રોકવેલ લેન્મન (Charles Rockwell Lanman)ના ભાષાન્તર સહિત ડૉ. સ્ટેન કોનો (Sten Konow) દ્વારા સંપાદિત કર્પૂરમંજરીના ૧૯૬ મા પૃષ્ઠમાં નીચે મુજબનો—

"Many of the memorial verses which occur in the anthologies, and are ascribed to [1]him, were most probably not written by our poet. Some of them are, according to the Harihūrāvali, taken from the "Bhojaprabandha of Rajaçekhara". It is

(ઇ) ઉદયનાચાર્યકૃત કિરણાવલી અને (ઈ) શ્રીવત્સાચાર્યે રચેલી લીલાવતી. આથી આ વાત સ્પષ્ટ થાય છે કે ન્યાયકંદલી એ બીજી વૃત્તિ છે. એના ઉપર શ્રીનરચન્દ્રસૂરિએ ટિપ્પન રચ્યું છે.

૧ આ ૩૯ અને અન્ય પ્રતિ અનુસાર ૪૦ પદ્યવાળી કૃતિ હજી સુધી કોઇ સ્થળેથી પ્રસિદ્ધ થયેલી જણાતી નથી. હાલમાં મુનિ શ્રીપુણ્યવિજય તરફથી મળેલી એની પ્રતિનું સંપાદનકાર્ય મેં હાથ ધર્યું છે. આ કૃતિના આદ્ય અને અંતિમ પદ્ય અનુક્રમે નીચે મુજબ છે—

"षड्द्रव्यं जिनं नत्वा, स्याद्वाद वच्मि तत्र सः।
ज्ञानदर्शनता भेदा-भेदाभ्यां परमात्मसु ॥ १ ॥"

"द्रव्यषट्केऽप्यनेकान्त-प्रकाशाय विपश्चिताम् ।
प्रयोगान् दर्शयामास, सूरिः श्रीराजशेखरः ॥"

१ Author of Karpūramañjarī.

accordingly probable that they are extracts from the Prabandhakoça of the younger Rajaçekhara, which was written in 1347."

—ઉલ્લેખ જોવાય છે. અહીં જે પ્રબન્ધકોશમાં ભોજપ્રબન્ધ હોવાનો નિર્દેશ કરાયો છે તે ભ્રાન્તિમૂલક જણાય છે. જો તેમ ન જ હોય તો પ્રબન્ધકોશના કર્તા શ્રીરાજશેખરની ભોજપ્રબન્ધ નામની કોઈ કૃતિ હોવાની સંભાવના કરવી પડે છે.

પદ્ધતિ—

આ અનુવાદાત્મક ગ્રંથમાં અનુવાદ કરતી વેળા મેં જે શૈલીનો ઉપયોગ કર્યો છે તે સંબંધમાં 'ગ્રંથની રચના' એ શીર્ષકગત વિભાગમાં ઇસારો કરાયેલો છે એટલે એ વિષે અહીં કંઈ ખાસ ઉમેરવા જેવું રહેતું નથી. શ્રી ફાર્બસ ગુજરાતી સભા-મુંબઇ તરફથી ૧૨મા ગ્રંથાંક તરીકે પ્રસિદ્ધ થયેલા અને ગીર્વાણ ગિરામાં રચાયેલા મૂળ ગ્રંથના સંસ્કરણમાં મેં જેમ વિશિષ્ટ નર, નગર ઇત્યાદિ નામો જ-પરિશિષ્ટ તરીકે આપ્યાં છે તેમ આ ગૌર્જર સંસ્કરણમાં આપવાની મને આવશ્યકતા નહિ જણાયાથી મેં તેમ કર્યું નથી. આથી એના જિજ્ઞાસુને એ પરિશિષ્ટ જોઇ લેવા ભલામણ છે.

વિશેષમાં જેમ સંસ્કૃત આવૃત્તિમાં ઝ-પરિશિષ્ટ તરીકે કેટલાક પારિભાષિક શબ્દાદિ વિષે ટુકી નોંધ અપાયેલી છે તેવી અત્ર આપવી એવો પ્રથમ વિચાર હતો, પરંતુ આ અનુવાદાત્મક ગ્રંથ બહાર પડે છે તે પૂર્વે મારી રચેલી આર્હતદર્શનદીપિકા પ્રસિદ્ધ થઇ જવાથી એ વિચાર જતો કર્યો છે. આશા છે કે એ મારી કૃતિમાંથી પારિભાષિક શબ્દો વિષેની આવશ્યક માહિતી જરૂર મળી રહેશે.

મૂળ ગ્રંથને ઉદ્દેશીને સસ્કૃતમા લખાયેલા "કિંચિત્ પ્રાસ્તાવિક"—(પૃ. ૮)માં મેં કેટલાક પ્રબધોની સંવાદાદિરૂપે મીમાંસા કરવાનો પ્રયાસ કરવાની અભિલાષા વ્યક્ત કરી હતી, પરંતુ આજે એ મીમાંસાને પૃથક્ સ્થાન ન આપતાં કેટલીક પ્રાસગિક નોધો પરિશિષ્ટરૂપે રજુ કરી સંતોષ માન્યો છે, કેમકે પ્રભાવકચરિત્રની પ્રસ્તાવનામાં તેના યોજક ઇતિહાસજ્ઞ સાક્ષર મુનિરાજ શ્રીકલ્યાણવિજયે એ દિશામા સુંદર પ્રકાશ પાડ્યો છે. અહીં તો ફક્ત ભદ્રબાહુસ્વામીને ઉદ્દેશીને બે શબ્દ કહેવા પ્રસ્તુત સમજાય છે. તે એ છે કે કેટલાક સાક્ષરોનું એમ માનવું છે કે જૈન શ્વેતાંબર દૃષ્ટિએ પણ ભદ્રબાહુ નામના બે આચાર્યો થઇ ગયા છે.

શ્રીકલ્યાણવિજયે 'વીર નિર્વાણ સંવત્ ઔર જૈન કાલગણના"માં કેટલીક ઐતિહાસિક બીનાઓ ચર્ચી છે. તે પૈકી ૭૬મા પૃષ્ઠમાં ચૌદપૂર્વધર **ભદ્રબાહુસ્વામી** અને નિર્યુક્તિકાર **ભદ્રબાહુસ્વામી** એ બે ભિન્ન વ્યક્તિઓ હોવાનો ઉલ્લેખ કર્યો છે. આ સંબંધમાં અત્યારે

વિદ્વદ્વત્સલ મુનિરાજ શ્રીપુણ્યવિજય પણ ઉપર્યુક્ત મંતવ્યને સ્વીકારતા હોય એમ જણાય છે, પરંતુ એ હકીકત સપ્રમાણ રજુ થાય તે માટે તેઓ વિશિષ્ટ ગવેષણા કરી રહ્યા છે.

## ઐતિહાસિક સામગ્રી—

જોકે સાહિત્ય, કેળવણી, ગણિત, કાવ્ય, કળા ઇત્યાદિની લાક્ષણિક વ્યાખ્યા સર્વત્ર અને સદાને માટે સર્વમાન્ય થઇ પડે તેવી રીતે રજુ થવી દુઃશક્ય, બલ્કે અશક્ય છે, તેમ છતાં એ દરેકની સ્થૂલાદિ વ્યાખ્યાઓ થતી આવી છે અને થાય છે. આ નિયમ ઇતિહાસને પણ લાગુ પડે છે. ઇતિહાસની સ્થૂલ વ્યાખ્યા તો इति + ह + आस એટલે પૂર્વે આમ હતું એ વ્યુત્પત્તિ ઉપરથી રજુ કરાય છે.

આપણા ભારતવર્ષમાં છેક પ્રાચીન સમયમાં કોઇ વિશિષ્ટ વ્યક્તિનું જીવનચરિત્ર આધુનિક ઐતિહાસિક દૃષ્ટિએ લખાયેલું જોવાતું નથી. આવી પરિસ્થિતિમાં પ્રાચીન યુગમાં થઇ ગયેલી અનુકરણીય અને વંદનીય વ્યક્તિઓનો ઇતિહાસ કાલક્રમાનુસારી અને સાંભળેલા બનાવોની સત્યતા તપાસી અને પૂરવાર કરીને લખાયેલો ન મળે તો તે સ્વાભાવિક છે; કેમકે આપણા પૂર્વજોને મન તો અમુક વીરના પૂજન કરતાં એના વીરત્વના પૂજનની વિશેષ કિંમત હતી એટલે કે ગુણીની પૂજા કરતાં ગુણની પૂજાને તેઓ વધારે મહત્ત્વ આપતા અને તેમ થતા તેમને હાથે સમર્થ વ્યક્તિને પણ ગૌણ સ્થાન મળતું.

જેમ અત્યારે ઐતિહાસિક સત્યને નવલકથાના સ્વાંગમા રજુ કરી તેને અન્ય જાતનો અને કેટલીક વાર તો મૂલઘાતક સ્વાગ સજાવાય છે તેમ અસલના વખતમા બનતુ કે નહિ તેનો નિશ્ચયાત્મક ઉત્તર આપવો મુશ્કેલ છે, પરંતુ એમ તો અનુમનાય છે કે તે વખતે ઐતિહાસિક બીનાને ગુંગળાવી નાખવાનું કાર્ય ઇરાદાપૂર્વક નહીં થતું હોય.

પ્રાચીન કાળમાં પણ આપણે ત્યાં ઐતિહાસિક તત્ત્વોને સૂક્ષ્મરૂપે રજુ કરનારી પૌરાણિક કથાઓ રચાયેલી છે એટલે આપણા દેશમા ઇતિહાસની કિંમત કે કદર જ ન હતી એમ માનવુ અસ્થાને છે વળી મધ્યકાળમાં ઇતિહાસ સાથે વધારે નજદીક સબન્ધ ધરાવનારા ગ્રંથો રચાયેલા છે. લોકોને મોઢેથી સાંભળેલી હકીકતોને મહાભારતમાં ઇતિહાસના નામથી ઓળખાવેલ છે. લગભગ એવી વાતો મધ્યકાળમાં પ્રબન્ધના નામથી અને અત્યારે લોકકથા, લોકસાહિત્ય કે એવા કોઇ નામથી ઓળખાવાય છે.

શ્રોતૃવર્ગની ધાર્મિક ભાવનાને સતેજ કરવાના ઇરાદાથી રચાયેલો ચતુર્વિંશતિપ્રબન્ધ એ પ્રાય. આવી જાતના ૨૪ પ્રબન્ધોનો સંગ્રહ છે; એથી એમા રજુ થયેલી તમામ હકીકત વિશ્વસનીય હોવા વિષે શંકા રહે છે. જે સામગ્રી પ્રભાચન્દ્રસૂરિ પાસે વિ. સં. ૧૩૩૪ મા અને

મેરુતુંગસૂરિ પાસે વિ. સં. ૧૩૬૧ માં ન હોય તેવી સામગ્રી રાજશેખરસૂરિ પાસે હોવાનો બહુ ઓછો સંભવ છે. વિશેષમાં અજૈન કવિ સોમેશ્વર જેવા પાસે જે સાધન ન હોય તે વિ. સં. ૧૪૦૫માં સુલભ હોય એમ માનવાનું કંઇ ખાસ કારણ જણાતું નથી.

આ પ્રમાણેના ઐતિહાસિક મૂલ્યવાળો પ્રસ્તુત ગ્રંથ કોઇ સિક્કા, તામ્રપત્ર, શિલાલેખ કે એવાં ઐતિહાસિક સાધનો વિષે પ્રકાશ પાડી શકે તેમ નથી. આવી પરિસ્થિતિમાં પણ એની ઉપયોગિતા કેટલી છે એ વાત તો 'ગ્રંથનું મહત્ત્વ' કહી રહ્યું છે.

ઉપકાર—

ચતુર્વિંશતિપ્રબન્ધ તેમજ તેનો અનુવાદ પ્રસિદ્ધ કરી શ્રી ફાર્બસ ગુજરાતી સભાએ મને તેમજ જૈન જગતને ઋણી બનાવ્યું છે, તેની સૌથી પ્રથમ અત્ર નોંધ લેવામાં આવે છે. ઇ. સ. ૧૮૯૫માં વડોદરા દેશી કેળવણી ખાતા તરફથી સદ્‌ગત પ્રો. મણિલાલ નભુભાઇ દ્વિવેદી બી. એ., દ્વારા તૈયાર થયેલ ભાષાન્તર પ્રસિદ્ધ કરવામાં આવ્યું હતું, પરંતુ તેની આજે એક નકલ વેચાતી મળી શકતી નથી. આ ન્યૂનતા આ અનુવાદથી થોડે ઘણે અંશે પણ જો દૂર થશે તો મારા પરિશ્રમને હું સાર્થક થયેલો ગણીશ. આ ભાષાન્તરમાં સાક્ષર દ્વિવેદીને હાથે કેટલીક સ્ખલનાઓ થયેલી જોવાય છે અને તેમાં પણ કેટલાંક પ્રાકૃત અવતરણો અને તેના અર્થ સંબંધી ત્રુટિઓ તો ખટકે તેવી છે. તેમ છતાં એ ભાષાન્તર દ્વારા મને આ અનુવાદ તૈયાર કરવામાં જે સુગમતા મળી હોય તે બદલ હું તેના યોજકનો આભારી છું. એ દુર્લભ્ય ભાષાન્તરની એક નકલ, શ્રીયુત જીવણચંદ સાકરચંદ ઝવેરીએ શ્રીજૈનાનંદ પુસ્તકાલય( સુરત )ના કાર્યવાહક પાસે મેળવીને મને આ કાર્યમાં જે પ્રોત્સાહન આપ્યું છે તે બદલ એમનો પણ અત્ર ઉપકાર માનવામાં આવે છે.

આ પ્રમાણે ઉપકારનો વિભાગ પૂર્ણ કરાય તે પૂર્વે આ ગ્રંથના અંતમાં આપેલા બન્ને પરિશિષ્ટો પરત્વે મને સૂચનાઓ કરનાર તેમ જ આ પ્રસ્તાવનાનું મુદ્રણપત્ર તપાસી આપનાર મુનિશ્રી પુણ્યવિજયના મુબારક નામનો ઉલ્લેખ થવો ઘટે છે. તેમની સહૃદયતા ખરેખર અભિનંદનીય છે.

અંતમાં એટલું જ ઉમેરીશ કે આ પ્રસ્તાવના તૈયાર કરતી વેળા જે ગ્રંથો હસ્તગત હતા તે અત્યારે નહીં હોવાથી દરેક વિગત ફરીથી તપાસી જવાની સુગમતા મળી શકી નથી. એથી તેમજ અન્ય કોઇ કારણસર આ પ્રસ્તાવનાદિમાં જો કોઇ ક્ષતિઓ ઉપસ્થિત થઇ હોય તો તે તરફ મારું લક્ષ્ય ખેંચવા હું સમભાવી સાક્ષરોને વિનવું છું.

ભગતવાડી, ભૂલેશ્વર,<br>મુંબઇ<br>શ્રાવણ કૃષ્ણ દ્વાદશી,<br>વી. સં. ૨૪૫૯.

હીરાલાલ રસિકદાસ કાપડિયા

# વિષયાનુક્રમ

## પ્રો. હીરાલાલ ર. કાપડિયા દ્વારા સંપાદિત અન્ય ગ્રંથો

અનેકાર્થરત્નમંજૂષા–અષ્ટલક્ષાર્થી વગેરે સંસ્કૃત પ્રસ્તાવના સાથે
આર્હત દર્શન દીપિકા યાને જૈનતત્ત્વપ્રદીપનું વિસ્તૃત વિવેચન
ચતુર્વિંશતિકા સટીક ગુજરાતી અનુવાદાદિ સહિત
ચતુર્વિંશતિજિનાનન્દસ્તુતિ સટીક " " "
ચતુર્વિંશતિપ્રબન્ધ વિવિધ પરિશિષ્ટાદિ સહિત ( ફા. ગુ. સ. )
જૈનધર્મવરસ્તોત્ર સંસ્કૃત ટીકા અને પ્રસ્તાવનાદિ સહિત
તત્ત્વાર્થસૂત્ર ગુજરાતી અનુવાદ સહિત
તત્ત્વાર્થાધિગમસૂત્ર ( ભા. ૧–૨ ) સભાષ્ય અને સટીક
ન્યાયકુસુમાંજલિ ગુજરાતી અને અંગ્રેજી અનુવાદ સહિત
નવતત્ત્વસંગ્રહ
પદ્માનંદ મહાકાવ્ય સંસ્કૃત અને અંગ્રેજી પ્રસ્તાવનાદિ સહિત ( G. O. S.)
પ્રિયંકરનૃપકથા અને ઉપસર્ગહરસ્તોત્ર પરિશિષ્ટાદિ સહિત.
ભક્તામર, કલ્યાણમંદિર અને નમિઊણ સ્તોત્રો અંગ્રેજી અનુવાદાદિ સહિત
ભક્તામરસ્તોત્રની પાદપૂર્તિરૂપ કાવ્યસંગ્રહ ( ભા. ૧–૨ ) ગુજરાતી અનુવાદાદિ સહિત.
વૈરાગ્યરસમંજરી ગુજરાતી અનુવાદ અને વિવેચન સહિત.
શૃંગારવૈરાગ્યતરંગિણી ગુજરાતી અનુવાદાદિ સહિત.
શોભનસ્તુતિ વિવિધ ટીકાઓ ને સંસ્કૃત ભૂમિકાદિ સહિત.
સ્તુતિચતુર્વિંશતિકા સંસ્કૃત ટીકા અને ગુજરાતી અનુવાદાદિ સહિત.

મુદ્રણાલયમાં

A descriptive catalogue of the Jaina Mss. vol. 1–III.
( Bhandarkar Oriental Research Institute )
આર્હત જીવન જ્યોતિ ( ભા ૧-૧૨ )
ગણિતતિલક સંસ્કૃત ટીકાદિ સહિત ( Gaekwad's O. Series ).
English translation of Jaina dars'ana.

આ જગતમાં ખરેખર વિનય વડે વિનીત એવા શિષ્યે શ્રુતરૂપ સમુદ્રના પારને પામેલા તેમજ ( આવશ્યક ) ક્રિયાને વિષે તત્પર એવા ગુરુની પાસે વિધિપૂર્વક સર્વ શીખવું જોઇએ. ( અને ) ત્યાર પછી ભવ્ય ( જીવો )ના ઉપકાર માટે કલેશનો વિનાશ કરનારી દેશના તેમણે
૫ વિસ્તારવી જોઇએ. તેનો વિધિ આ પ્રમાણે છે:—સ્ખલનાથી રહિત, મિલનથી મુક્ત અને અક્ષરોથી પરિપૂર્ણ એવી રીતે સૂત્ર ઉચ્ચારવું જોઇએ. ગ્રામ્ય અને મનોવેધક રીતિથી અર્થ કહેવો જોઇએ. ચારે બાજુ સભ્યોને વિષે દૃષ્ટિ રાખી કાયગુપ્તિથી ગુપ્ત એવા ( ઉપદેશકે ) અર્થનું જ્ઞાન થાય ત્યાં સુધી આસપાસ સભ્યો તરફ દૃષ્ટિ રાખી દેશના આપવી.
૧૦ ( એવા ) વક્તાને ( ચારિત્રો ) અને પ્રબંધોનું કામ પડે છે. તેમાં શ્રીઋષભ( સ્વામી )થી માંડીને તે વર્ધમાન સુધીના તીર્થંકરોનાં, ચક્રવર્તી પ્રમુખ રાજાઓનાં, તેમજ આર્યરક્ષિત પર્યન્તના મુનિઓનાં વૃત્તાંતો 'ચરિત' કહેવાય છે; ત્યાર પછીના સમયમાં થયેલા મનુષ્યોના વૃત્તાંતો તો 'પ્રબન્ધ' કહેવાય છે.

૧૫ હવે અમે ગુરુમુખથી સાંભળેલા, વિશાળ તેમજ રસમય એવા ચોવીસ પ્રબંધોનો સંગ્રહ કરીએ છીએ. તેમાં સૂરિ-પ્રબંધો ૧૦ છે. કવિ-પ્રબંધો ૪ છે, ભૂપતિ-પ્રબંધો ૭ છે, અને રાજાના અંગરૂપ શ્રાવકના પ્રબંધો ૩ છે, એમ (કુલે) ચોવીસ થાય છે. ( જેમકે ) (૧) ભદ્રબાહુ અને વરાહનો, (૨) આર્યનંદિલ ક્ષપણક (સાધુ)નો, (૩) જીવદેવસૂરિનો,
૨૦ (૪) આર્યખપટસૂરિનો, (૫) પાદલિપ્ત પ્રભુનો, (૬) વૃદ્ધવાદી અને સિદ્ધસેનનો, (૭)મલ્લવાદીનો, (૮) હરિભદ્રસૂરિનો, (૯)બપ્પભટ્ટિસૂરિનો, (૧૦) હેમ(ચન્દ્ર)સૂરિનો, (૧૧) શ્રીહર્ષ કવિનો, (૧૨) હરિહર કવિનો (૧૩) અમરચન્દ્ર કવિનો, (૧૪) દિગંબર મદનકીર્તિ કવિનો, (૧૫) સાતવાહનનો, (૧૬) વંકચૂલનો, (૧૭) વિક્રમાદિત્યનો, (૧૮) નાગા-
૨૫ ર્જુનનો, (૧૯) ઉદયનનો, (૨૦) લક્ષ્મણસેનનો, (૨૧) મદનવર્માનો, (૨૨) રત્નનો, (૨૩) આભડનો, અને (૨૪) વસ્તુપાલનો. તેમાં પ્રથમ (૧) 'ભદ્રબાહુ-વરાહનો પ્રબંધ ( વર્ણવાય છે ):—

દક્ષિણાપથને વિષે 'પ્રતિષ્ઠાન'પુરમાં ભદ્રબાહુ અને વરાહ નામના બે બ્રાહ્મણ કુમારો નિર્ધન અને આશ્રય વિનાના ( પરંતુ ) બુદ્ધિશાળી
૩૦ વસતા હતા. ત્યાં યશોભદ્ર નામના [1]ચૌદપૂર્વધર પધાર્યા. ભદ્રબાહુએ અને

૧ પૂર્વનો અર્થ અને તેની સંખ્યા વગેરે માટે જુઓ ભક્તામરસ્તોત્રની પાદપૂર્તિરૂપ કાવ્યસંગ્રહનો પ્રથમ વિભાગ ( પૃ. ૫૫—૬૨ )

વરાહે તેમની એ દેશના સાંભળી કે વિવિધ પ્રકારના ભોગો નાશ પામવાના સ્વભાવવાળા છે અને એના વડે જ આ સંસાર છે. તત્ત્વની ખાતર હે લોકો! પરિભ્રમણ કરો; (અન્ય) ચેષ્ટાઓથી સર્યું. જો અમારાં વચન ઉપર શ્રદ્ધા હોય તો આશારૂપ સેંકડો પાશના નાશથી નિર્મળ બનેલા ચિત્તને કોઇક આત્યન્તિક સુખના સ્થાનને વિષે સ્થાપો. આટલું જ સાંભળતાં પ્રતિબોધ પામેલા તે (બે કુમારો) ઘેર જઇ [1]મન્ત્રણા કરવા લાગ્યા કે શા માટે આપણે જન્મ ફોગટ ગુમાવીએ છીએ? એક તો ભોગનું સાધન નથી, એથી આપણે યોગ સાધવો જોઇએ.

આગળ ગાયન, (બંને) બાજુ ઉપર દક્ષિણના સરસ કવિઓ અને પાછળ ચામરધારી લલનાઓનાં કંકણનો લીલાત્મક [2]રણકાર એ પ્રમાણે જો (ભોગસામગ્રી) હોય તો સંસારના રસનો આસ્વાદ કરવામાં હે મન! તું લંપટ બન; નહિ તો વિકલ્પથી વિમુખ એવી સમાધિને વિષે તું એકદમ પ્રવેશ કર.

આ પ્રમાણે વિચાર કરીને બંને ભાઇઓએ દીક્ષા ગ્રહણ કરી. **ભદ્રબાહુ** ચૌદપૂર્વના ધારક અને [3]છત્રીસ ગુણોથી પરિપૂર્ણ આચાર્ય બન્યા. તેઓ (૧) **દશવૈકાલિક**, (૨) **ઉત્તરાધ્યયન**, (૩) **દશાશ્રુતસ્કંધ**, (૪) **કલ્પ**, (૫) **વ્યવહાર**, (૬) **આવશ્યક**, (૭) **સૂર્યપ્રજ્ઞપ્તિ**, (૮) **સૂત્રકૃત**, (૯) **આચાર**-અંગ અને (૧૦) **ऋષિભાષિત** એ નામના દશ ગ્રંથોની (બધી મળીને) દશ નિર્યુક્તિ રચનાર તરીકે પ્રસિદ્ધિ પામ્યા. વળી તેમણે **ભાદ્રબાહુવી** નામની સંહિતા પણ રચી. તે સમયમાં **આર્ય-સંભૂતિવિજય** પણ ચૌદપૂર્વધર હતા. શ્રીયશોભદ્રસૂરિ સ્વર્ગે ગયા. (પછી) ભવ્ય (જીવ)રૂપ કમળોને (વિકસાવવામાં) સૂર્યસમાન એવા **ભદ્રબાહુ** અને **સંભૂતિવિજય** પરસ્પર સ્નેહ ધારણ કરતા 'ભરત' (ક્ષેત્ર)માં જુદા જુદા વિચરવા લાગ્યા. **વરાહ** પણ વિદ્વાન્ હતા, પરંતુ મોટા અભિમાનરૂપ પર્વત ઉપર ચઢેલા તેઓ **ભદ્રબાહુ** નામના પોતાના બંધુ પાસે 'સૂરિ' પદ માગવા લાગ્યા. (તેમને) **ભદ્રબાહુએ** કહ્યું કે

---

૧ વિચારની આપલે.

૨ ચામર હલાવવા જતા કંકણો ખખડે તે.

૩ સ્પર્શનાદિ પાંચ ઇન્દ્રિયો પરત્વેના પાંચ સંવર, નવ પ્રકારનું બ્રહ્મચર્ય, ક્રોધાદિ ચાર કષાયોથી મુક્તતા, અહિંસાદિ પાંચ મહાવ્રત, પાંચ પ્રકારના આચાર, પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિ એ ૩૬ ગુણો છે.

હે વત્સ ! તું વિદ્વાન્ છે, ક્રિયાશીલ છે, પરંતુ અભિમાની છે; ( વાસ્તે ) અમે ( તારા જેવા ) અભિમાનીને ' સૂરિ ' પદ આપતા નથી. આ સાચું હોવા છતાં તેને ન રુચ્યું; કેમકે ગુરુનું (સત્ય અને) નિર્મળ વચન પણ અભવ્યને કાને પડતાં (તેને) મોટું શૂળ ઉપજાવે છે. આથી કરીને તેણે વ્રત
૫ (દીક્ષા)નો ત્યાગ કર્યો. મિથ્યાત્વી બની તેણે ફરી બ્રાહ્મણનો વેષ ગ્રહણ કર્યો.

દીક્ષા-અવસ્થા દરમ્યાન કરેલા શાસ્ત્રના અભ્યાસ દ્વારા અર્થનો જાણકાર બનેલ હોવાથી **વારાહસંહિતા** ઇત્યાદિ નવીન શાસ્ત્ર રચવામાં તે પ્રગલ્ભ બન્યો અને લોકમાં કહેવા લાગ્યો કે હું બાળપણમાં લગ્ન ( કાઢવા )નો અભ્યાસ કરતો હતો. ( એટલે ) તેના વિચારમાં જ તલ્લીન રહેતો હતો.
૧૦ એક દિવસ ' પ્રતિષ્ઠાન ' ( નગર )ની બહાર ( પડેલા ) એક પત્થર ઉપર મેં લગ્ન માંડયું (કાઢયું) અને સાંજના તે ભૂંસી નાખ્યા વિના જ સ્વસ્થાને આવી હું સુઇ ગયો. સુતા પછી મને તે લગ્ન ભૂંસ્યા વિનાનું રહી ગયેલું યાદ આવ્યું એટલે હું તે ભૂંસી નાંખવા ત્યાં ગયો. (ત્યારે) ત્યાં લગ્ન વડે અધિષ્ઠિત પત્થર ઉપર સિંહ બેઠેલો હતો. તેમ છતાં તેના ઉદર-પ્રદેશમાં
૧૫ હાથ ઘાલી મેં લગ્ન ભૂંસી નાંખ્યું. તેટલામાં તો એ સિંહ સાક્ષાત્ સૂર્ય જ બની ગયો. અને તેણે મને કહ્યું કે હે વત્સ ! તારા દૃઢ નિશ્ચયથી તેમજ લગ્ન-ગ્રહને વિષેની તારી ભક્તિથી હું ઘણો ખુશી થયો છું; હું સૂર્ય છું, તું વર માગ. ત્યાર બાદ મેં કહ્યું કે હે નાથ ! જો તમે પ્રસન્ન થયા હોય તો આપના વિમાનમાં મને ચિરકાલ પર્યંત રાખો અને મને સંપૂર્ણ જ્યોતિશ્ચક્ર દેખાડો. ત્યાર પછી સૂર્યે મને ઘણા વખત સુધી પોતાના વિમાનમાં રાખી
૨૦ આકાશમાં ફેરવ્યો. સૂર્યે મારે વિષે સંક્રમણ કરેલા અમૃતથી સંતૃપ્ત બનેલા એવા મને ભૂખ, તરસ વગેરે દુઃખોનો અનુભવ ન થયો. (આ પ્રમાણે) કૃતકૃત્ય થયેલો હું સૂર્યની રજા લઇ મારા જ્ઞાન વડે દુનિયા ઉપર ઉપકાર કરવા માટે ( આ ) મહીમંડળ ઉપર ફરૂં છું. મને **વરાહમિહિર** કહી બોલાવવો. આ પ્રમાણે એ સ્વચ્છંદપણે પોતાની પ્રખ્યાતિ કરવા લાગ્યો.
૨૫ સંભાવનાને લીધે લોકમાં એ ઘણી પૂજા પામ્યો અને તેણે 'પ્રતિષ્ઠાનપુર'-ના શત્રુજિત રાજાને પોતાની કળાના સમુદાય વડે રાજી કર્યો. (એથી) તેણે એને પોતાનો પુરોહિત બનાવ્યો, કેમકે ગૌરવ માટે ગુણોની જરૂર છે નહિ કે જાતિનો આડંબર ( અર્થાત્ જાતિના આડંબરથી ગૌરવ મળતું નથી, પરંતુ એ ગુણોથી મળે છે ). વનમાં ઉત્પન્ન થયેલા કુસુમનું
૩૦ ( સાદર ) ગ્રહણ કરાય છે, જ્યારે પોતાના દેહને વિષે ઉદ્ભવેલો (હોવા છતાં તે) મેલનો ત્યાગ કરાય છે.

( હવે ) આ ( વરાહમિહિર ) શ્વેતામ્બરોની નિન્દા કરવા લાગ્યો કે આ બાપડા દાગડાઓ શું જાણે છે ? માછીની માફક બણબણ કરતાં અને ( ઉપાશ્રયરૂપ ) બંદીખાને પડેલા હોય તેવા કુચેલકો ( જેમ તેમ ) વખત પસાર કરે છે, ભલે તેઓ તેમ કરે એ સાંભળીને શ્રાવકોના મસ્તકમા શૂળ ઉત્પન્ન થયુ ( એટલે કે તેમને ઝાંઝ ચઢી ) ( તેઓ કહેવા લાગ્યા કે ) અમારા જીવનને ધિક્કાર છે કે અમે ગુરુની અવજ્ઞા સહન કરી રહ્યા છીએ. ( પણ ) શુ કરીએ ? આ કળાવાળો છે એટલે રાજા એને પૂજે છે, અને જેને રાજા પૂજે તેને બધા પૂજે. ભલે એમ હો તો પણ અમે સૌથી પ્રથમ શ્રીભદ્રબાહુને બોલાવીએ છીએ આ પ્રમાણે મન્ત્રણા કરીને તેમણે તેમ જ કર્યું શ્રીભદ્રબાહુ ( ત્યા ) આવ્યા સ્પર્ધાપૂર્વક ( અર્થાત્ એક બીજાથી ચઢિયાતો એવો ) શ્રાવકોએ પ્રવેશ-મહોત્સવ કર્યો સુસ્થાનમા ગુરુને ઉતાર્યા અને રોજ મળ્યો વ્યાખ્યાનના રસનો આસ્વાદ લેવા લાગ્યા ભદ્રબાહુના આગમનથી તે વરાહ મ્લાન થઇ ગયો, પરતુ તેમના પ્રતિ અપકાર કરવા તે સમર્થ થયો નહિ.

એવામા વરાહમિહિરને ઘેર પુત્ર અવતર્યો તેના જન્મથી સતોષ પામેલા તેણે ઘણું ધન ખરચ્યુ વળી લોક તરફથી તે સન્માન પામવા લાગ્યો પુત્રનુ સો વર્ષનુ આયુષ્ય છે એમ તેણે રાજા પ્રમુખ લોક આગળ ભરી સભા સમક્ષ નિવેદન કર્યું તેને ઘેર ઉત્સવ મડાયો

એક દહાડો સભામા વરાહ કહેવા લાગ્યો કે અહો ભદ્રબાહુ મારા સગા ભાઇ હોવા છતા પુત્રના જન્મ-ઉત્સવ પ્રસગે ( મારે ત્યા ) આવ્યા નહિ, વાસ્તે તેઓ ( માગથી ) બાહ્ય છે. આવુ સાભળીને શ્રાવકોએ ભદ્રબાહુને વિનતિ કરી કે એ આમ આમ કહે છે, વાસ્તે આપ એક દિવસ તેને ઘેર જઇ આવો, નાહક તેના ક્રોધમા વૃદ્ધિ ન કરો શ્રીભદ્રબાહુએ ફરમાવ્યુ કે બે ( વાર ) ક્લેશ તમે શા સારૂ કરાવો છો ? સાતમે દિવસે રાત્રે બિલાડીને હાથે આ બાળકનું મૃત્યુ થનાર છે ( એ પ્રમાણે ) તેનું મરણ થતા શોક દૂર કરાવવા માટે પણ જવુ જ પડશે ત્યારે શ્રાવકોએ કહ્યુ કે એ બ્રાહ્મણે આ બાળકનું સો વર્ષનું આયુષ્ય છે એમ રાજા આગળ કહ્યુ છે. અને આપ આમ ફરમાવો છો એ શુ ? શ્રીભદ્રબાહુસ્વામીએ કહ્યુ કે પ્રત્યય એ જ્ઞાનનો સાર છે અને એ પાસે જ ( આવેલો ) છે. ( એ સાભળી ) શ્રાવકો મુગા રહ્યા. ( પછી ) સાતમો દિવસ આવી પહોચ્યો ( તે જ દિવસે ) બે પ્રહર જેટલી રાત્રિ

વ્યતીત થતાં બાળકને સ્તનપાન કરાવવા માટે ધાત્રી ત્યાં જ બેઠી. અન્ય જનોની હીલચાલથી બારણાની શાખ ઉપર મૂકેલો આગળો બાળકના માથા ઉપર પડ્યો. (આથી) બાળકનું મરણ થયું. (અને) વરાહના ઘરમાં રુદન શરૂ થયું. લોક ભેગા થયા. ભદ્રબાહુએ પણ શ્રાવકોને કહ્યું કે શોક દૂર કરનાર ધર્માચાર્ય છે—શોક દૂર કરવો એ ધર્માચાર છે; વાસ્તે ત્યાં હવે આપણે જવું જોઈએ. સેંકડો શ્રાવકો સહિત આચાર્ય ત્યાં ગયા. શોકથી વ્યાકુળ હોવા છતાં વરાહે અભ્યુત્થાન વગેરે દ્વારા તેમનો ઉચિત (સત્કાર) કર્યો, અને કહ્યું કે—હે આચાર્ય ! આપનું જ્ઞાન સાચું ઠર્યું, પરતુ બિલાડીથી મૃત્યુ ન થતાં આગળાથી તેમ થયું. ભદ્રબાહુએ કહ્યું કે તે લોખંડના આગળાના આગળના ભાગ ઉપર બિલાડી આલેખેલી છે; અમે અસત્ય બોલતા નથી. આગળો લાવી જોયો તો તેવો જ નીકળ્યો. ત્યારે વરાહ બોલ્યો કે પુત્રનું સો વર્ષનું આયુષ્ય છે એવું જે મેં રાજા આગળ નિવેદન કર્યું હતું તે વિફળ જવાથી જેટલો મને ખેદ થાય છે તેટલો મને આ પુત્રના મરણના શોકથી થતો નથી. આ અમારાં પુસ્તકોને ધિક્કાર હોજો કે જેના આધારે અમે જ્ઞાનનો પ્રકાશ કર્યો. આ પુસ્તકો જૂઠાં છે; તેથી તે પાણીમાં બોળીએ. એમ કહીને તેણે કુંડાઓમાં જળ ભર્યું. પુસ્તકો જેવો તે બોળવા જતો હતો તેવામાં જ ભદ્રબાહુએ હાથ વડે તેને ઝાલી વાર્યો અને (કહ્યું કે) તારા પોતાના પ્રમાદથી જ્ઞાનનો લોપ થયો છે તો શા માટે પુસ્તકો ઉપર તું ગુસ્સે થાય છે? આ પુસ્તકો (તો) સર્વજ્ઞે કહેલુ જ કહે છે, પરંતુ (તેના) જાણકાર દુર્લભ છે. અમુક ઠેકાણે તારી બુદ્ધિનો વિપર્યાસ થયો; (માટે) તું તારી જાતની જ નિન્દા કર. નાથની કૃપા, યૌવન, વૈભવ, રૂપ, કુળ, પરાક્રમ અને વિદ્વત્તા એ મદ્ય વિના અભિમાનના હેતુ છે. વળી ઉન્મત્તને ક્યાંથી વિચાર કરવા જેટલી સૂક્ષ્મ બુદ્ધિ હોય? વાસ્તે પુસ્તકોનો ભંગ ન કર. એ પ્રમાણે તેમણે તેનો નિષેધ કર્યો. (આથી) વરાહ વિલખો બની ગયો. તેવામાં તેણે પહેલાં જે જૈન મતની નિન્દા કરી હતી તેનાથી પીડા પામેલા ચિત્તવાળો કોઈ એક શ્રાવક બોલી ઊઠ્યો કે તમારા જેવા કૃપણ કીડાઓ જે અંધારી રાત્રિને વિષે પ્રકાશતા હતા તે રાત્રિ પૂરી થઈ છે અને દશે દિશામાં પ્રકાશ પાડનાર સૂર્યનાં કિરણો વડે દિવસ અત્યારે પ્રકાશે છે; તેમાં ચન્દ્ર પ્રકાશતો નથી તો હે કીટમણિ! તારો શો હિસાબ? એમ કહીને તે નાસી ગયો. આથી વરાહને પુષ્કળ પીડા થઈ. એવામાં રાજા જાતે આવ્યો અને

તેણે કહ્યું કે હે પંડિત! શોક ન કર, આ તો સંસારની સ્થિતિ છે.
ત્યારે જિનેશ્વરને વિષે ભક્તિશાળી એક રાજમંત્રીએ કહ્યું કે પેલા આચાર્યે
નવા આવ્યા છે કે જેમણે બાળકનું આયુષ્ય માત્ર સાત દિવસનું કહ્યું
હતું. એ મહાત્માની વાણી સાચી છે. કોઈએ ભદ્રબાહુ દેખાડ્યા કે
તેઓ આ રહ્યા. તે સમયે (વરાહ) બ્રાહ્મણને એવું દુઃખ થયું કે તે ૫
તેણે જ જાણ્યું. (પછી) રાજા પણ ગયો, ભદ્રબાહુ પણ ગયા અને
લોક પણ પોતપોતાને ઠેકાણે (વેરાઈ) ગયા. રાજાએ શ્રાવકધર્મ સ્વીકાર્યો.
અપમાન થવાથી વરાહે ભાગવતી દીક્ષા લીધી અને ઘણાં અજ્ઞાનકષ્ટો
વેઠીને જૈન ધર્મ ઉપર દ્વેષભાવ રાખનાર દુષ્ટ વ્યંતર તરીકે તે ઉત્પન્ન
થયો. મુનિઓ ઉપર દ્વેષી હોવા છતાં તેમના ઉપર તેનું જોર ચાલ્યું ૧૦
નહિ; કેમકે મહામુનિઓની તપશ્ચર્યા [૧]વજ્રપંજરની પેઠે અન્યે પ્રેરેલ
વિઘ્નરૂપ બાણ વડે ભેદાય તેમ નથી. એથી (અર્થાત્ તે ફાવ્યો
નહિ એટલે) તે શ્રાવકોને ઉપદ્રવ કરવા લાગ્યો. તેણે ઘેરે ઘેર રોગો
ઊભા કર્યા. (આથી) દુઃખી શ્રાવકોએ ભદ્રબાહુને આદરપૂર્વક વિનતિ
કરી કે હે ભગવન્! આપ હોવા છતાં અમે રોગથી પીડાઈએ છીએ ૧૫
તો શું એ સાચું છે કે હાથીની ખાંધ ઉપર આરૂઢ થવા છતાં કૂતરા
કરડે છે? ગુરુએ જવાબ આપ્યો કે બીશો નહિ. પેલો વરાહમિહિર
પૂર્વ વૈરને લીધે તમને પજવે છે. હું ઇન્દ્રના હાથથી પણ તમને
બચાવીશ. ત્યાર બાદ પૂર્વોમાંથી ઉદ્ધાર કરીને તેમણે 'ઉવસગ્ગહર પાસં'
ઇત્યાદિ પાંચ ગાથાનું સ્તવન (સ્તોત્ર) ગુંથ્યું. લોકોએ તેનો પાઠ કર્યો. ૨૦
(એથી) તરત જ ક્લેશો મટી ગયા. કષ્ટના નિવારણના અભિલાષીઓ આજે
પણ એનો પાઠ કરે છે. એ (સ્તવન) અચિન્ત્ય ચિન્તામણિ જેવું છે.
શ્રીભદ્રબાહુની વિદ્યા ઉપર જીવનાર ચૌદપૂર્વધર સ્થૂલભદ્ર પરમતોને
ચૂર્ણ કરતા હતા.

इति श्रीभद्रबाहुवराहप्रबन्धः ॥ १ ॥ ૨૫

---

૧ વજ્રનું બનાવેલું પાંજરું.

## (૨)

## આર્યનંદિલનો પ્રબન્ધ

'પદ્મિનીખંડ' નામના નગરમાં પદ્મપ્રભ નામનો રાજા (રાજ્ય કરતો) હતો. તેને પદ્માવતી (નામની) સ્ત્રી હતી. તે નગરમાં પદ્મદત્ત નામે શેઠ રહેતો હતો. તેને પદ્મયશા નામની પત્ની હતી. તેમને પદ્મ નામે પુત્ર થયો હતો. વરદત્ત (નામનાં) સાર્થવાહે પોતાની વૈરોટ્યા નામની પુત્રી તેને આપી હતી. તેણે તેની સાથે લગ્ન કર્યું હતું.

એક સમયે વૈરોટ્યાનો પિતા વરદત્ત પરિવાર સહિત દેશાંતરમાં જતાં જતાં વનમાં દાવાનળથી બળી મુવો. સાસુની શુશ્રૂષા કરતી હોવા છતાં વૈરોટ્યાનુ તેની સાસુ નબાપા કહી અપમાન કરતી. કહ્યું છે કે રૂપ, રહસ્ય, પૈસો, તેજ, સૌભાગ્ય અને પ્રભુતા, એ પિતાના પ્રભાવથી જ અવશ્ય સ્ત્રીઓને પ્રાપ્ત થાય છે. [1]કુકૂલના અગ્નિ જેવાં કઠોર સાસુનાં વચનોથી પીડાતી હોવા છતાં તે દૈવને ઠપકો આપતી હતી, (કિન્તુ) સાસુની (કદાપિ) નિન્દા કરતી ન હતી અને ઉલટી વિચારતી કે સર્વ પૂર્વે કરેલાં કર્મોનો અનુભવ કરે છે અને અપરાધ તેમજ ગુણને વિષે અન્ય નિમિત્તમાત્ર છે.[2]

એક દિવસ વૈરોટ્યાએ નાગેન્દ્રના સ્વપ્ન વડે સૂચવાયેલ ગર્ભને ધારણ કર્યો. (આથી) એને પાયસના ભોજનનો દોહદ ઉત્પન્ન થયો. તેવામાં આર્યરક્ષિત સ્વામીની પેઠે સાડા નવ પૂર્વના ધારક નન્દિલાચાર્ય નામના સૂરિ ઉદ્યાનમાં સમવસર્યા. વૈરોટ્યાની સાસુ એમ કહેતી કે આ વહુને પુત્રી આવશે; નહિ કે પુત્ર. આવાં તેનાં, કાનને વિષે કરવતના જેવાં કઠોર વચનથી પીડાયેલી હોઇ તે સતી વહુ સૂરિને વંદન કરવા ગઇ. સૂરિને વંદન કર્યું (અને) પોતાની સાસુ સાથે (જે) વિરોધ (ચાલતો હતો) તે (તેમને) કહ્યો.

આચાર્યે કહ્યું કે હે વત્સે! આ પૂર્વ કર્મનો દોષ છે: ક્રોધ સંસારના કારણરૂપ હોવાથી તેની વૃદ્ધિ ન કરવી. (કહ્યું. પણ છે કે) ક્રોધ આ લોકમાં પણ ખરેખર શરીરમાં સંતાપ, કંકાસ અને વેર (ઉત્પન્ન) કરે છે અને પરલોકને વિષે નરકાદિનાં અત્યત ભયંકર દુઃખ (ઉત્પન્ન) કરે છે. વળી તને પુત્રની પ્રાપ્તિ થશે. અને તને જે પાયસનો દોહદ

---

૧ ફોતરા. ૨ કહેવાની મતલબ એ છે કે નિશ્ચય-દૃષ્ટિએ વિચારતા કોઇ કોઇનો અપરાધી કે ઉપકારક નથી.

ઉત્પન્ન થયો છે તે પણ જેમ તેમ પૂર્ણ થશે આચાર્યના આ પ્રમાણેના વચનથી પ્રસન્ન ચિત્તવાળી બની તે પોતાને ઘેર આવી અને વિચારવા લાગી કે ચાર સમુદ્રરૂપ દોરડાથી પરિબદ્ધ ભૂમિ ઉપર ભમતા અમે એવો કોઇ નિર્મળ ગુણવાળો વિશિષ્ટ મનુષ્ય જોયો નથી કે જેની આગળ, હૃદયમા ઘણા વખતથી એકત્રિત થયેલ દુ ખસુખનું વર્ણન કરીને　૫
અમને એક કે અડધી ક્ષણ કે નિ શ્વાસ નાખવા જેટલો સમય વિશ્રામ મળે આ ગુરુ ( ખરેખર ) તેવા છે

**પદ્મયશાએ** પણ ચૈત્ર ( માસ )ની પૂનમે ઉપવાસ કર્યો અને 'પુડરીક' તપ (પૂર્ણ) કરાતા ઉદ્યાપનનો આરભ કર્યો તે દિવસે યતિઓને પાયસથી પરિપૂર્ણ દાન કરાય છે અને સમાનધર્મીઓનુ વાત્સલ્ય કરાય　૧૦
છે તેણે આ બધુ કર્યું, પરતુ વહુ સાથે વેરભાવ હોવાથી તેને તો કુલત્થ વગેરે નઠારૂ ન (ખાવા) આપ્યુ વહુ તો થાળીમા ઉદ્ધૃત કરેલ (ઢાકી રાખેલ ) પાયસ છાનામાના લઇ, લુગડે બાધી અને ઘડામા મૂકીને જળ ( ભરવા ) માટે જળાશયે ગઇ ઝાડના મૂળમા ઘડો મૂકીને જેવી તે હાથ પગ ધોવા માટે ગઇ તેવામા **અલિંજર** નામનો જે નાગ પાતા　૧૫
લમા વસતો હતો તેની પત્નીને ક્ષીરાન્નનો દોહદ થયો હતો તે પૃથ્વી ઉપર આવીને ક્ષીરાન્ન શોધવા લાગી અને ત્યા ઝાડના મૂળમા ઘડામા ક્ષીરાન્ન દેખી તેણે તેનું ભોજન કર્યું અને જે રસ્તે થઇને ( તે ) નાગપત્ની આવી હતી તે જ રસ્તે થઇને તે ( ચાલી ) ગઇ **વૈરોટ્યા** પગ ધોઇને બહાર આવી ત્યારે ક્ષીરાન્ન તેના જોવામા ન આવ્યુ તોપણ તે ગુસ્સે ન　૨૦
થઇ કે તેણે વિરૂપ વચન ન ઉચ્ચાર્યું, કિન્તુ એમ કહ્યુ કે જેણે આ ભોજન કર્યું હોય તેનો મનોરથ પૂર્ણ થાઓ આ પ્રમાણે આશીર્વાદ દીધો

આ તરફ ઝાડમા સતાઇ રહેલી અલિજરની પત્નીએ તેનો આશીર્વાદ સાભળ્યો અને પોતાને સ્થાને આવી તેણે પોતાના પતિને તે નિવેદન કર્યો વૈરોટ્યા ( પણ ) પોતાને ઘેર આવી ત્યાર બાદ　૨૫
રાત્રે નાગપત્નીએ **વૈરોટ્યાની** પાડોશણને સ્વપ્નમા કહ્યુ કે હે કલ્યાણિની ! હું **અલિજર** નાગની પ્રિયા છુ **વૈરોટ્યા** મારી પુત્રી છે, તેને પાયસનો દોહદ થયો છે, તે તારે પૂર્ણ કરવો, વળી તેની આગળ કહેજે કે તારે પિયર નથી, પરતુ હુ પિતા ( પિયર )ની જેમ તારા ઉપર ઉપકાર કરીશ અને સાસુના પરાભવરૂપ અગ્નિના તાપને શાત　૩૦

## ( ૨ )

## આર્યનંદિલનો પ્રબન્ધ

'પદ્મિનીખંડ' નામના નગરમાં પદ્મપ્રભ નામનો રાજા (રાજ્ય કરતો) હતો. તેને પદ્માવતી ( નામની ) સ્ત્રી હતી. તે નગરમાં પદ્મદત્ત નામે
૫ શેઠ રહેતો હતો. તેને પદ્મયશા નામની પત્ની હતી. તેમને પદ્મ નામે પુત્ર થયો હતો. વરદત્ત ( નામના ) સાર્થવાહે પોતાની વૈરોટ્યા નામની પુત્રી તેને આપી હતી. તેણે તેની સાથે લગ્ન કર્યું હતું.

એક સમયે વૈરોટ્યાનો પિતા વરદત્ત પરિવાર સહિત દેશાંતરમાં જતા જતાં વનમાં દાવાનળથી બળી મુવો. સાસુની શુશ્રૂષા કરતી હોવા
૧૦ છતાં વૈરોટ્યાનું તેની સાસુ નબાપા કહી અપમાન કરતી. કહ્યુ છે કે રૂપ, રહસ્ય, પૈસો, તેજ, સૌભાગ્ય અને પ્રભુતા, એ પિતાના પ્રભાવથી જ અવશ્ય સ્ત્રીઓને પ્રાપ્ત થાય છે. [૧]કુકૂલના અગ્નિ જેવાં કઠોર સાસુના વચનોથી પીડાતી હોવા છતાં તે દૈવને ઠપકો આપતી હતી, ( કિન્તુ ) સાસુની ( કદાપિ ) નિન્દા કરતી ન હતી અને ઉલટી
૧૫ વિચારતી કે સર્વ પૂર્વે કરેલા કર્મોનો અનુભવ કરે છે અને અપરાધ તેમજ ગુણને વિષે અન્ય નિમિત્તમાત્ર છે.[૨]

એક દિવસ વૈરોટ્યાએ નાગેન્દ્રના સ્વપ્ન વડે સૂચવાયેલ ગર્ભને ધારણ કર્યો. ( આથી ) એને પાયસના ભોજનનો દોહદ ઉત્પન્ન થયો. તેવામા આર્યરક્ષિત સ્વામીની પેઠે સાડા નવ પૂર્વના ધારક નન્દિલાચાર્ય
૨૦ નામના સૂરિ ઉદ્યાનમા સમવસર્યા. વૈરોટ્યાની સાસુ એમ કહેતી કે આ વહુને પુત્રી આવશે; નહિ કે પુત્ર. આવાં તેનાં, કાનને વિષે કરવતના જેવાં કઠોર વચનથી પીડાયેલી હોય તે સતી વહુ સૂરિને વંદન કરવા ગઇ. સૂરિને વંદન કર્યું ( અને ) પોતાની સાસુ સાથે ( જે ) વિરોધ ( ચાલતો હતો ) તે ( તેમને ) કહ્યો.
૨૫ આચાર્યે કહ્યું કે હે વત્સે! આ પૂર્વ કર્મનો દોષ છે: ક્રોધ સંસારના કારણરૂપ હોવાથી તેની વૃદ્ધિ ન કરવી. ( કહ્યુ . પણ છે કે ) ક્રોધ આ લોકમા પણ ખરેખર શરીરમાં સંતાપ, કંકાસ અને વેર ( ઉત્પન્ન ) કરે છે અને પરલોકને વિષે નરકાદિમાં અત્યંત ભયંકર દુઃખ ( ઉત્પન્ન ) કરે છે. વળી તને પુત્રની પ્રાપ્તિ થશે. અને તને જે પાયસનો દોહદ

૩૦ ૧ ફોતરા. ૨ કહેવાની મતલબ એ છે કે નિશ્ચય-દૃષ્ટિએ વિચારતા કોઇ કોઇનો અપરાધી કે ઉપકારક નથી.

ખુશી થઇ તેને બે નૂપુર આપ્યાં (અને કહ્યું કે) આજથી હે વત્સ! તારે પાતાળમાં આવવું અને નાગો પણ તારે ઘેર આવશે. તેણે આવી કૃપા કરી. (ત્યાર બાદ) એ **વૈરોટ્યા** પાતાળમાં જવા આવવા લાગી. નાગના વરદાનથી પુત્રનું નામ **નાગદત્ત** પાડ્યું. તે સમયે **શ્રીઆર્યનંદિલ** ક્ષપણકે **વૈરોટ્યાના** સસરા પદ્મદત્તને કહ્યું કે તારે વહુની આગળ કહેવું કે ૫
નાગને ઘેર જઇ તારે નાગને કહેવું કે તમારે લોક ઉપર ઉપકાર કરવો; કોઇને દંશ ન દેવો. સૂરિનું તે વચન સસરાએ વહુને અને વહુએ નાગને કહ્યું. **વૈરોટ્યા** ત્યાં ગઇ અને ઊંચે સ્વરે બોલી કે તે **અલિંજરની** પત્ની જયવતી વર્તો, તે **અલિંજર** પણ જયનશીલ હો કે જેણે પિયર વિનાની મને પિયરવાળી કરી–મારી પિયરની ૧૦
ભૂખ ભાંગી અને અનાથને સનાથ કરી. હે નાગકુમારો! મહાત્મા **આર્યનંદિલે** આજ્ઞા કરી છે કે લોકને પીડા ન કરવી, (કિન્તુ) લોકના ઉપર ઉપકાર કરવો. (એમ કહી) **વૈરોટ્યા** ફરીથી પોતાને ઘેર ગઇ. ગુરુએ નવીન **વૈરોટ્યાસ્તોત્ર** રચ્યું. જે **વૈરોટ્યા–સ્તોત્રનો** પાઠ કરે છે તેને સર્પનો ભય નથી. **વૈરોટ્યા** બધા ૧૫
સર્પોને પોતાના ગુરુ પાસે લાવી અને તેમને ઉપદેશ સંભળાવ્યો. એથી તેઓ શાંત ચિત્તવાળા થયા. નાગદત્ત નામનો **વૈરોટ્યાનો** પુત્ર સૌભાગ્યની રંગભૂમિ બન્યો. પદ્મદત્તે પોતાની પત્ની સહિત વ્રત ગ્રહણ કર્યું, અને તપશ્ચર્યા કરીને તે સ્વર્ગે સંચર્યો. પદ્મયશા પણ તે દેવપણાને પામેલા ઇચ્છાસિદ્ધિવાળા (પોતાના પતિ)ની દેવી તરીકે ઉત્પન્ન થઇ. ૨૦
વળી **વૈરોટ્યા** નાગેન્દ્રના ધ્યાનપૂર્વક મરીને ધરણેન્દ્રની પત્નીરૂપે ઉત્પન્ન થઇ. ત્યાં પણ એનું નામ **વૈરોટ્યા** (જ) રહ્યું.

**इति श्रीआर्यनन्दिलप्रबन्धः ॥ २ ॥**



કરીશ. એ પાડોશણે સવારે વૈરોટ્યાને ક્ષીરાન્નનું ભોજન કરાવ્યું. જેનો દોહદ પૂર્ણ થયો છે એવી તેણે પુત્રને જન્મ આપ્યો. (પેલી) નાગપત્નીએ પણ સો પુત્રોને જન્મ આપ્યો. વૈરોટ્યાના પુત્રનું નામ પાડવાને દિવસે નાગે ઉત્સવ કર્યો. જ્યાં પહેલાં ( તેનું ) પિયર હતું ત્યાં પાતાલમાં રહેનારા
૫ નાગોએ [1]ધવલગૃહ બનાવી તેને શણગાર્યું હાથી, ઘોડા જેવાં ઉત્તમ વાહન અને પાયદળ વર્ગ સાથે નાગલોકો આવ્યા. તેમણે તેના ઘરને લક્ષ્મી વડે ભરી દીધું. પતિ અને પુત્રોથી યુક્ત અલિંજરની પત્ની દિવ્ય વસ્ત્ર, પટકૂલ, સર્વ અવયવો માટેનાં સુવર્ણ અને રત્ન વડે જડેલાં આભૂષણો ઇત્યાદિ સકળ, મનોહર વસ્તુસમૂહ, વૈરોટ્યાને પુત્રી-
૧૦ રૂપે સ્વીકારેલી હોવાથી તેને પૂરું પાડવા લાગી. વૈરોટ્યા અલિંજરની પત્નીને ઘેર રોજ જતી આવતી. અલિંજરની પત્ની વૈરોટ્યાનો અતિશય સત્કાર કરતી અને તેની પૂજા કરતી. સાસુ તેવા પ્રકારનું ( વહુનું ) પિયર મેલાપક જેવું જોઇ વહુનો સત્કાર કરવા લાગી, (કેમકે ) લોકો પૂજાયેલાની પૂજા કરે છે. વૈરોટ્યાના રક્ષણ માટે નાગપત્નીએ પોતાના
૧૫ નાના સો સર્પપુત્રો સમર્પ્યા. તેણે સાપોને ઘડામાં રાખ્યા. ત્યાં કોઇક કામ કરનારીએ અગ્નિથી તપેલી થાળીના મુખ ઉપર એ સાપવાળો ઘડો મૂક્યો. ( દીઠો એવો ) તરત જ વૈરોટ્યાએ તે ઉતારી લીધો. ત્યાર બાદ પાણી છાંટીને તે ( સર્પો )ને સ્વસ્થ કર્યા. ( પરતુ ) એક સાપનું બચ્ચું પૂંછડા વિનાનું થયું. જ્યારે તે ભૂમિ ઉપર સ્ખલિત થતું ત્યારે
૨૦ વૈરોટ્યા કહેતી કે બાંડા જીવો-બાંડાને ધણી ખમા. વૈરોટ્યાના પુત્ર ઉપરના સ્નેહથી મોહ પામેલા તે બધા બાંધવરૂપ સર્પો રેશમી વસ્ત્ર, રત્ન, સુવર્ણ વગેરે તેને આપીને તેમજ નામકરણ( વિધિ ) કરાવીને પોતાને સ્થાને ગયા. નાગના પ્રભાવથી વૈરોટ્યા માનને પાત્ર થઇ-એનો ભાવ વધ્યો.

એક દહાડો પોતાના પુત્રને પૂંછડા વિનાનો જોઇ અલિંજરને
૨૫ ગુસ્સો ચડ્યો કે કયા દુષ્ટે મારા પુત્રને પૂંછડા વિનાનો કર્યો ? ત્યાર પછી વૈરોટ્યાએ મારા પુત્રને પૂંછડા વિનાનો કર્યો છે એમ અવધિજ્ઞાન વડે જાણી વૈરોટ્યાના ઉપર પૂર્વે પ્રસન્ન થયેલો હોવા છતાં તે ગુસ્સે થયો. ગુસ્સામાં તે વૈરોટ્યાનું અનિષ્ટ કરવા તેને ઘેર ગયો. અલિંજર શરીર ગોપવીને ઘરમાં રહ્યો. અંધારામાં વૈરોટ્યા ઘરના અંદરના ઓરડામાં જ્યારે દાખલ
૩૦ થઇ ત્યારે તે બોલી કે બાંડો ચિરકાળ જીવો. એ સાંભળીને નાગરાજે

---

૧ મોટા મહેલ.

ખુશી થઇ તેને બે નૂપુર આપ્યાં. ( અને કહ્યું કે ) આજથી હે વત્સ! તારે પાતાળમાં આવવું અને નાગો પણ તારે ઘેર આવશે. તેણે આવી કૃપા કરી. ( ત્યાર બાદ ) એ વૈરોટ્યા પાતાળમાં જવા આવવા લાગી. નાગના વરદાનથી પુત્રનું નામ **નાગદત્ત** પાડ્યું. તે સમયે શ્રીઆર્યનંદિલ ક્ષપણકે વૈરોટ્યાના સસરા પદ્મદત્તને કહ્યું કે તારે વહુની આગળ કહેવું કે ૫ નાગને ઘેર જઇ તારે નાગને કહેવું કે તમારે લોક ઉપર ઉપકાર કરવો; કોઇને દંશ ન દેવો. સૂરિનું તે વચન સસરાએ વહુને અને વહુએ નાગને કહ્યું. **વૈરોટ્યા** ત્યાં ગઇ અને ઊંચે સ્વરે બોલી કે તે અલિંજરની પત્ની જયવંતી વર્તો, તે અલિંજર પણ જયનશીલ હો કે જેણે પિયર વિનાની મને પિયરવાળી કરી–મારી પિયરની ૧૦ ભૂખ ભાંગી અને અનાથને સનાથ કરી. હે નાગકુમારો ! મહાત્મા **આર્યનંદિલે** આજ્ઞા કરી છે કે લોકને પીડા ન કરવી, (કિન્તુ) લોકના ઉપર ઉપકાર કરવો. ( એમ કહી ) **વૈરોટ્યા** ફરીથી પોતાને ઘેર ગઇ. ગુરુએ નવીન **વૈરોટ્યાસ્તોત્ર** રચ્યું. જે **વૈરોટ્યા–સ્તોત્રનો** પાઠ કરે છે તેને સર્પનો ભય નથી. **વૈરોટ્યા** બધા ૧૫ સર્પોને પોતાના ગુરુ પાસે લાવી અને તેમને ઉપદેશ સંભળાવ્યો. એથી તેઓ શાંત ચિત્તવાળા થયા. **નાગદત્ત** નામનો વૈરોટ્યાનો પુત્ર સૌભાગ્યની રંગભૂમિ બન્યો. **પદ્મદત્તે** પોતાની પત્ની સહિત વ્રત ગ્રહણ કર્યું, અને તપશ્ચર્યા કરીને તે સ્વર્ગે સંચર્યો. **પદ્મયશા** પણ તે દેવપણાને પામેલા ઇચ્છાસિદ્ધિવાળા ( પોતાના પતિ )ની દેવી તરીકે ઉત્પન્ન થઇ. ૨૦ વળી **વૈરોટ્યા** નાગેન્દ્રના ધ્યાનપૂર્વક મરીને ધરણેન્દ્રની પત્નીરૂપે ઉત્પન્ન થઇ. ત્યાં પણ એનું નામ વૈરોટ્યા (જ) રહ્યું.

**इति श्रीआर्यनन्दिलप्रबन्धः ॥ २ ॥**



(૩)

## શ્રીજીવદેવસૂરિનો પ્રબન્ધ

'ગૂર્જર' ભૂમિમાં વાયુ દેવતાએ સ્થાપન કરેલું એવું 'વાયટ' નામનું મહાસ્થાન હતું. ત્યાં ધર્મદેવ નામનો ધનિક શ્રેષ્ઠી (વસતો) હતો. તેની **શીલવતી** નામની પત્ની દેહધારી ગૃહલક્ષ્મી જેવી હતી. તે (દંપતી)ને **મહીધર** અને **મહીપાલ** (નામના) બે પુત્રો હતા. **મહીપાલ** (બહુ) રમતિયાળ હોઇ કળાનો અભ્યાસ કરતો નહિ, તેથી તેના પિતાએ તેને હાંકી કાઢયો. આથી ગુસ્સે થઇ તે અન્ય દેશમાં ગયો. ધર્મદેવ શ્રેષ્ઠી પરલોક પામ્યો અને **મહીધરે** 'વાયટ' ગચ્છના શ્રીજિનદત્તસૂરિના ચરણે દીક્ષા લીધી. તેઓ **રાશિલ્લસૂરિ** નામના આચાર્યેન્દ્ર બન્યા. **મહીપાલ** પણ પૂર્વ દિશામાં આવેલા 'રાજગૃહ' નગરમાં દિગંબર આચાર્ય કને દીક્ષા લઇ આચાર્ય-પદવી પામ્યા. તેમનું **સુવર્ણકીર્તિ** એવું નામ પ્રખ્યાત થયું. તેમના ગુરુ **શ્રુતકીર્તિએ** તેમને બે વિદ્યા આપીઃ (૧) ચક્રેશ્વરી-વિદ્યા અને (૨) [1]પરકાયપ્રવેશ-વિદ્યા. ધર્મદેવનું મરણ થતાં **શીલવતી** (ઘણી) દુઃખી થઇ ગઇ; કેમકે જેવી મેઘ વિનાની નદી(ની), ચંદ્ર વિના રાત્રિ(ની) અને સૂર્ય વિના કમલિની-(ની) (દશા) થાય છે તેવી પતિ વિના કુલવધૂ(ની દશા) થાય છે. 'રાજગૃહ'માંથી આવેલા પરિચિત મનુષ્યને મોઢે પોતાનો પુત્ર સુવર્ણકીર્તિ ત્યાં રહેલો છે એમ જાણીને તેને મળવા તે પોતે ત્યાં ગઇ પોતાના પુત્ર સુવર્ણકીર્તિ તેમને મળ્યા. માતા અને પુત્ર વચ્ચેનો પ્રેમ ઉછળ્યો. એક દિવસે તેણે સુવર્ણકીર્તિને કહ્યું કે તારા પિતા સ્વર્ગે ગયા અને તું અહીં આચાર્ય છે. **મહીધર** પણ **રાશિલ્લસૂરિના** નામથી શ્વેતાંબર આચાર્યના પદે છે અને તે 'વાયટ' દેશમાં વિચરે છે. તમે બંને એકમત થઇ એક ધર્મ પાળો. (એમ કહી) તે તેમને 'વાયટ' લાવી. બંને બધુંઓ એકઠા મળ્યા. માતાએ સુવર્ણકીર્તિને કહ્યું કે હે વત્સ! તું શ્વેતાંબર થા. સુવર્ણકીર્તિ કહેવા લાગ્યા કે રાશિલ્લ-સૂરિ મારી માફક દિગંબર આચાર્ય થાઓ. એમ ચાલતું હતું તેવામાં માએ બે જાતની રસોઇ કરાવીઃ-(૧) એક વિશિષ્ટ (સારી) અને બીજી કુટુંબ માટે મધ્યમ (સાધારણ). દિગંબરને પહેલા બોલાવ્યા. તેઓ સ્વેચ્છાએ વિશિષ્ટ રસોઇ જમવા લાગ્યા; ઉતરતી રસોઇ તો તેઓ જોતા પણ ન હતા. રાશિલ્લસૂરિના બે શિષ્યો આવ્યા. નિર્જરાના અભિલાષી તે

---

૧ એના સ્વરૂપ માટે જુઓ યોગશાસ્ત્ર (પ્ર. ૫)નો અંતિમ ભાગ.

બને જણે ઉતરતી રસોઇ લીધી. ભોજન બાદ માતાએ દિગંબરને કહ્યું
કે હે વત્સ! આ શ્વેતાંબરો શુદ્ધ છે; તું આધાકર્મની ચિન્તા કરતો નથી.
એઓ તો કહે છે કે જે લોભી આધાકર્મ ભોજન કરે છે અને યથાર્થ
રીતે પ્રતિક્રમણ કરતો નથી તે સર્વ તીર્થંકરોની આજ્ઞાથી વિમુખને આરા-
ધના (સંભવતી) નથી. વળી તેઓ આ પ્રમાણે આચરણ પણ કરે છે, ૫
વાસ્તે જો તને મોક્ષની ઇચ્છા હોય તો તેને ભજ. (આ પ્રમાણેના)
માતાના વચનથી પ્રતિબોધ પામી સુવર્ણકીર્તિએ શ્વેતાંબર દીક્ષા ગ્રહણ
કરી. તેમનું જીવદેવસૂરિ એવું નામ દશે દિશામાં વિસ્તાર પામ્યું-
પ્રસિદ્ધ થયું. પાંચસો મુનિઓ સાથે વિહાર કરતાં તેઓ ભવ્ય (જીવો)ના
મિથ્યાત્વાદિ રોગનું સુંદર દેશનારૂપ અમૃત વડે નિરાકરણ કરતા હતા. ૧૦

એક દહાડો આચાર્યશ્રીની દેશના(સમયે) કોઇ યોગી આવ્યો.
તે 'ત્રૈલોક્યજયિની' વિદ્યા સાધવા માટે બત્રીસ લક્ષણોથી વિભૂષિત
પુરુષને શોધતો હતો. તે કાળમાં તેવા ત્રણ જ હતા-એક વિક્રમા-
દિત્ય, બીજા જીવદેવસૂરિ અને ત્રીજો તે યોગી જ; બીજુ કોઇ
નહિ. રાજાનો તો વધ કરાય નહિ. મનુષ્યની ખોપરીમા એકપુટી ભિક્ષા ૧૫
૭ મહિના સુધીમા મગાય અને ખવાય તો તે (વિદ્યા) સિદ્ધ
થાય, તેથી સૂરિને છળવાને તે આવ્યો. 'સૂરિ'મન્ત્રના પ્રભાવથી
સૂરિના વસ્ત્રો જ નીલવર્ણાં બન્યાં, નહિ કે તેનો દેહ. ત્યાર પછી
ગુરુ પાસે બેઠેલા ઉપાધ્યાયની જીભ તેણે બંધ કરી દીધી. શ્રીજીવ-
દેવસૂરિની નજર પડતાં પોતાની જીભે યોગપટ્ટપર્યસ્તિકા તેણે ૨૦
બાંધી. (આથી) સભ્ય જનો બીવા લાગ્યા. આચાર્યે તેનુ [1]કીલન કર્યું.
ત્યારે તેણે ખડી વતી ભૂમિ ઉપર લખ્યું કે ઉપકારીના ઉપર ઉપકાર
તો સર્વ લોક કરે છે; પરંતુ અવગુણ કરતો હોય એવા અવગુણી ઉપર પણ
જે ઉપકાર કરે છે તેવાને માતા ભાગ્યે જ જન્મ આપે છે. હું તમને છળવા
માટે આવ્યો હતો તે તમે જાણ્યું, અને મારૂં સ્તંભન કર્યું. હવે ૨૫
પ્રસન્ન થાઓ, મને છોડો, કૃપા કરો ઇત્યાદિ (તેણે કહ્યું). એથી મહેરબા-
નીની રૂએ પ્રભુએ તેને છોડી મૂક્યો એટલે તે 'વાયટ' નગરની બહાર મઠમાં
જઇને રહ્યો. પ્રભુએ પોતાના ગચ્છને બોલાવી કહ્યું કે અમુક દિશામાં
(પેલો) દુષ્ટ યોગી (ગામની) બહાર મઠમાં (રહે) છે, (વાસ્તે) તે દિશામાં

---

૧ આથી તાન્ત્રિક વિધિ અનુસાર બંધન સૂચવે છે

કોઇ સાધુએ કે સાધ્વીએ જવું નહિ. બહુ સારૂં એમ સર્વે સ્વીકાર્યું, પરંતુ બે સાધ્વીઓ સરલ સ્વભાવતે લઇને કુતૂહલથી તે જ દિશામાં ગઇ. યોગીએ આવીને ચૂર્ણ-શક્તિ વડે તેમને વશ કરી લીધી; એથી તેઓ તેની પાસેથી આઘે જઇ શકતી નહિ. પ્રભુએ પોતાના આશ્રમમાં
૫ દર્ભનું પૂતળું બનાવ્યું. તેનો હાથ છેદતાં યોગીનો પણ હાથ છેદાયો. (આથી) તેણે (પેલી) સાધ્વીઓને છોડી મૂકી. (એટલે તેમનું) માથું ધોઇ પરવિદ્યાનું વિદલન કરી (સૂરિએ) તેમને સ્વસ્થ કરી- યોગીના પાશમાંથી છોડાવી.

ત્યાર બાદ એક દિવસે 'ઉજ્જયિની'માં વિક્રમાદિત્યે સંવત્સર
૧૦ પ્રવર્તાવવો શરૂ કર્યો. તે સંબંધે દેશોને ઋણથી મુક્ત કરવા માટે નિંબ મંત્રીને વિક્રમે 'ગૂર્જર' ભૂમિમાં મોકલ્યો. એ નિંબે 'વાયટ'માં શ્રીમહાવીરનું મંદિર કરાવ્યું. ત્યાં શ્રીજીવદેવ સૂરિવરે (એ દેવાધિ)- દેવની પ્રતિષ્ઠા કરી.

'વાયટ'માં લલ્લ નામનો મહામિથ્યાત્વી શેઠ વસતો હતો.
૧૫ તેણે એક વાર હોમ કરવો શરૂ કર્યો. બ્રાહ્મણો ભેગા મળ્યા. ધૂમાડાથી આકુળ બનેલો સર્પ પાસેના આમળીના ઝાડમાંથી નીકળી (અગ્નિ-) કુંડની પાસે પડ્યો. નિર્દય બ્રાહ્મણોએ તે બાપડાને ઉપાડીને અગ્નિમાં હોમી દીધો. તે જોઇને વિરાગી બનેલો લલ્લ બ્રાહ્મણોને ઉદ્દેશીને બોલ્યો કે અહો આ તેમની કેવી નિર્દયતા છે! આ પ્રમાણે જેઓ જીવહિંસાના
૨૦ રાગી છે તેવા આ ગુરુઓથી સર્યું. એમ કહી બ્રાહ્મણોને વિસર્જન કરી તે પોતાને ઘેર ગયો. બધાં દર્શનોના આચારો તે જોવા લાગ્યો. (એવામાં) એક દહાડો મધ્યાહ્ને શ્રીજીવદેવસૂરિના બે સાધુઓ તેને ઘેર ભિક્ષા માટે ગયા. તેમણે શુદ્ધ ભિક્ષા ગ્રહણ કરી તેથી તે રાજી થયો. લલ્લે તે બે મુનિઓને પૂછ્યું કે તમારા ગુરુ કોણ છે? શ્રીજીવદેવસૂરિ છે
૨૫ એમ તેમણે કહ્યું. (એ ઉપરથી) લલ્લ ત્યાં ગયો અને સમ્યક્ત્વ સહિત (પૂર્વક) શ્રાવકનાં બાર વ્રતો તેણે ગ્રહણ કર્યાં. એક દહાડો લલ્લે કહ્યું કે મેં સૂર્ય-પર્વને દિને લક્ષ દ્રવ્યનું દાન દેવા માટે સંકલ્પ કર્યો છે. તેમાંથી અડધું મેં ખર્ચ્યું છે; બાકીનું અડધું તમે ગ્રહણ કરો. તે નિર્લોભ (મુનિવરે) લીધું નહિ. (આથી) લલ્લ ઘણો ખુશી થયો.
૩૦ ગુરુએ કહ્યું કે આજે સાંજના તું એક પગ ધોઇ રહ્યો હોય તેવામાં જે બેટણું આવે તે અમારી પાસે લાવજે. એ સાંભળીને લલ્લ ઘેર ગયો.

સાંજના તેને કોઇકે બે બળદો ભેટણા તરીકે આપ્યા. લલ્લ તેને ગુરુ
પાસે લઇ ગયો ગુરુએ કહ્યુ કે આ બે (બળદો) જ્યા પોતાની મેળે
જઇને ઊભા રહે ત્યા આ (તારૂં) દ્રવ્ય ખરચીને તારે ચૈત્ય કરાવવુ
એ સાભળીને તેણે છુટા મૂકી દીધેલા બળદો 'પિપ્પલાનક' ગામમા
કોઇ સ્થળે (જઇ) ઊભા રહ્યા તે ભૂમિમા લલ્લે ચૈત્ય (બધાવવુ)　　૫
શરૂ કરાવ્યુ તે પૂર્ણ થયુ (તેવામા) ત્યા કોઇ અવધૂત આવ્યો
તેણે કહ્યુ કે આ મદિરમા દોષ છે લોકોએ કહ્યુ કે શો દોષ છે ? તેણે
કહ્યુ કે સ્રીનુ હાડકુ છે તે સાભળીને લલ્લે ગુરુને વિનતિ કરી.
એટલે ગુરુએ કહ્યુ કે હે લલ્લ ! ભૂમિ નિ શલ્ય બનાવી ફરીથી
મંદિર બધાવ એ માટે તારે દ્રવ્યની ચિન્તા ન કરવી, કેમકે તેની　　૧૦
અધિષ્ઠાત્રી તે ધન પુરૂ પાડશે તેણે મંદિર ઉખેડવા માડ્યુ તેવામા
શબ્દ થયો કે ચૈત્ય ઉખેડશો નહિ ગુરુને તે વાત કહેવામા આવી
(આથી) તેમણે ધ્યાન ધર્યું (તો) અધિષ્ઠાત્રી દેવી આવી તેણે
કહ્યુ કે હુ 'કનોજ'ના રાજાની પુત્રી નામે મહુણીક 'ગુર્જર' દેશમા
વસતી હતી તેવામા મ્લેચ્છની ફોજ આવતા હું નાઠી પરતુ તેમણે　　૧૫
મારી પૂંઠ પકડી, એથી બીકથી હું આ કૂવામા પડી અને મરીને
હુ વ્યતરી થઇ (છુ) એથી મારા શરીરના હાડકારૂપ શલ્ય ખેંચાય
તે મને માન્ય નથી પ્રતોલીમા મને તમે અધિષ્ઠાત્રી કરો કે જેથી હુ
સપત્તિમા વધારો કરૂ ગુરુએ હા પાડી ત્યાર બાદ તેણે આપેલી
ભૂમિમા તેના લાયક કુલિકા કરાવાઇ વળી ત્યાથી અગણિત પૈસો　　૨૦
મળ્યો લલ્લ કોઇ હરીફ ન થઇ શકે એના (અર્થાત્ અપ્રતિમ) સુખને
પાત્ર બન્યો સંઘ પણ સંતોષ પામ્યો લલ્લ ઉપરના દ્વેષને લીધે
બ્રાહ્મણોએ મરવા પડેલી ગાય મદિરમા ફેંકી તે ત્યા મરી ગઇ શ્રાવકોએ
તે વાત ગુરુને કહી ગુરુએ વિદ્યાના બળ વડે (એ) ગાયને બ્રહ્મભવનમા
ફેંકી જેવુ પારકાનુ ચિંતવાય તે સમુખ આવીને ઊભુ રહે છે અન્ય　　૨૫
ઉપાય નહિ હોવાથી બ્રાહ્મણોએ જીવદેવસૂરિનો અનુનય કર્યો (તેમણે
વિનતિ કરી કે) હે જીવદેવસૂરિ ! અમને તારો શ્રીસૂરિએ તેમનુ તર્જન
કર્યું અને કહ્યુ કે જો મારા ચૈત્યમા મારા પટ્ટધર આચાર્યની શ્રાવકની
પેઠે તમે સર્વ ભક્તિ કરો, મારા આચાર્યને આચાર્યપદવીના પ્રસ્તાવ
વેળા સુવર્ણમય ઉપવીત આપો, વળી તેનુ સુખાસન તમે જાતે　　૩૦
વહન કરો તો આ ગાયને બ્રહ્માલયથી પાછી ખેંચી લઉ,

નહિ તો નહિ. કાર્યને માટે આતુર એવા તેમણે તે બધું કબૂલ કર્યું. અક્ષરો વડે તેમણે સ્થિરતા ઉત્પન્ન કરી. ત્યાર પછી ગાયને આકર્ષીને સૂરિએ તેને બહાર ફેંકી દીધી. (આથી) ચારે વર્ણ સંતોષ પામ્યા. કાલાંતરે મરણ સમીપ આવતાં પેલા યોગીથી બીતા
૫ સૂરિએ શ્રાવકોને સર્વ સિદ્ધિના હેતુરૂપ પોતાનું અખંડ કપાલ ભાંગવા કહ્યું; (કેમકે) જો તેમ નહિ કરાય તો સંઘને એ ઉપદ્રવ કરશે (એમ તેમણે સમજાવ્યું ). તે જ પ્રમાણે તેમણે કર્યું. (એથી) નિરાશ થયેલો યોગી ઘણા વખત સુધી રડ્યો.

इति श्रीजीवदेवसूरिप्रबन्धः ॥ ३ ॥

સાથે મને વાદ કરાવ. ભુવનની વિદ્વત્તાની સ્ફૂર્તિના જાણકાર રાજાએ તેને વાર્યો પણ તે અટક્યો નહિ. વાદને વિષે અજિત એવા પણ તેને ભુવને જીત્યો; કેમકે ખરેખર યમ ભૂતોથી ધારણ કરાતો નથી. જીત્યા બાદ સભ્યોને તેમણે સંબોધ્યા કે હે (સભ્યો!) સાંભળો.
૫ પત્થરને ટાંકણું, અંધકારને સૂર્ય, શેફાલી પુષ્પના સમૂહને ચન્દ્ર, પતંગને દીપકની વાટનું આકર્ષણ, પર્વતને વજ્ર, મેઘને પ્રચંડ પવન, ઝાડને કુહાડો અને હાથીને સિંહ તેમ (આ) વાદીને હું આ છું.

સભ્યોએ ચમત્કાર પામી ઉદ્‌ઘોષણા કરી કે શ્વેતાંબર શાસન જયવંતું વર્તે છે. વૃદ્ધકર તો અપમાનરૂપ વજ્રથી સંતપ્ત થઇ, અનશન કરી,
૧૦ 'ગુડશસ્ત્ર' નગરમાં વૃદ્ધકર નામના યક્ષ તરીકે ઉત્પન્ન થઇ પૂર્વ વેરને લઇને રોગોની વૃદ્ધિ કરવી, બીવડાવવા, ધન હરી લેવું ઇત્યાદિ પ્રકારે જૈનોને હેરાન કરવા લાગ્યો. 'ગુડશસ્ત્ર'પુરના સંઘે આર્ય ખપટને તેનું સવિનય નિવેદન કર્યું એટલે તેઓ ત્યાં ગયા. ત્યાં યક્ષના મંદિરમાં દાખલ થઇને તેમણે યક્ષના કાને ખાસડાં બાંધ્યાં, અને છાતીએ
૧૫ પગ દીધા. લોક ભેગા થયા. ત્યાંનો રાજા (પણ) ત્યાં આવ્યો. રાજા ત્યાં આવ્યો એટલે સફેદ કપડા વડે આચાર્યે પોતાનું સર્વ અંગ ઢાંકી દીધું. રાજા જ્યાં જ્યાં (વસ્ત્ર) ઉઘાડે ત્યાં ત્યાં કુલા જ દેખાય. એથી ગુસ્સે થયેલો રાજા ખપટસૂરિના શરીર ઉપર પ્રહાર કરાવવા લાગ્યો. એ પ્રહારો શિરીષના કોપથી પણ કોમળ એવાં અતઃપુરવાસી
૨૦ વનિતાઓનાં અવયવોને વિષે લાગ્યા. (આથી) અંતઃપુરમાં કામિનીઓનો કોલાહળ ઉછળ્યો કે હે સ્વામી! (અમારૂં) રક્ષણ કરો, રક્ષણ કરો; અફસોસ, કોઇ અદષ્ટ (રહીને) અમને મારે છે. અમે કેવી રીતે જીવીએ? (ખપટ)સૂરિની શક્તિ વડે જેના ચિત્તમાં ચમત્કાર ઉદ્‌ભવ્યો છે એવો (એ) રાજા સૂરિને પગે લાગ્યો. પ્રસન્ન થાઓ અને સપરિવાર
૨૫ મને જીવન-ભિક્ષા દો, (કેમકે) તમે કૃપાળુ છો ઇત્યાદિ તેણે ઉચ્ચાર્યું. યક્ષ તો પોતાને ઠેકાણેથી ઊઠીને સૂરિ પાસે આવી વિનયપૂર્વક તેમના પગ દાબવા લાગ્યો. કેવળ કીડી જેવા મારા ઉપર તમારો કેવો સૈન્યનો આ સમારંભ છે એમ તેણે કહ્યું. લોક ભેગા થયા. આર્ય ખપટે યક્ષને કહ્યુ કે હે નીચ! અમારા અનુયાયીઓનો તું પરાભવ કરે છે? જો
૩૦ તારામાં શક્તિ હોય તો પરાભવ કર યક્ષ કહેવા લાગ્યો કે હનુમાન રક્ષણ કરે ત્યારે શાકિનીઓ પાત્રોને કેવી રીતે ગળે? હું તમારો નોકર

છું, (વાસ્તે) મને પીડા ન કરો; તમારા સંઘનું બાંધવની પેઠે હું રક્ષણ કરીશ. રાજા વગેરે સર્વે નવાઇ પામી સૂરિના ભક્તો બન્યા. સૂરિ જ્યારે મંદિરમાંથી નીકળી બહાર ગયા ત્યારે તે પત્થરની મૂર્તિવાળો યક્ષ સાથે ચાલ્યો. બે પત્થરો, બે પત્થરની કુંડીઓ અને સૂક્ષ્મ યક્ષો સાથે ગયા. શહેરના ગઢના દ્વાર આગળ આવેલા સૂરિએ યક્ષાદિનું વિસર્જન કર્યું એટલે તેઓ પોતપોતાને સ્થાનકે ગયા. લોકમાં કીર્તિ મેળવવાના હેતુથી બે કુંડી તો શહેરના દરવાજે સૂરિએ સ્થાપી　૫

રાજાને બોધ પમાડી તેને શ્રાવક બનાવ્યો (પછી) તે પોતાને મહેલે ગયો. પ્રભાવનારૂપ નર્તકીને વિષે રંગાચાર્ય છે એમ ચારે વર્ણે સૂરિનું ત્યાં વર્ણન કર્યું.　૧૦

તે જ સમયે 'ભૃગુ'પુરથી બે સાધુઓ આવ્યા તેમણે પ્રભુને કહ્યું કે હે ભગવાન્! 'ભૃગુ'પુરથી અહીં આવતા આપે જે કપરિકા (?) ગૂઢ રાખી હતી તે આપના ભાણેજે વાંચી વાચતા તેમને આકર્ષણ-લબ્ધિ મળી. આની મદદથી ધનિકોને ઘેર તૈયાર થયેલી રસોઇનું આકર્ષણ કરી લાવી તે ખાય છે. એ તેમ કરે છે એમ ગચ્છના જાણવામા આવતાં ગચ્છે તેનો નિષેધ કર્યો છતા રસના-ઇન્દ્રિયને પરવશ બનેલો હોવાથી તે અટક્યો નહિ, તેથી સંઘે તેને હાંકી મૂક્યો. ક્રોધાયમાન થયેલો તે જઇને બૌદ્ધોને મળ્યો છે અને તેના આચાર્ય જેવો થઇ રહ્યો છે. બૌદ્ધોના પાત્રો મઠથી આકાશ (માર્ગે) ગૃહસ્થોને ઘેર તે પહોંચાડે છે. ત્યાર બાદ ભોજનથી પરિપૂર્ણ એવા તે (પાત્રો) આકાશ (માર્ગે) જ મઠમા આવે છે. તે જોઇ લોક બૌદ્ધોના ભક્ત બનતા જાય છે જે (તમને) ઉચિત લાગે તે કરો. તે અવધારીને આર્ય ખપટ દેવ 'ભૃગુપુર' ગયા અને ત્યા ગુપ્ત રીતે રહ્યા બૌદ્ધોના પાત્રો અન્નથી ભરપૂર આવે છે (તે જોઇને) તેમણે શિલા વિકુર્વી આકાશમા તેને ભાંગી નાખ્યા પાત્રોમાંથી ભાત, માંડા, લાડુ વગેરેના અંશો લોકના માથા ઉપર પડ્યા. (આથી) સૂરિના આગમનની સંભાવના કરી ચેલો બીધો અને એ બાપડો નાઠો. સૂરિ સંઘ સહિત બૌદ્ધોના મંદિરમા ગયા પાષાણમૂર્તિ બુદ્ધે સામા ઊઠીને જય જય મહર્ષિકુંજરશેખર! ઇત્યાદિ (સૂરિની) સ્તુતિ કરી (તેથી) ફરીથી જિનેશ્વરના શાસનની પ્રભાવના પુષ્કળ થઇ અને આર્ય ખપટ અન્યત્ર વિહાર કરી ગયા.　૧૫ ૨૦ ૨૫ ૩૦

આ બાજુ 'પાટલીપુત્ર' નગરમા બ્રાહ્મણોના ભક્ત દાહડ નામના

રાજાએ જૈન યતિઓને બોલાવ્યા અને કહ્યું કે ' બ્રાહ્મણોને નમસ્કાર કરો. જૈનોએ કહ્યું કે હે રાજા ! આ યોગ્ય નથી, (કેમકે) આ ગૃહસ્થ છે; અમે યતિઓ વન્દનીય છીએ. દાહુડે કહ્યું કે જો તમે વંદન નહિ કરો તો તમારાં માથાં કાપી નાંખીશું. જૈન યતિઓએ સાત દિવસની (અવધિની) યાચના કરી. રાજાએ (તે) સ્વીકારી. દૈવયોગે આર્ય ખપટના શિષ્ય ઉપાધ્યય નામે મહેન્દ્ર 'ભૃગુકચ્છ'થી ત્યાં આવ્યા. તેમની આગળ યતિઓએ પોતાનું દુઃખ નિવેદન કર્યું. તેમણે તેમને રૂડી રીતે ધીરજ આપી. સવારના એક રાતો અને એક ધોળો એમ બે કરવીર [1]કંબા લઇને મહેન્દ્ર દાહુડ પાસે ગયા. તે વેળાએ સવાર આઠમા દિવસની (જ) હતી. રાજાએ કહ્યું કે બ્રાહ્મણોને પ્રણામ કરવા માટે શ્વેતાંબરોને બોલાવો. તેમને બોલાવ્યા (એટલે) તેઓ આગળ ઊભા રહ્યા. રાતી કંબા લઇને મહેન્દ્રે રાજાને કહ્યું કે પ્રથમ આમથી નમું કે આમથી નમું ? એમ કહેતાંની વાર જ બ્રાહ્મણોનાં માથાં તૂટીને તાડનાં ફળની જેમ પૃથ્વી ઉપર પડ્યાં. તે જોઇને ભય પામેલો રાજા ખુશામત (કાલાવાલા) કરવા લાગ્યો. ફરીથી અવિનય કરીશ નહિ એમ તે બોલ્યો. ત્યારે મહેન્દ્રે કહ્યું કે સિંહના ગળા ઉપર કેસરની સટા (કેશવાળી)ના સમૂહને ચરણ વડે કોણ સ્પર્શે ? તીક્ષ્ણ ભાલાથી નેત્રના ખાડા (ખૂણા)ને કોણ ખજવાળવા ઇચ્છે ? નાગેશ્વરના માથાના રત્નના ભૂષણની લક્ષ્મીને (મેળવવા) માટે કોણ તૈયાર થાય ! તે જ કે જે વન્દનીય શ્વેતામ્બર શાસનની આવી નિંદા કરે છે. (આથી) વિશેષે કરીને બીધેલો રાજા દર્શન(?)ને પગે લાગ્યો. તે વારે મહેન્દ્રે સફેદ કરવીર કંબા બંને દિશામાં વહન કરાવી-ધોળા કરેણની સોટી હલાવી. (એટલે) ફરીથી બ્રાહ્મણોનાં માથાં પોતપોતાને સ્થાને ચોંટી ગયાં. રાજા તેમજ બ્રાહ્મણજન પ્રતિબોધ પામ્યા. આ પ્રમાણે પ્રભાવના થઇ.

ભુવન પણ બૌદ્ધોનો પરિહાર કરી પોતાના ગુરુને (આવી) મળ્યો. તેમણે પોતાના ગુરુની ક્ષમા માગી. તે ગુરુએ તે ભુવનને બહુમાન આપ્યું. પછી ભુવન ગુણી, વિનયી, ચારિત્ર્યવાન્ અને શ્રુતવાન્ થયા. તેથી આર્ય ખપટે ભુવનને સૂરિપદ આપ્યું અને (પોતે) અનશન કરી સ્વર્ગે સીધાવ્યા. જેઓ જીવન અને મરણ એ બંને આરાધે છે-શોભાવે છે તેઓ જ પુરુષો છે; બાકીના લોક પશુ છે-બીજા બધા જનાવર છે.

**ઇતિ શ્રીઆર્યખપટાચાર્યપ્રબન્ધઃ ॥ ૪ ॥**

[1] કરેણની સોટી.

## (૫)

# શ્રીપાદલિપ્તાચાર્યનો પ્રબન્ધ

'કોશલા' નામની નગરી હતી ત્યા નીતિ અને પરાક્રમના સમુદ્ર સમાન વિજયવર્મા (નામનો) રાજા (રાજ્ય કરતો) હતો (ત્યા) ફુલ્લ નામનો શેઠ જૈન, વિચક્ષણ અને દાનભટ હતો તેની પ્રતિમાણા નામની પત્ની રૂપ, શીલ અને સત્યની ભડારભૂમિ હતી પુત્ર નહિ હોવાથી તે ખિન્ન રહેતી. (તે ઉપરથી) કોઇએ કહ્યુ કે તુ વૈરોટ્યા દેવીનુ આરાધન કર તપ, નિયમ અને સયમ વડે તેનુ આરાધન કરતા તે પ્રત્યક્ષ થઇ અને તેણે કહ્યુ કે હે વત્સ! તેં મને શા માટે સભારી છે? શેઠાણીએ કહ્યુ કે પુત્રને માટે વૈરોટ્યાએ ઉત્તર આપ્યો કે હે વત્સ! સાભળ 'વિદ્યાધર' વશમા શ્રીકાલિકાચાર્ય થઇ ગયા તેમનો 'વિદ્યાધર' નામનો ગચ્છ છે ત્યા આર્ય નાગહસ્તી નામના સૂરિ છે (શુદ્ધ) ક્રિયા અને જ્ઞાનના સમુદ્રરૂપ તેઓ હાલમા આ નગરીમા આવ્યા છે તેમનુ [1]ચરણોદક તુ પીજે. (એ સાભળી) શેઠાણી ભાવનાના સમૂહથી ભરેલી ત્યા ગઇ એવામા ગુરુના ચરણ ધોયેલા જળવાળુ પાત્ર હાથમા લઇને શિષ્યને સામા આવતા તેણે જોયા શેઠાણીએ પૂછ્યુ કે હે તપોધન! આ શુ છે? શિષ્યે કહ્યુ કે ગુરુનું ચરણોદક (એટલે) તેણે (તે) પીધુ પછી ગુરુને તેણે વદના કરી ગુરુએ કહ્યુ કે મારાથી દશ હાથના અતરે રહીને તેં જળ પીધુ તેથી તારો પુત્ર તારાથી દશ યોજન દૂર રહેશે અને તે પછી સાગની લક્ષ્મીરૂપ બીજા નવ પુત્રો (તને) થશે ચપાના ફુલના રસના પાનથી ઉન્મત્ત બનેલા ભ્રમરના ધ્વનિ (ગુજારવ)ના જેવી કોમળ વાણીથી તે બોલી કે પ્રથમ પુત્ર મારે તમને આપવો એમ કહીને તે પોતાને ઘેર ગઇ પતિને ગુરુએ કહેલુ તે અને પોતે કહેલુ તે પણ તેણે કહ્યુ તે રાજી થયો શેઠાણીએ (યોગ્ય) અવસરે નાગેન્દ્રના સ્વપ્ન (વડે સૂચિત) પ્રભાવશાળી પુત્રને જન્મ આપ્યો (એથી) મગલ-ઉત્સવોનો પ્રવાહ થયો ગુરુની પાસે રહેલો તે વધવા લાગ્યો નાગેન્દ્ર એવુ તેનું નામ (પાડવામા આવ્યુ) સર્વ લોકોને સ્પૃહા ઉત્પન્ન થાય એવા શરીરના અવયવો વડે તેમજ ગુણોથી તે વૃદ્ધિ પામતો ચાલ્યો ગુરુએ આવીને આઠમે વર્ષે તેને દીક્ષા આપી.

---

[1] પગ ધોયેલુ પાણી.

મણ્ડન નામના મુનિની પાસે તેમને ભણવા મૂક્યા. બાળક હોવા છતાં તેઓ સર્વ વિદ્યાવાન્ બન્યા.

એક દિવસ ગુરુએ જળ માટે મોકલેલ તેઓ જઇ આવી આલોચવા લાગ્યા કે રાતાં નેત્રવાળી અને પુષ્પ જેવા દાંતની પંક્તિવાળી નવોઢાએ
૫ અપુષ્પિત આંબો અને નવીન શાલિની કાંજી પ્રને કુડક વડે આપ્યાં.

આ પ્રમાણેની ગાથા દ્વારા શૃંગારગર્ભિત કથનના શ્રવણથી ગુરુએ કહ્યું કે તું પલિત્તઅ છે. હે શિષ્ય! ખરેખર તું રાગરૂપ અગ્નિ વડે પ્રદીપ્ત થયો છે એવો આનો ભાવ છે. નાગેન્દ્રે કહ્યું કે હે ભગવન્! એક માત્રા જેટલી કૃપા કરો, જેથી કરીને 'પાલિત્તઅ' એવું રૂપ બને એનો
૧૦ શો ભાવ છે? (એ જ કે) આકાશમાં ગમન કરવામાં સાધનરૂપ એવી પાદલેપ–વિદ્યા મને તમે આપો કે જેથી મારું પાદલિપ્તક એવું નામ પડે. ત્યાર બાદ ગુરુએ પાદલેપ-વિદ્યા આપી. તેને લઇને તેઓ આકાશમાં ભ્રમણ કરવા લાગ્યા. દશ વર્ષના થતાં તેમને સૂરિપદ ઉપર સ્થાપન કરવામાં આવ્યા. (ત્યાર બાદ) ઘણા શિષ્યોના પરિવારપૂર્વક તેઓ
૧૫ વિહાર કરવા લાગ્યા. 'શત્રુંજય', 'ગિરનાર', વગેરે [1]પાંચ તીર્થોને નિરંતર વંદન કરીને તે અરસ નીરસ ભોજન કરતા અને તપ (પણ) તેઓ તપતા. જે દૂર હોય, જેની આરાધના કષ્ટસાધ્ય હોય, જે (બહુ) દૂર રહેલુ હોય તે સર્વ તપ વડે સિદ્ધ થાય છે; કેમકે તપનો કોઇ પરાભવ કરી શકે તેમ નથી; એથી સર્વ સિદ્ધિઓ થાય છે.

૨૦ એક દિવસ તેઓ (પાદલિપ્તક) 'પાટલીપુત્ર' ગયા. ત્યાં ચડના દુશ્મન મુંડ(?)ને જેણે ખંડિત કરેલ છે એવો મુરુંડ નામનો રાજા (રાજ્ય કરતો) હતો. તેને ૭ મહિના થયા મસ્તકમાં વેદના ઉત્પન્ન થયેલી હતી. મંત્ર, તંત્ર અને ઔષધ વડે તે મટતી ન હતી. વિશેષ વિચક્ષણ એવા સૂરિને આવેલા સાંભળીને રાજાએ પ્રધાનોને (તેમની પાસે) મોકલ્યા.
૨૫ તેમણે કહ્યું કે હે ભગવન્! રાજાધિરાજના મસ્તકની વેદના દૂર કરો, (અને તેમ કરી) કીર્તિ અને ધર્મનો સંચય કરો. ત્યાર પછી સૂરીશ્વરે રાજકુલમાં જઇ મંત્રના બળથી ક્ષણમાત્રમાં મસ્તકની વેદના દૂર કરી દીધી. તેથી આજે પણ જોવાય છે કે જેમ જેમ પાદલિપ્તક જાનુને વિષે પ્રદેશિનીને ભમાડે છે તેમ તેમ મુરુંડ રાજાના મસ્તકની વેદના
૩૦ નાશ પામતી જાય છે.

[1] શત્રુંજય, ગિરનાર, આબુ, સમેતશિખર અને અષ્ટાપદ એ પાંચ તીર્થો છે.

રાજા રાજી થયો. ઉત્સવો મંડાયા પાદલિપ્તસૂરિની કીર્તિ વડે [1]સાતે ભુવનો પવિત્ર થયાં. રાજા સ્તુતિ કરવા લાગ્યો કે આર્દ્રતાથી અત્યંત વ્યાપ્ત ચિત્ત, અતિશય મધુર વચન, પ્રસન્ન અને નિર્મળ દૃષ્ટિ, ક્ષમા (યુક્ત હોવા)થી મનોહર બળ, અહંકારથી રહિત શ્રુત (જ્ઞાન), ગરીબોની ગરીબાઇને હરનારી લક્ષ્મી, શીલથી યુક્ત સૌન્દર્ય, નીતિના આશ્રયવાળી મતિ અને અભિમાનથી મુક્ત પ્રભુતા આ પ્રમાણેના અહો અમૃતના નવ કુંડો આ ઉત્તમ (સૂરિ)ને વિષે પ્રકટ છે.

એક દહાડો સભામાં રાજાએ કહ્યું કે રાજકુળમાં મોટો વિનય છે. આચાર્યે કહ્યું કે ગુરુકુળમાં એથી મોટો વિનય છે. તે ઉપરથી આચાર્યે કહ્યું કે જે રાજપુત્ર તમારો અત્યંત ભક્ત હોય તેને બોલાવો અને તેને કહો કે જઇને જોઇ આવો કે 'ગંગા' પૂર્વ તરફ વહે છે કે પશ્ચિમ તરફ? રાજપુત્રને બોલાવ્યો, અને તેને જોવા માટે મોકલ્યો. આમ તેમ ફરીને તે આવ્યો એટલે રાજાએ તેને કહ્યું કે 'ગંગા' પૂર્વ તરફ વહે છે કે પશ્ચિમ તરફ તે તું જોઇ આવ્યો? ત્યારે રાજપુત્રે જવાબ આપ્યો કે એમાં શું જોવાનું છે? શી તપાસ કરવાની છે? બાળકો (અથવા બાલિકાઓ) પણ જાણે છે કે 'ગંગા' પૂર્વ તરફ વહે છે. (તેમ છતાં) જઇને મેં જોયું, તો તે પૂર્વ તરફ જ વહે છે (એમ જાણ્યું) રાજા સાંભળી રહ્યો. (એટલે) સૂરિએ પોતાના સાધુને એ કામ માટે મોકલ્યા અને તેઓ ગયા. દંડ અંદર નાખી તેણે જોયું કે 'ગંગા' પૂર્વ તરફ વહે છે. (પછી) સૂરિ પાસે તેઓ આવ્યા અને બોલ્યા કે 'ગંગા' પૂર્વવાહિની છે એમ મેં પહેલાં સાંભળ્યું હતું જઇને જોયું તો તેમ જ જાણવામાં આવ્યું, બાકી ખરી વાત તો (આપ) સદ્‌ગુરુ જાતે જાણો રાજપુત્રનું અને આ સાધુનું ચરિત્ર રાજાને અને સૂરિને તેમના ગુપ્તચરોએ નિવેદન કર્યું. (આથી) રાજાએ માન્યું જ કે ગુરુકુળમાં વિશેષત. વિનય છે તે ઉપરથી બોધ છે કે રાજાના પૂછવાથી ગુરુએ 'ગંગા' કઇ તરફના મુખે વહે છે એવું શિષ્યને પૂછ્યું ત્યારે તેણે જેમ કર્યું તેમ સર્વત્ર કરાવું જોઇએ

'પાટલિપુત્ર'થી સૂરીશ્વર 'લાટ' (દેશમાં) ગયા ત્યાં એક નગરમાં તેઓ બાળકો સાથે રમવા લાગ્યા મુનિઓ ગોચરીની ચર્યા માટે ગયા તેવામાં શ્રાવકો વંદન કરવા માટે આવ્યા. એટલે આકાર ગોપવીને-વેશ

---

1 ભૂર્લોક, ભૂવર્લોક, સ્વર્લોક, મહર્લોક, જનર્લોક, તપર્લોક અને સત્ય લોક અથવા બ્રહ્મલોક.

બદલીને પ્રભુ બેઠા. શ્રાવકો ગયા એટલે ફરીથી ઓરડામાં જઇને ખેલવા માંડ્યું. તેવામાં કોઇક વાદીઓ આવ્યા. તેમણે ( આ પ્રદેશને ) નિર્જન જોઇ કૂકુડૂકૂ એવો ( મરઘા પેઠે ) શબ્દ કર્યો. સૂરીશ્વરે પણ મ્યાઉ એવો બિલાડીના જેવો અવાજ કર્યો, અને ત્યાર પછી તેમણે દર્શન દીધું. વાદીઓ પ્રભુને પગે પડ્યા. અહો તમારી પ્રત્યુત્પન્નપ્રતિભા! બાલભારતી! ચિરંજીવ ( એમ કહી સંતોષ જાહેર કર્યો ). ત્યાર બાદ તેમની સાથે પ્રભુએ વાતચિત શરૂ કરી. તેમનામાંથી એકે પૂછ્યું કે હે પાદલિપ્તક! સમગ્ર મહીમંડળમાં ફરતાં તમે અગ્નિને ચંદનના રસના જેવો શીતળ કોઇ સ્થળે સાંભળ્યો કે જોયો હોય તો એ તમે સ્પષ્ટ કહો. પ્રભુએ ઉત્તર આપ્યો કે અપકીર્તિના અભિયોગથી દુઃખી બનેલા અને શુદ્ધ હૃદયવાળા પુરુષને દુઃખવહન કરતી વેળા અગ્નિ ચંદનના રસના જેવો શીતળ લાગે છે. ( આ સાંભળીને ) સંતોષ પામેલા વાદીઓએ તેમની સ્તુતિ કરી કે તમે સાક્ષાત્ બૃહસ્પતિ છો; બ્રાહ્મી ધન્ય છે કે જે તમારા વદનમાં વસે છે.

આ તરફ જે બ્રાહ્મણો સાથે પૂર્વે ખપટ સૂરિના ગચ્છના ઉપાધ્યાય મહેન્દ્રને સંભાષણ થયું હતું ને પૈકી કેટલાકને જોરજૂલમથી દીક્ષા આપવામાં આવી હતી. તેમના ( કેટલાક ) સ્વજનો ' પાટલીપુત્ર ' પત્તનમાં રહેતા હતા. તેઓ પૂર્વના વૈરથી જૈન સાધુઓને ઉપદ્રવ કરતા હતા. એ વાત પ્રભુ શ્રીપાદલિપ્ત સૂરિએ સાંભળી. ( એટલે ) આકાશ ( માર્ગે ) તેઓ જાતે ત્યાં ગયા અને તેમણે કહ્યું કે હું વીર અસ્તિત્વ ધરાવું છું ત્યાં સુધી કોણ જૈન લોકને ખરેખર પીડા કરી શકે? જર્જરિત (ખોખરી) લાકડી પણ હાંલ્લાને ભાંગવાને તો સમર્થ છે જ. ( આ સાંભળી ) ત્યાર બાદ તેઓ કાગડાની પેઠે નાસી ગયા. પ્રભુ (ત્યાંથી) ફરીથી ' ભૃગુપુર ' ગયા. ત્યાં તેમણે આર્ય ખપટના સંપ્રદાય પાસેથી સમગ્ર કળાઓ ગ્રહણ કરી. ' ઢંક ' પર્વત ઉપર પ્રભુએ નાગાર્જુનને આકાશગમનવિદ્યા શીખવાડી અને તેને પરમ શ્રાવક બનાવ્યો. તેણે ' પાદલિપ્તક 'પુર નવું બનાવ્યું. તે તે દશાર્હના મંડપ, ઉગ્રસેનનાં ભવનો ઇત્યાદિ સ્થળમાં પ્રભુએ 'ગાહાજુઅલેન'થી શરૂ થતું સ્તવન ગૂંથ્યું. તેમાં સુવર્ણસિદ્ધિ વિદ્યા ઉતારેલી છે એમ વૃદ્ધો કહે છે. નાગાર્જુને રસનો પ્રારંભ કર્યો, (પરંતુ) અતિશય તકલીફ ઉઠાવવા છતાં કેમે કર્યો તે બંધાયો નહિ. તેથી તેણે વાસુકિ નાગની આરાધના કરી. (એટલે) તેણે તેમજ શ્રીપાદલિપ્તે ઉપાય બતાવ્યો કે જો ' કાંતી'પુરીથી

નગરમાં હું પણ પ્રવેશ પામીશ. પંડિતોએ ગર્જના કરી. (?) બધા (પંડિતો) અને રાજા પણ (સૂરિને લેવા) સામે ગયા અને 'ગંગા'ની લહરીના જેવી (સૂરિની) મનોહર વાણીથી સંતોષ પામ્યા. નગરમાં આવેલા ગુરુએ **નિર્વાણકલિકા, પ્રશ્નપ્રકાશ** ઇત્યાદિ શાસ્ત્રો રચ્યાં.
૫ **તરંગલોલા** નામની એક નવીન ચંપૂ (કથા) રાજા આગળ રચીને પ્રભુએ સભામાં તેની વ્યાખ્યા કરી. (આથી) રાજાને સંતોષ થયો અને (તે બોલી ઊઠયો કે) આ (ખરેખર) કવીશ્વર છે. (પ્રત્યેક) પદ જાણે સરાણે ઉતારેલ હોય તેમ ઉજ્જવળ પ્રભાવાળું છે, બંધ અર્ધનારીશ્વરની પ્રશંસાનું લંઘન કરવામાં જાંધિક જેવો છે, અર્થથી ગતિ સ્વર્ગમાં
१० ઉદ્ભિન્ન થયેલી વેલ સમાન છે, તેમજ રસ સહેજ ચૂર્ણ કરેલ ચંદ્રમંડળમાંથી ટપકતા અમૃત જેવો મનોહર છે; વાસ્તે આ (ખરા) કવિની કૃતિનું રહસ્ય છે, નહિ કે વાણીના ડિંડિમનો આડંબર છે. એ પ્રમાણે કવિઓ પણ તુષ્ટ થયા, પરંતુ એક વિદુષી વેશ્યા ગુણોની જાણકાર હોવા છતાં અને રાજસભામાં હાજર હોવા છતાં સૂરીશ્વરની
१५ પ્રશંસા કરતી ન હતી. તેથી રાજાએ કહ્યું કે અમે બધા તુષ્ટ થઇ તમારી પ્રશંસા કરીએ છીએ; (પરંતુ) ફક્ત આ જ એક (વેશ્યા) સ્તુતિ કરતી નથી. તો એવું કરો કે જેથી એ સ્તુતિ કરે. એ સાંભળીને સૂરિ વસતિ એ-ઉપાશ્રયે આવ્યા. રાત્રે ગચ્છની સંમતિ પૂર્વક પવન ઉપર વિજય મેળવવાના બળથી કપટમૃત્યુ વડે તેઓ મરણ
२० પામ્યા-મરી ગયા હોય તેવો દેખાવ કર્યો. સૂરિની ઠાઠડી બાંધી. ચારે વર્ણે રુદન કરવા માંડયુ. (પેલી) વેશ્યાના ઘરના દ્વાર આગળ ઠાઠડી લાવવામાં આવી. (એટલે) વેશ્યા પણ ત્યાં આવી અને રડતી રડતી કહેવા લાગી કે જેના મુખરૂપ નિર્ઝરમાંથી તરંગલોલારૂપ નદી નીકળી તે પાદલિપ્તનું હરણ કરનારા યમનું મસ્તક કેમ ન ફૂટી ગયું? (ત્યારે) પ્રભુ ફરીથી
२५ જીવતા થયા. વેશ્યાએ કહ્યું કે મરીને આત્માની પ્રશંસા કરાવી? સૂરિએ જવાબ આપ્યો કે મરીને પણ પંચમ ગાવો જોઇએ એ શું સાંભળ્યું નથી કે?

ત્યાર બાદ પ્રભુ 'શત્રુંજય' (ગયા અને તે સ્થળ)માં બત્રીસ ઉપવાસરૂપ અનશન કરી ઇશાનેન્દ્રના સામાનિક (દેવ) તરીકે ઉત્પન્ન થયા.

इति श्रीपादलिप्ताचार्यप्रबन्धः ॥ ९ ॥

३०

# શ્રીવૃદ્ધવાદી અને શ્રીસિદ્ધસેનનો પ્રબન્ધ

'વિદ્યાધરેન્દ્ર' ગચ્છને વિષે શ્રીપાદલિપ્તસૂરિના સંતાનને વિષે સ્કન્દિલસૂરિ કે જેમણે જૈનોનાં કાર્યો સિદ્ધ કર્યાં હતાં તેઓ સ્ફુરાયમાણ હતા. તેઓ યતના પૂર્વક વિહાર કરતા કરતાં 'ગૌડ' દેશમાં ૫ ગયા. ત્યાં 'કોશલા' નામના ગામનો નિવાસી મુકુંદ નામે (જે) બ્રાહ્મણ (રહેતો) હતો તે એ સૂરિને મળ્યો, તેણે (સૂરિના મુખથી) આ પ્રમાણેની દેશના સાંભળી કે ભોગને વિષે રોગનો ભય છે, સુખમાં ક્ષયનો ભય છે, પૈસાને વિષે અગ્નિ અને નૃપતિ તરફથી ભીતિ છે, દાસ્યને વિષે સ્વામીની બીક છે, ગુણને વિષે શઠનો ભય છે, વંશને ૧૦ વિષે દુષ્ટ સ્ત્રીનો ભય છે, સ્નેહમાં વેરનો ભય છે, નીતિને વિષે અનીતિનો ભય છે અને શરીરને વિષે યમનો ભય છે. આ પ્રમાણે સર્વ ખરેખર ભયરૂપ છે, પરંતુ વૈરાગ્ય જ ભય રહિત છે. (આ) સાંભળીને ભવથી ઉદ્વેગ પામેલા તેણે ચારિત્ર ગ્રહણ કર્યું અને ગુરુની સાથે તેઓ 'ભૃગુ'પુર ગયા. એ મુકુન્દ મુનિ ઊંચે સ્વરે (મોટે ઘાંટે) રાત્રે ભણતા. ૧૫ (એથી) સાધુઓની નિદ્રામાં ભંગ પડતો. તેમને ખિન્ન મનવાળા જાણીને ગુરુએ તેમને (રાત્રે) ભણતાં અટકાવ્યા (અને કહ્યું કે) હે વત્સ! નવકાર ગણ રાત્રે મોટેથી બોલતાં ઘાતકી જીવો જાગી ઊઠવાથી અનર્થદંડ ન થાઓ. એથી કરીને તેઓ દિવસે પઠન કરવા લાગ્યા. આથી શ્રાવક અને શ્રાવિકાને કર્ણજ્વર થવા લાગ્યો. કોઇએ ૨૦ કહ્યું કે આટલી ઉંમરે અભ્યાસ કરીને શું આ મુસળાને ફૂલ લાવવાનો છે કે? તે સાંભળીને મુકુન્દ ખિન્ન થયા તેમને ચટકો લાગ્યો. તત્કાળ તે મહાવિદ્યાર્થીએ જિનાલયમાં (જઇ) એકવીસ ઉપવાસો વડે બ્રાહ્મીનું આરાધન કર્યું. તુષ્ટ થયેલી તેણે પ્રત્યક્ષ થઇને કહ્યું કે તું સર્વ વિદ્યાથી સિદ્ધ થા. તે ઉપરથી કવીશ્વર થઇને પોતાના ગુરુ પાસે આવી સંઘ ૨૫ સમક્ષ ગભીર સ્વરે તેમણે ઉદ્ગાર કાઢ્યા કે કોઇએ મારી મશ્કરી કરી હતી કે શું આ મુસળાને ફૂલ લાવશે કે તો હે લોકો! જુઓ, હું (હવે) મુસળાને ફૂલ લાવું છું. એમ કહીને મુસળું મંગાવીને ચતુષ્પથમાં—બજાર વચ્ચે ઊભા રહીને તેમણે તે મંત્રપ્રભાવથી પુષ્પિત કર્યું અને તેને ખાંધ પર રાખીને તેઓ ભમવા અને બોલવા લાગ્યા કે પત્ર અવલંબિત છે ૩૦

નગરમા હું પણ પ્રવેશ પામીશ. પંડિતોએ ગર્જના કરી (?) બધા (પંડિતો) અને રાજા પણ (સૂરિને લેવા) સામે ગયા અને 'ગંગા'ની લહરીના જેવી (સૂરિની) મનોહર વાણીથી સંતોષ પામ્યા. નગરમા આણેલા ગુરુએ **નિર્વાણકલિકા, પ્રશ્નપ્રકાશ** ઇત્યાદિ શાસ્ત્રો રચ્યા
૫ **તરંગલોલા** નામની એક નવીન ચંપૂ (કથા) રાજા આગળ રચીને પ્રભુએ સભામા તેની વ્યાખ્યા કરી (આથી) રાજાને સંતોષ થયો અને (તે બોલી ઊઠ્યો કે) આ (ખરેખર) કવીશ્વર છે (પ્રત્યેક) પદ જાણે સરાણે ઉતારેલ હોય તેમ ઉજ્જવળ પ્રભાવાળુ છે, બંધ અર્ધનારીશ્વરની પ્રશમાનું લંઘન કરવામાં જાંઘિક જેવો છે, અર્થથી ગતિ સ્વર્ગમા
૧૦ ઉદ્ભિન્ન થયેલી વેલ સમાન છે, તેમજ રસ સહેજ ચૂર્ણ કરેલ ચંદ્રમંડળમાથી ટપકતા અમૃત જેવા મનોહર છે, વાસ્તે આ (ખરા) કવિની કૃતિનું રહસ્ય છે, નહિ કે વાણીના ડિંડિમનો આડંબર છે એ પ્રમાણે કવિઓ પણ તુષ્ટ થયા, પરંતુ એક વિદુષી વેશ્યા ગુણોની જાણકાર હોવા છતા અને રાજસભામા હાજર હોવા છતા સૂરીશ્વરની
૧૫ પ્રશસા કરતી ન હતી, તેથી રાજાએ કહ્યુ કે અમે બધા તુષ્ટ થઇ તમારી પ્રશસા કરીએ છીએ, (પરંતુ) ફક્ત આ જ એક (વેશ્યા) સ્તુતિ કરતી નથી તો એવુ કરો કે જેથી એ સ્તુતિ કરે એ સાંભળીને સૂરિ વસતિ એ-ઉપાશ્રયે આવ્યા રાત્રે ગચ્છની સંમતિ પૂર્વક પવન ઉપર વિજય મેળવવાના બળથી કપટમૃત્યુ વડે તેઓ મરણ
૨૦ પામ્યા-મરી ગયા હોય તેવો દેખાવ કર્યો સૂરિની ઠાઠડી બાંધી ચારે વર્ણે રુદન કરવા માંડ્યુ (પેલી) વેશ્યાના ઘરના દ્વાર આગળ ઠાઠડી લાવવામા આવી (એટલે) વેશ્યા પણ ત્યા આવી અને રડતી રડતી કહેવા લાગી કે જેના મુખરૂપ નિર્ઝરમાથી તરંગલોલારૂપ નદી નીકળી તે પાદલિપ્તનું હરણ કરનારા યમનું મસ્તક કેમ ન ફૂટી ગયુ? (ત્યારે) પ્રભુ ફરીથી
૨૫ જીવતા થયા વેશ્યાએ કહ્યુ કે મરીને આત્માની પ્રશંસા કરાવી! સૂરિએ જવાબ આપ્યો કે મરીને પણ પંચમ ગાવો જોઇએ એ શુ સાંભળ્યું નથી કે?

ત્યાર બાદ પ્રભુ 'શત્રુંજય' (ગયા અને તે સ્થળે)માં બત્રીસ ઉપવાસરૂપ અનશન કરી ઇશાનેન્દ્રના સામાનિક (દેવ) તરીકે ઉત્પન્ન થયા

૩૦ **ઇતિ શ્રીપાદલિપ્તાચાર્યપ્રબન્ધ ॥૯॥**

## (૬)

# શ્રીવૃદ્ધવાદી અને શ્રીસિદ્ધસેનનો પ્રબન્ધ

'વિદ્યાધરેન્દ્ર' ગચ્છને વિષે શ્રીપાદલિપ્તસૂરિના સંતાનને વિષે સ્કન્દિલસૂરિ કે જેમણે જૈનોનાં કાર્યો સિદ્ધ કર્યાં હતાં તેઓ સ્ફુરાયમાણ હતા. તેઓ યતના પૂર્વક વિહાર કરતા કરતાં 'ગૌડ' દેશમાં ગયા. ત્યાં 'કોશલા' નામના ગામનો નિવાસી મુકુંદ નામે (જે) બ્રાહ્મણ (રહેતો) હતો તે એ સૂરિને મળ્યો, તેણે (સૂરિના મુખથી) આ પ્રમાણેની દેશના સાંભળી કે ભોગને વિષે રોગનો ભય છે, સુખમાં ક્ષયનો ભય છે, પૈસાને વિષે અગ્નિ અને નૃપતિ તરફથી ભીતિ છે, દાસ્યને વિષે સ્વામીની બીક છે, ગુણને વિષે શઠનો ભય છે, વંશને વિષે દુષ્ટ સ્ત્રીનો ભય છે, સ્નેહમા વેરનો ભય છે, નીતિને વિષે અનીતિનો ભય છે અને શરીરને વિષે યમનો ભય છે. આ પ્રમાણે સર્વ ખરેખર ભયરૂપ છે, પરંતુ વૈરાગ્ય જ ભય રહિત છે. (આ) સાંભળીને ભવથી ઉદ્વેગ પામેલા તેણે ચારિત્ર ગ્રહણ કર્યું અને ગુરુની સાથે તેઓ 'ભૃગુ'પુર ગયા. એ મુકુન્દ મુનિ ઊંચે સ્વરે (મોટે ધારે) રાત્રે ભણતા. (એથી) સાધુઓની નિદ્રામા ભંગ પડતો તેમને ખિન્ન મનવાળા જાણીને ગુરુએ તેમને (રાત્રે) ભણતા અટકાવ્યા (અને કહ્યું કે) હે વત્સ! નવકાર ગણ. રાત્રે મોટેથી બોલતા ઘાતકી જીવો જાગી ઊઠવાથી અનર્થદંડ ન થાઓ એથી કરીને તેઓ દિવસે પઠન કરવા લાગ્યા. આથી શ્રાવક અને શ્રાવિકાને કર્ણજ્વર થવા લાગ્યો. કોઇએ કહ્યું કે આટલી ઉમરે અભ્યાસ કરીને શું આ મુસળાને ફૂલ લાવવાનો છે કે? તે સાંભળીને મુકુન્દ ખિન્ન થયા તેમને ચટકો લાગ્યો. તત્કાળ તે મહાવિદ્યાર્થીએ જિનાલયમાં (જઇ) એકવીસ ઉપવાસો વડે બ્રાહ્મીનું આરાધન કર્યું. તુષ્ટ થયેલી તેણે પ્રત્યક્ષ થઇને કહ્યું કે તું સર્વ વિદ્યાથી સિદ્ધ થા. તે ઉપરથી કવીશ્વર થઇને પોતાના ગુરુ પાસે આવી સંઘ સમક્ષ ગંભીર સ્વરે તેમણે ઉદ્ગાર કાઢ્યા કે કોઇએ મારી મશ્કરી કરી હતી કે શું આ મુસળાને ફૂલ લાવશે કે તો હે લોકો! જુઓ, હું (હવે) મુસળાને ફૂલ લાવું છું. એમ કહીને મુસળું મંગાવીને ચતુષ્પથમા-બજાર વચ્ચે ઊભા રહીને તેમણે તે મંત્રપ્રભાવથી પુષ્પિત કર્યું અને તેને ખાંધ પર રાખીને તેઓ ભમવા અને બોલવા લાગ્યા કે પત્ર અવલંબિત છે

તેમજ જે કોઇ એમ બબડતો હોય કે શું અત્ર મુસળાને ફૂલ આવશે તો તેનું નિરાકરણ કરી મુસળાને ફૂલ આવે છે એમ હું (પક્ષ) સ્થાપું છું. વળી [1]મારી આપનું શીંગડું ઇન્દ્રની યષ્ટિ જેવડું છે, અગ્નિ શીતળ છે, પવન નિષ્કંપ છે, (આ પૈકી) જેને જે નગમે તેમ હોય તો વૃદ્ધવાદી કહે છે
૫ કોણ શુ કહે(વા માગે) છે ? (તે મારી સામે આવીને બોલે.) એઓ અદ્વિતીય વાદી બન્યા. સ્કન્દિલસૂરિએ તેમને પોતાને પદે સ્થાપ્યા. વૃદ્ધવાદી એવું તેમનું નામ પ્રસિદ્ધિમા આવ્યુ સ્કન્દિલસૂરિ સમાધિ-મરણરૂપ રથ દ્વારા સ્વર્ગે સંચર્યા

એક દિવસ વૃદ્ધવાદી 'ભૃગુ'પુર જતા હતા. આ તરફ 'અવન્તી'મા વિક્રમાદિત્ય રાજા હતો કે જેના દાનોની ખ્યાતિ એવી
૧૦ હતી કે હાટક આઠ કરોડ, મોતી ૯૩ તુલા, મદગંધના લોભી ભ્રમરના (ગુંજારવના ત્રાસથી) ક્રોધથી ઉદ્ધુર બનેલા એવા ૫૦ હાથીઓ, લાવણ્યના સંચયથી જેમનાં નેત્રો પ્રપંચિત બન્યાં છે એવી ૧૦૦ વેશ્યાઓ એટલું 'પાણ્ડય' રાજાએ દંડ તરીકે ભેટણું કર્યું છે તે આ વૈતાલિકને આપવું, ઇત્યાદિ.

૧૫ એના રાજ્યને વિષે (એનો) માન્ય, 'કાત્યાયન' ગોત્રને વિષે ભૂષણરૂપ દેવર્ષિ નામે બ્રાહ્મણ (વસતો) હતો. તેને દેવસિકા (દેવરસિકા ?) નામની પત્ની હતી. એ દંપતીને સિદ્ધસેન નામે પુત્ર હતો તે (પોતાની) બુદ્ધિના બળને લીધે (સમગ્ર) જગતને પણ તૃણવત્ ગણતો હતો, (કેમકે) બુદ્ધિની (કંઇ) સીમા નથી. એથી જગત્મા કહેવાય
૨૦ છે કે પૃથ્વી સમુદ્રથી પરિમિત છે—વીંટળાયેલી છે અને એ સમુદ્ર પણ (બહુમાં બહુ) સો યોજન જેવડો છે. સર્વદા ભમતો સૂર્ય આકાશનું માપ કાઢી શકે છે—આકાશનો છેડો કાઢી લાવે છે. આ પ્રમાણે મોટે ભાગે (સર્વ) પદાર્થો સ્ફુરાયમાણ સીમારૂપ મુદ્રાથી અંકિત છે; પરંતુ સજ્જનોની પ્રજ્ઞાનો વિકાસ નિ:સીમ હોઇ
૨૫ વિજયી વર્તે છે. જેનાથી હું વાદમાં જીતાઉં તેનો હું શિષ્ય થાઉં એવી તેની પ્રતિજ્ઞા હતી. ક્રમે કરીને વૃદ્ધવાદીની કીર્તિ સાંભળીને તે તેની સમુખ દોડતો આવ્યો. સુખાસનમા આરૂઢ થઇને એ 'ભૃગુ'પુર ગયો. તે વારે 'ભૃગુકચ્છ'થી નીકળેલા વૃદ્ધવાદી માર્ગમાં (જ સામા) મળ્યા. પરસ્પર વાતચિત થઇ. સિદ્ધસેને કહ્યું કે (મારી) સાથે વાદ
૩૦ કરો. સૂરિએ કહ્યું કે કરીએ છીએ; પરંતુ અત્ર સભાસદો વિના વાદમા જીત્યા હાર્યાનું કોણ (નિર્ણાયક) કથન કરશે ? સિદ્ધસેને

[1] આ બરાબર ધ્યાનમા આવતું નથી.

કહ્યું કે આ ગોવાળો સભ્યો હો. વૃદ્ધવાદીએ કહ્યું કે ત્યારે તું બોલ વાદ શરૂ કર. ત્યાર બાદ સિદ્ધસેને ત્યાં તે નગર સમીપ ઘણા વખત સુધી સંસ્કૃત (ભાષા) દ્વારા અતિશય જલ્પ કર્યો અને પછી તે થંભ્યો. ગોવાળોએ કહ્યું કે આ કંઇ જાણતો નથી; કેવળ મોટા સ્વરે પોકાર પોકાર કરીને અમારા કાનને પીડા ઉપજાવે છે—અમારા કાન ફોડે છે, (માટે એને) ધિક્કાર હો, ધિક્કાર હો વૃદ્ધ તમે (હવે) કંઇ કહો ત્યાર પછી સમયના જાણકાર વૃદ્ધવાદીએ કાછડો મજબૂત બાંધી (વાળી) તે ધિન્દિણિ છંદમાં (બોલવા અને) ખેલવા માંડયું: કોઇને મારીએ નહિ, ચોરી કરીએ નહિ, પરસ્ત્રીગમન કરવું નહિ, થોડું થોડું આપીએ અને એમ ઝટ સ્વર્ગે જવું. વળી તેણે કહ્યું કે તલ અને ચોખાને ગોળ સહિત ચાવે છે, વેઢા વડે વેણુ વગાડે છે, પહેરવા અને ઓઢવા માટે કામળી (રાખે) છે એમ ગોપાળ હર્ષ પૂરે છે. સાથે સાથે નાચવા પણ માંડયું, (અને તેમ કરતા તેઓ બોલતા ગયા કે) કાળો કામળો, ટુંકો માર્ગ, અને છાશથી ખોબોખોબ ભરેલી દોણી (?), બકરીનો સમૂહ સાન્દ્ર વૃક્ષ ઉપર પડ્યો છે. શું સ્વર્ગનું શીગડું લલાટમાં છે? ગોવાળીઆઓએ રાજી થઇને કહ્યું કે વૃદ્ધવાદી સર્વજ્ઞ છે. અહો! કેવું કાનને સુખ ઉપજે તેવું અને ઉપયોગી એઓ બોલે છે સિદ્ધસેન તો અમાર બોલે છે—નકામો લવારો કરે છે આ પ્રમાણે એની તેમણે નિન્દા કરી. ત્યાર સિદ્ધસેને કહ્યું કે હે ભગવન્! મને દીક્ષા આપો, વાદમાં સભ્યની સમતિ અનુસાર હું જીતાયેલો હોવાથી હું તમારો શિષ્ય છું (ત્યારે) વૃદ્ધવાદીએ (ઉત્તર આપતા) કહ્યું કે 'ભૃગુ'પુરમાં રાજસભામાં આપણો વાદ હો; ગોવાળોની સભામાં શો વાદ? સિદ્ધસેને કહ્યું કે હું સમયનો જાણકાર નથી—મેં સમય વર્ત્યો નહિ, તમે તો સમયના જાણકાર છો; અને જે સમયજ્ઞ છે તે સર્વજ્ઞ છે, (વાસ્તે) તમે મને જીત્યો છે. એ પ્રમાણે વદનારા તેને ત્યાં જ તેમણે દીક્ષા આપી

ત્યાર પછી 'ભૃગુ'પુરના રાજાને તે વૃત્તાન્તની ખબર પડતા તેણે 'તાલારસ' નામનું મોટું ગામ સ્થાપ્યું. (તેમાં) નાભિના પુત્ર (શ્રીઋષભદેવ)નું ચૈત્ય કરાવ્યું (અને તેમાં) વૃદ્ધવાદી પાસે શ્રીઋષભદેવની (મૂર્તિની) પ્રતિષ્ઠા કરાવી. (આખો) સંઘ ગાજી ઊઠયો. સિદ્ધસેનનું દીક્ષા સમયે કુમુદચન્દ્ર નામ (પાડવામાં આવ્યું) હતું. (પરંતુ) આચાર્ય-પદ્વી વખતે સિદ્ધસેન દિવાકર એવું નામ પ્રસિદ્ધ થયું. 'સ્વામી' શબ્દ અને 'વાચક' શબ્દની પેઠે તે વખતે

'દિવાકર' એ આચાર્યની સંજ્ઞા હતી. વૃદ્ધવાદી અન્ય સ્થળે વિહાર કરી ગયા. સિદ્ધસેન તો 'અવંતી' ગયા. સંઘ સામો (લેવા) આવ્યો અને તમે સર્વજ્ઞપુત્ર છો એવું બિરૂદ બોલતાં બોલતાં 'અવન્તી'ના ચતુષ્પથમાં તેમને લઇ આવ્યો. તે સમયે વિક્રમાદિત્ય રાજા હાથીના ૫ સ્કંધ ઉપર આરૂઢ થઇને સંમુખ આવતો હતો. સર્વજ્ઞપુત્ર એ (શબ્દ) રાજાને કાને પડ્યો. તેની પરીક્ષા કરવા માટે હાથી ઉપર બેઠાં બેઠાં મનથી જ તેણે સૂરિને પ્રણામ કર્યા; નહિ કે વચન દ્વારા કે કાયા દ્વારા. પાસે આવી સૂરિએ ધર્મલાભ કહ્યો. રાજેશ્વરે કહ્યું કે નહિ વન્દન કરતા એવા અમને શો ધર્મલાભ હોઇ શકે ?, શું આ રસ્તો મળે છે કે ? ૧૦ સૂરિએ એ સાંભળીને કહ્યું કે કરોડ ચિંતામણિ (રત્નો) કરતાં પણ અધિક (મૂલ્યવાળો) એવો આ (ધર્મલાભ) વન્દન કરનારાને (જ) અપાય છે; તેં અમને પ્રણામ કર્યા નથી એમ નથી, કેમકે મન (તે જ) સર્વમાં મુખ્ય છે. અમારી સર્વજ્ઞતાની પરીક્ષા કરવા માટે તેં અમને મનથી પ્રણામ કર્યો છે. એથી તુષ્ટ થયેલા રાજેશ્વરે હાથીના સ્કંધ ઉપરથી ઉતરી સંઘ ૧૫ સમક્ષ (સૂરિને) પ્રણામ કર્યા અને એક કરોડ સોનૈયા મંગાવ્યા (અને સૂરિને આપવા માંડ્યા, પરંતુ) લોભ રહિત હોવાથી સૂરિએ તે સ્વીકાર્યા નહિ. સંકલ્પ કરેલો હોવાથી રાજાએ પણ તે (પાછા) ન લીધા. તેથી આચાર્યની રજાથી સંઘના પુરુષોએ જીર્ણોદ્ધારમા તે વાપર્યા. રાજાની વહીમાં તો એમ લખાયું કે દૂરથી ૨૦ હાથ ઊંચા કરીને ધર્મલાભ એમ કહેનારા સિદ્ધસેનસૂરિને રાજાએ એક કોટી (સુવર્ણ) આપ્યું. અવસર આવતાં એ જ ભગવાને શ્રીવિક્રમ આગળ કહ્યું કે એક હજાર, એક સો અને નવાણું વર્ષ પૂર્ણ થતાં હે વિક્રમ રાજા! તારા જેવો કુમાર(પાલ) રાજા થશે.

એક દિવસ સિદ્ધસેન ચિત્રકૂટમાં ફરતા હતા. ત્યાં એક પ્રાચીન ૨૫ ચૈત્યને વિષે એક મોટા થાંભલાને જોઇને કોઇકને તેમણે પૂછ્યું કે આ મોટો થાંભલો શો છે? એ શેનો બનેલો છે? તેણે કહ્યું કે પ્રાચીન આચાર્યોએ રહસ્ય-વિદ્યાનાં પુસ્તકો અહીં રાખેલાં છે (અને) થાંભલો તો તે તે ઔષધ-દ્રવ્યનો બનેલો છે. વજ્રની જેમ જળ વગેરેથી એ ભેદાય તેમ નથી તેવું વચન સાંભળીને તે થાંભલાની ગંધ લઇને ૩૦ પ્રત્યૌષધના રસો વડે સિદ્ધસેને તેને છાંટ્યો. તે વડે તે સવારે સૂર્યે કમળ જેમ વિકાસ પામે તેમ વિકસિત થયો. મધ્યમાંથી પુસ્તકો પડ્યાં. તે પૈકી એક છોડીને વાંચતાં પહેલે પાને જ બે વિદ્યા તેમને મળી:-(૧) એક

સર્ષપ-વિદ્યા અને (૨) હેમવિદ્યા. તેમાં સર્ષપવિદ્યા એ હતી કે પ્રસંગ ઉપસ્થિત થતાં જ્યારે માંત્રિક જેટલા સર્ષપ જલાશયમાં નાખે તેટલા ઘોડેસ્વારો ૪૨ હથિયાર સહિત બહાર નીકળે, પરસૈન્યનો નાશ કરે અને કાર્ય સિદ્ધ થતાં એ સુભટો અદૃશ્ય થઇ જાય. હેમવિદ્યા તો એ હતી કે ગમે તે ધાતુ વડે વગર મહેનતે શુદ્ધ સુવર્ણકોટિ ઉત્પન્ન થઇ શકે. તેમણે તે બે વિદ્યાઓ યથાર્થ રીતે ગ્રહણ કરી. જેવું તેઓ (એથી) આગળ વાંચવા જાય છે તેવામાં ગર્ભમાં પુસ્તક સહિત થાંભલો બંધ થઇ ગયો-બીડાઇ ગયો અને આકાશમાં વાણી થઇ કે આ પ્રકારનાં રહસ્યો (જાણવા) માટે તું લાયક નથી; માટે ચપલતા ન કર અને જલદી ન મર—વિના કારણ મોત ન માગી લે. તેથી ભય પામી તેઓ થોભ્યા. જે બે વિદ્યા મળી ગઇ તે મળી ગઇ. એથી અધિક (વિદ્યા) અપ્રાપ્તિને લઇને (તેમને) મળી નહિ. ત્યાર બાદ **સિદ્ધસેન** 'ચિત્રકૂટ'થી પૂર્વદેશમાં 'કૂર્મારપુર' ગયા. ત્યાં **દેવપાલ** રાજાને પ્રતિબોધ પમાડી તેને ગળીના રંગની જેમ સુરત જૈન બનાવ્યો. ત્યાં તેઓ રહ્યા. રોજ ઇષ્ટ વાત થતી અને એમ કેટલોક વખત વીતી ગયો.

એક દિવસ રાજાએ એકાંતમાં આવી (આંખમાં) આંસુ સહિત (સૂરિને) વિનતિ કરી કે હે ભગવન્! અમે પાપી આ પ્રકારની આપની મધુર ગોષ્ઠીને લાયક નથી, કેમકે અમે સંકટમાં પડયા છીએ. સૂરીશ્વરે પૂછ્યું કે તમને શું સંકટ છે? રાજાએ કહ્યું કે સીમાડાના રાજાઓ એકઠા મળીને મારું રાજ્ય લઇ લેવાથી ઇચ્છાથી આવે છે. સૂરિએ કહ્યું કે હે રાજા! તું વિહ્વળ ન બન-ફિકર ન કર. જેનો હું મિત્ર છું એવા તારે જ સ્વાધીન રાજ્યલક્ષ્મી છે. (એ સાંભળીને) રાજા આનંદ પામ્યો. પરસૈન્ય આવ્યું. બે વિદ્યાની શક્તિથી સૂરિએ રાજેશ્વરને સમર્થ બનાવ્યો. (એથી) પરસૈન્ય ભાંગી ગયું. તેનું સર્વસ્વ લઇ લેવાયું. (અને વિજયનાં) વાદિત્રો વગાડાયાં. તે પછી રાજા સૂરિનો અત્યંત ભક્ત બન્યો. સૂરિ ગચ્છ સહિત હોવા છતાં ક્રિયામાં શિથિલ થઇ ગયા; કેમકે ખુશામતીઆની (મીઠું બોલનારાઓની) વાણીઓની રચનાઓથી, હરિણાક્ષીઓના કટાક્ષોથી અને કામિનીઓની ક્રીડાના કલ્લોલોથી કોનું મન ભેદાતું નથી? ગુરુ નિશ્ચિન્ત સુવે તેના શિષ્યો પણ તેની પાછળ બેફિકરાઇથી સુવે. (આ પ્રમાણે) સ્પર્ધાપૂર્વક સુનારાઓ મોક્ષને પાછળ હડસેલે છે. શ્રાવકોને ઔષધશાળામાં પ્રવેશ પણ મળવા ન લાગ્યો.

જળનું પાન (કરવુ), નહિ કલ્પે એવા ફૂલ અને ફળ(નો ઉપયોગ કરવો), ગૃહસ્થનાં જેવાં કૃત્યો ( કરવાં ) અને આચરણ કરાતી અયતના એ યતિવેષની વિડંબનારૂપ છે ( એમ ) આ ગાથાનું સમાચરણ થવા લાગ્યુ એ અપકીર્તિ સાંભળીને વૃદ્ધવાદી કૃપાથી તેમનો નિસ્તાર કરવા માટે એકના ( જ ) ગચ્છ(નો ભાગ ) ઉત્તમ ( સાધુઓ )ને સોંપી ત્યાં આવ્યા બારણે ઊભા રહીને દરવાનોની મારફતે તેમણે સૂરિ આગળ કહેવડાવ્યુ કે એક મોટી વયનો એક વાદી આવ્યો છે ( આ સાંભળી ) સૂરિએ એમને અંદર બોલાવ્યા અને સામે બેસાડ્યા. જેમણે વસ્ત્ર વડે સમગ્ર શરીર ઢાંકી દીધુ છે એવા વૃદ્ધવાદી બોલ્યા કે નીચેના પદ્યની વ્યાખ્યા કરો –

**अणफुल्लिय फुल्ल म तोडहि मा रोवा मोडहि।**
**मणकुसुमेहिं अच्चि निरञ्जणु हिंडइ काइ वणेण वणु ?॥**

વિચારવા છતા પણ સિદ્ધસેન ( એનો ) અર્થ જાણી શક્યા નહિ ત્યાર પછી તેમણે વિચાર કર્યો કે શુ આ મારા ગુરુ વૃદ્ધવાદી છે કે જેમના કથનની વ્યાખ્યા કરવા હું અસમર્થ છુ ? ફરી ફરીને ( ધારી ધારીને ) જોતાં ગુરુને તેમણે ઓળખ્યા. ( એટલે ) પગે પડીને તેમને ખમાવ્યા અને પદ્યનો અર્થ પૂછ્યો ત્યારે તેમણે વ્યાખ્યા કરી કે પ્રાકૃતની અનંતતાને લઇને 'અણુફુલ્લિય ફુલ્લ' ઇત્યાદિનો અર્થ એ છે કે જેને ફળ પ્રાપ્ત થયા નથી એવા ફૂલો તોડ નહિ એનો શો ભાવાર્થ છે એમ પૂછતો હોય તો સાંભળ એ કલ્પવૃક્ષ છે કેવી રીતે ? ( તો એ ઝાડ છે કે ) જેને વિષે મૂળ તરીકે યમ અને નિયમો છે, ધ્યાન એ મોટે ભાગે પ્રકૃષ્ટ કાંડરૂપ છે, લક્ષ્મી અને સમતા થડ તરીકે છે, કવિત્વ વક્તૃત્વ, કીર્તિ, પ્રતાપ, મારણ સ્તંભન ઉચ્ચાટન, વશીકરણ ઇત્યાદિ સંબંધી શક્તિ તે ફૂલો છે અને કેવળજ્ઞાન એ ફળ છે હજી સુધી તો યોગરૂપ કલ્પવૃક્ષને ફૂલો ઉગ્યા છે તેથી કેવલજ્ઞાનરૂપ ફળ વડે તો તે હવે પછી ફળશે ( માટે ) ફળ પ્રાપ્ત થયુ નથી એવાં તેને તું શા માટે તોડે છે ? ન તોડ એ તાત્પર્ય છે 'મા રોવા મોડહિ' અહીં રોપા એટલે પાંચ મહાવ્રતો તેને મોડ નહિ–ભાંગીશ નહિ 'મણકુ સુમેહિં' ઇત્યાદિનો અર્થ એ છે કે મનરૂપ પુષ્પો વડે નિરંજન અર્થાત્ જિનની તુ પૂજા કર 'હિંડઇ કાઇ વણેણ વણુ' એટલે એક વનથી (બીજે) વન શા માટે તું હીંડે છે ? રાજાની સેવા ઇત્યાદિ નીરસ ફળ મેળવવામાં તુ કષ્ટ કેમ વેઠે છે એ એ પદનો અર્થ છે ત્યાર બાદ ગુરુની તે શિક્ષા માથે ધરી (ચડાવી), રાજાની રજા લઇ વૃદ્ધવાદીની સાથે દદ

(તીવ્ર) ચારિત્ર ધારણ કરતા તેમણે વિહાર કર્યો અન્યાન્ય ગુરુઓ પાસેથી 'પૂર્વ'મા રહેલા શ્રુતો તેમણે મેળવ્યા વૃદ્ધવાદી સ્વર્ગે ગયા

એક દહાડો સિદ્ધસેને સંઘ મેળવીને કહ્યુ કે જો તમે આજ્ઞા કરો તો સર્વે આગમોને હુ સસ્કૃતમય કરૂ ત્યારે સઘે કહ્યુ કે શુ તીર્થંકરો અને ગણધરો સસ્કૃતમય કરવાનુ જાણતા ન હતા કે જેથી　　૫
તેમણે આગમો અર્ધમાગધીમા રચ્યા? વાસ્તે આ પ્રમાણે બોલતા એવા તને મોટુ પ્રાયશ્ચિત લાગ્યુ એ તારી આગળ શુ કહીએ? તુ જાતે જ જાણે છે ત્યાર પછી વિચાર કરીને તેમણે કહ્યુ કે સઘ! સાભળો હુ મૌનતાનો આશ્રય લઇ મુખવસ્ત્રિકા રજોહરણ વગેરે જૈન લિંગો ગોપવી, પ્રકટપણે અવધૂતનું રૂપ ધારણ કરી ઉપયોગ પૂર્વક બાર વર્ષ　　૧૦
પર્યંત 'પારાચિક' નામનું પ્રાયશ્ચિત્ત કરીશ એમ કહીને તેઓ ગચ્છને મૂકીને ગામ, નગર ઇત્યાદિ (સ્થળે) ફરતા ફરતા બારમે વર્ષે શ્રીમતી ઉજ્જયિની' (નગરી)મા આવીને મહાકાલ' મદિરમા શેફાલિકા' પુષ્પ વડે રગેલા વસ્ત્રવાળા અને વિભૂષિત દેહવાળા થઇ ત્યા બેઠા ત્યાર બાદ દેવને કેમ તું નમતો નથી એમ લોકો બબડયા છતા તેઓ　　૧૫
બોલ્યા નહિ જનપરપરા દ્વારા આ પ્રમાણે(ની હકીકત) સાભળીને શ્રીવિક્રમાદિત્ય દેવ (ત્યાં) આવીને બોલ્યા કે હે દૂધ ચાટવાની ઇચ્છાવાળા ભિક્ષુક! તુ દેવને કેમ પ્રણામ કરતો નથી? એ ઉપરથી (આ) વાદીએ રાજાને કહ્યુ કે મારાથી પ્રણામ કરતા લિંગનો ભેદ થશે કે જે આપની અપ્રીતિ માટે થશે રાજાએ કહ્યુ કે ભલે તેમ　　૨૦
થાય તુ નમસ્કાર કર તેમણે કહ્યુ કે ત્યારે સાભળ પદ્માસન વાળીને દ્વાત્રિંશદ્દ્વાત્રિંશિકા વડે દેવની સ્તુતિ કરવી તેમણે શરૂ કરી જેમકે સ્વયભૂ, ભૂતસહસ્રનેત્ર, અનેક એકાક્ષર, ભાવલિંગ અવ્યક્ત અવ્યાહત વિશ્વલોક, અનાદિ અમધ્યમ, અનત અપુણ્ય અપાપ ઇત્યાદિ શ્રીવીર દ્વાત્રિંશદ્દ્વાત્રિંશિકા તેમણે રચી પરતુ તેનાથી તે પ્રકારનો ચમત્કાર　　૨૫
નહિ જણાતા પછી શ્રીપાર્શ્વનાથદ્વાત્રિંશિકા રચવા માટે તેમણે કલ્યાણમદિર સ્તોત્ર રચ્યુ કે જેના પહેલા જ શ્લોકે મદિરમા રહેલા લિંગમાથી અગ્નિની શિખાના અગ્ર ભાગમાથી જેમ ધૂમાડાના ગોટેગોટા નીકળે તેમ ધૂમાડાના ગોટેગોટા નીકળ્યા તેથી લોકો એમ કહેવા લાગ્યા કે આ આઠ વિદ્યાના સ્વામીના પણ સ્વામી કાલાગ્નિ રુદ્ર　　૩૦
ભગવાન્ (પોતાના) ત્રીજા નેત્રના અગ્નિ દ્વારા ભિક્ષુને ભસ્મ કરી

નાંખશે. ત્યાર પછી સૌથી પ્રથમ વીજળીના તેજની જેમ તડાત્કાર
પૂર્વક જ્યોતિ નીકળી. ત્યાર બાદ શ્રીપાર્શ્વનાથની પ્રતિમા પ્રકટ થઇ.
તેની વાદીએ વિવિધ સ્તોત્રો વડે સ્તુતિ કરી અને ક્ષમા યાચી. રાજા
વિક્રમાદિત્યે પૂછ્યું કે ભગવન્! પૂર્વે નહિ જોયેલું એવું આ શું
૫ દેખાય છે? આ કયા નૂતન દેવ પ્રગટ થયા? સિદ્ધસેને ત્યારે કહ્યું કે
હે નરેશ્વર! પૂર્વે આ જ 'અવંતી'માં શેઠાણી ભદ્રાનો પુત્ર અને
બત્રીસ પત્નીઓના યૌવનની સુગંધના સર્વસ્વનો ગ્રાહક એવો અવન્તી-
સુકુમાલ નામથી પ્રસિદ્ધ શેઠ (રહેતો) હતો. શાલિભદ્રની પેઠે તે કશો
એ ઘરનો વ્યાપાર કરતો ન હતો, પરંતુ તેની માતા જ ઘરની સમગ્ર
૧૦ ચિન્તા કરતી હતી–બધી સભાળ રાખતી હતી. એક દહાડો દશપૂર્વધર
અને 'મૌર્ય' વંશને વિષે મુકુટ સમાન 'સંપ્રતિ' રાજાનો ગુરુ નામે
આર્યસુહસ્તિ ગચ્છ સહિત વિહાર કરી 'અવંતી' આવીને ભદ્રાની
અનુજ્ઞા પૂર્વક તેના ઘરના એક ભાગમાં રહ્યા. રાત્રે તેઓ 'નલિની-
ગુલ્મ' નામના સ્વર્ગીય વિમાનનો વિચાર ગણતા હતા. તપોધન
૧૫ જનોએ વિશ્રાંતિ લીધી એટલે તે વિચારને સાંભળતાં, ચન્દ્રપ્રભાથી સાન્દ્ર
એવી રજનીને વિષે ધીમે પગે ચાલીને અવન્તિ સુકુમાલ ત્યાં આવ્યો
અને રૂડી રીતે તે (વિચાર)નું તેણે શ્રવણ કર્યું. અને આવીને ગુરુને તેણે
કહ્યું કે હે ભગવન્! આપ આ શું ગણો છો? આર્યે કહ્યું કે હે વત્સ!
'નલિનીગુલ્મ' વિમાનનો વિચાર. અવન્તીસુકુમાલે કહ્યું કે આ જ
૨૦ પ્રમાણેનો ગયા ભવમાં મેં અનુભવ કર્યો છે. (હવે) એ કયા ઉપાયથી મળે?
ચારિત્રથી એમ આર્યે કહ્યું. વહાણું વાયું, ત્યારથી (જ) જેમણે 'નલિનીગુલ્મ'
વિમાનને ગ્રહણ કરવાની પ્રતિજ્ઞા લઇ જાતે લોચ કર્યો, અને પાછળથી ગુરુએ
પણ જેમને સામાયિકરૂપ ચારિત્ર આપ્યું અને જેમણે 'કંથારકુડંગ' નામના
સ્મશાનમાં જઇને કાયોત્સર્ગ કર્યો (તે અવન્તીસુકુમાલના શરીરમાં)
૨૫ દર્ભની સૂચી (સળી) વીંધાવાથી તેમના (શરીરમાંથી) વહેતી લોહીની
ધારાની વાસ વડે લોભાઇને બચ્ચાં સહિત આવેલી ભૂખી શિયાળણી જે પૂર્વ
ભવમાં તેમની પત્ની હતી તેના દ્વારા (પોતાના દેહનું) ભક્ષણ થતાં
તેમણે શુભભાવના વડે પાપકર્મની નિર્જરા કરી 'નલિનીગુલ્મ'
પ્રાપ્ત કર્યું. સવારના ગુરુમુખથી પુત્રનો વૃત્તાન્ત જાણી પુત્રવધૂ
૩૦ સાથે તે (ભદ્રા) સ્મશાનમાં આવી વિવિધ વિવિધ પ્રકારે વિલાપ કરવા
લાગી. પછી પાછી ઘેર આવી. એક સગર્ભા વહુને ઘરમાં મૂકીને
૩૧ વહુઓ સાથે સંયમ લઇ તે સ્વર્ગે ગઇ. સગર્ભા અવસ્થામાં રહેલી

વહુથી ઉત્પન્ન થયેલા પુત્રે યૌવન પ્રાપ્ત થતાં આ પ્રાસાદ કરાવ્યો. મારા પિતાનો મહાકાલ અન્ત થયો માટે 'મહાકાલ' એવું (તેણે તેનું) નામ પાડયું. શ્રીપાર્શ્વની પ્રતિમા મધ્યમાં સ્થાપવામાં આવી. કેટલાક દિવસ લોકમાં તેની પૂજા થઇ. અવસર મળતાં ( લાગ જોઇ ) બ્રાહ્મણોએ તેને ઢાંકી દઇને ( તેની જગ્યાએ ) આ શિવનું લિંગ સ્થાપ્યું. હમણાં મેં કરેલી સ્તુતિથી સંતુષ્ટ થયેલ શ્રીપાર્શ્વનાથ(ની પ્રતિમા )નો પ્રાદુર્ભાવ થયો. મેં પ્રેરેલા શાસનદેવતાએ બળથી શિવલિંગ ભાંગી નાંખ્યું. સત્ય અને અસત્યનું અંતર તું જો. ને સાંભળ રાજાએ ( જૈન ) શાસનને વિષે દેવને સેંકડો ગામો આપ્યાં. ગુરુ પાસે સમ્યક્ત્વ પૂર્વક બાર (?) વ્રતો તેણે ગ્રહણ કર્યાં. વળી તેણે વાદીન્દ્રની પ્રશંસા કરી કે દેડકાને ખાઇ જવામાં ચતુર એવા સર્પો પુષ્કળ છે, ( પરંતુ ) પૃથ્વી(નો ભાર ) ધારણ કરવામાં સમર્થ એવો તો શેષ એક જ ખરેખર છે. આપ તેવા છો. અહો તમારી કવિત્વની શક્તિ ! સાકરમાં પકાવેલું હોય તેના જેવું (મીઠું) પદ એકદમ કોને સ્ફુરતું નથી ? કેરીના રસમાં તરબોળ એવી ઉક્તિનો વૈભવ કોને નથી ? ( પરંતુ ) અવર્ણનીય ઉભય(ને એકત્રિત કરી ) અમૃતના નિર્ઝરના ઉદ્ગારોથી યુક્ત રસો વડે ( શ્રોતાના મનને ) તરંગે ચડાવે તેવો ( કવિ ) તો કદાચિત્ જ એકાદ મળે. સુકવિઓનાં મધને ઝરતાં આ વચનો તો મોટા પુણ્યના પરિણામથી સ્વેચ્છાપૂર્વક જગત્માં વિપકવ બને છે, નહિ કે નામથી, નહિ ટીકાથી, નહિ છંદ સબંધીના પરિચયના વશથી, નહિ શબ્દની વ્યુત્પત્તિથી કે નહિ ગુરુના ગુપ્ત ઉપદેશથી. આ પ્રમાણે સ્તુતિ કરીને એ સમ્રાટ્ પોતાને સ્થાને ગયો પ્રભાવના વડે પુષ્ટ થયેલા સંઘે વાદીન્દ્રને પણ સંઘમાં લીધા.

એક દહાડો સિદ્ધસેન વિહાર કરતાં 'માલવ' (દેશ)માં 'ઓંકાર' નગરમાં ગયા. ત્યાં ભક્ત શ્રાવકોએ સૂરિને વિનય પૂર્વક નિવેદન કર્યું કે હે ભગવન્ ! આ જ નાગરની પાસે એક ગામ હતું. ત્યાં સુન્દર નામનો રાજપુત્ર ગામનો નાયક હતો. તેને બે પત્નીઓ હતી. એક પ્રથમ પુત્રીને જન્મ આપ્યો તેથી તે ખિન્ન થઇ. તે વારે જ [1]શોક્યપત્નીને પણ પ્રસવની તૈયારી જ હતી. એ પુત્રને જન્મ આપીને પતિને વિશેષ પ્રિય ન થઇ પડે એવી સ્ત્રીત્વને યોગ્ય તુચ્છ બુદ્ધિ વડે તેણે એક [2]સૂતિકાને કહ્યું કે જો આ મારી સપત્ની પ્રસવ-સમયે દૈવયોગે તને બોલાવે ( અને

૧ શોક, પતિની બીજી સ્ત્રી. ૨ સૌઇયાણી.

તેને જો પુત્ર અવતરે) તો અન્ય સ્થાનેથી પહેલેથી સંગ્રહેલું કોઇ મરેલું બાળકનો સાંતારે ગેચાર કરવો; અને તેને અવતરેલ બાળક જો પુત્રી હોય તો તેને તારે લઇને ગામથી દૂર મૂકી આવવી. (તેના બદલામાં) આ સુવર્ણ લે. આ પ્રમાણે તેણે મંત્રણા કરી. દૈવવશાત્ તેમ જ થયું અને
૫ તેણે તેમજ કર્યું. રાજપુત્ર ઉત્પન્ન થતાં જ તેને ગામથી દૂર ફેંકી દેવામાં આવ્યો. તે રાજપુત્રનું પુણ્ય અધિક હોવાથી તેની કુલદેવતાએ ગાયરૂપે તેને દૂધ આપીને (પાઇને) પાળીને લગભગ આઠ વર્ષનો કર્યો. ત્યાર બાદ અહીં જ 'ઓંકાર' નગરને વિષે શિવમંદિરના અધિકારી ભરડાએ તેને જોયો, બોલાવ્યો અને પોતા(ના પંથ)ની દીક્ષા આપી.

૧૦ એક દિવસ 'કન્યકુબ્જ' દેશનો અધિપતિ રાજા કે જે જન્મથી અંધ હતો તે દિગ્વિજયનું કાર્ય કરતાં કરતાં પાસે આવીને વસ્યો. (તેવામાં) રાત્રે નાના ભરડાને શિવની આજ્ઞા થઈ કે તારે 'કન્યકુબ્જ'ના રાજાને શેષા આપવી. એથી એની આંખ સાજી થશે. નાનાએ મોટા ગુરુને તે વાક્ય કહ્યું અને તેની આજ્ઞાથી શેષા લઇને, છાવણીની મધ્યમાં આવીને
૧૫ તેણે રાજાના પ્રધાનોને કહ્યું કે હે (પ્રધાનો!) તમારા સ્વામીને અમારી સંમુખ લાવો, કે જેથી કમળના પત્રના જેવાં મનોહર, પોતાના વિષયને ગ્રહણ કરવામાં સમર્થ એવાં નેત્રવાળો જલદી અમે એને બનાવીએ. તે ઉપરથી પ્રધાનો વડે પ્રેરાયેલો રાજા ત્યાં આવ્યો. ઋષિએ આપેલ શેષા લઇને આંખમાં તે આંજતાં તેનાં નેત્ર સાજાં થયાં. (આથી)
૨૦ ખુશ થઇને ભક્તિપૂર્વક (એ) શાસનને વિષે સેંકડો ગામો તેણે આપ્યાં. આ જ 'ઓંકાર' (નગર)માં આ ઊંચું મંદિર તેણે કરાવ્યું. અમે આ નગરમાં રહીએ છીએ (પરંતુ) જૈન મંદિર કરાવવાનું (બળ અમને) પ્રાપ્ત થયું નથી. (કેમકે) મિથ્યાત્વીઓ પરાક્રમી છે. તેથી તમે એમ કરો કે જેથી આથી અધિક ઊંચું અને મનોહર ચૈત્યનું નિર્માણ થાય. તમે જ
૨૫ પરાક્રમી છો (ધારશો તે કરી શકશો). તેમનું વચન સાંભળીને વાદીએ 'અવન્તી' જઇ હાથમાં ચાર શ્લોકો લઇ, વિક્રમાદિત્યની (સભા)ના દરવાજે આવી દ્વારપાળ મારફતે રાજાને એક શ્લોક કહેવડાવ્યો. તેણે તે કહ્યો. જેમકે (તમારા) દર્શનનો અભિલાષી અને હાથમાં ચાર શ્લોક લઇને આવેલો ભિક્ષુ અટકાવવાથી
૩૦ બારણે ઊભો છે. તે આવે કે જાય? એ શ્લોક સાંભળીને વિક્રમાદિત્યે પ્રતિશ્લોક કહેવડાવ્યો. જેમકે દશ લાખ (મુદ્રા) તેમ જ ચૌદ

માટે એક વાચાલ ભાટને મોકલ્યો. તે તે સૂરિની સભામાં નીચે મુજબનો શ્લોકનો પૂર્વાર્દ્ધ વારંવાર બોલવા લાગ્યો કે અત્યારે દક્ષિણમાં વાદીરૂપ આગીઆ કીડાઓ સ્ફુરે છે-ઊભરાવા લાગ્યા છે. ફરી ફરીને આ બોલાતાં, સિદ્ધસારસ્વતને લઇને સિદ્ધસેનની ભગિનીએ કહ્યું કે
૫ સિદ્ધસેન દિવાકર નામના વાદીનો ખરેખર અસ્ત થયો છે ત્યાર બાદ ભાટે સવિસ્તર હકીકત કહી તેથી શોક ઉત્પન્ન થયો અને (કાલાંતરે) શમ્યો.

इति श्रीवृद्धवादिसिद्धसेनप्रबन्धः ॥ ६ ॥

## ( ૭ )

# શ્રીમલ્લવાદિસૂરિનો પ્રબન્ધ

શ્રીઇન્દ્રભૂતિને પ્રણામ કરીને પ્રભાવકોને વિષે શિરોમણિ એવા શ્રીમલ્લવાદિ-સૂરીશ્વરનું ચરિત્ર હું કહું છું.-૧

'ગૂર્જર' મંડળમાં 'ખેટા' નામનું મહાસ્થાન છે. ત્યાં વેદને વિષે પારંગત દેવાદિત્ય નામનો બ્રાહ્મણ રહેતો હતો.-૨

તેને બાલવિધવા સુભગા નામની પુત્રી હતી. ભક્તિ કરનારી તે સ્ત્રીએ કોઇક ગુરુ પાસેથી સૂર્યનો મંત્ર મેળવ્યો.-૩

તે મંત્રથી આકર્ષાઇને સૂર્ય તેની પાસે આવ્યો. તેની સાથેના ભોગના લાભથી તેણે સત્વર ગર્ભ ધારણ કર્યો.-૪

દેવનાં વૈક્રિય અંગોથી જોકે ગર્ભ ન ઉત્પન્ન થાય તોપણ તે વેળા તો ( તે બાળાના ) ઔદારિક અંગના ધાતુના યોગથી તેનો સંભવ થયો.-૫

રહેજ ફિક્કા ગાલવાળી અને ગ્લાન દેહવાળી તેને જોઇને ( તેના ) પિતાએ તેને પૂછયું કે હે વત્સ ! તેં આ શું નિન્દનીય આચરણ કર્યું ?-૬

તેણે કહ્યું કે હે તાત ! આ કંઇ મારા પ્રમાદનો વિકાર નથી; કિન્તુ મંત્રથી આકર્ષાઇને આવેલા સૂર્યનો બળાત્કારપૂર્વકનો આ ન્યાસ છે.-૭

એમ વદાયેલા છતાં ( અર્થાત્ આ પ્રમાણેની ખરી હકીકત જાણવા છતાં ) કુકર્મથી ખિન્ન આત્માવાળા બનેલા દેવાદિત્યે એક નોકર સહિત તે પુત્રીને 'વલભી'પુરી મોકલી દીધી.-૮

કાલાંતરે ત્યાં તેણે સુંદર તેજવાળાં પુત્ર અને પુત્રીને જન્મ આપ્યો. પિતાએ આપેલ આજીવિકા વડે ( પોતાનું ગુજરાન ચલાવતી ) તે ત્યાં જ ચિર કાળ રહી.-૯

બાલસૂર્યના જેવા તેજવાળાં તે પુત્ર-પુત્રી ક્રમે વૃદ્ધિ પામ્યાં. એક ક્રમુની જેમ જ્યારે તેમનાં આઠ વર્ષ વ્યતીત થયાં ત્યારે અધ્યાપક પાસે ભણવા માટે તેમને મૂકયાં. કજીઓ થતાં ( તે પુત્રરૂપ ) બાળકને નિશાળીઆઓ નબાપા એમ કહેતા.-૧૦-૧૧

તે વચનથી ખેદ પામેલા તે બાળકે પોતાની માતાને પૂછયું કે હે માતા ! શું મારે પિતા નથી કે જેથી લોકો આ પ્રમાણે બોલે છે ?-૧૨

માતાએ કહ્યું કે હું જાણતી નથી. ( આવા ) પ્રશ્નથી મને કેમ તું

દુઃખી કરે છે ? તેથી ખેદ પામેલ તે [1]સત્ત્વવાને ઝેર વગેરેથી મરવા ઇચ્છા કરી.–૧૩

(તે સમયે) સૂર્યે સાક્ષાત્ આવીને તેને કહ્યું કે હે વત્સ! હું તારો પિતા છું. જે તારો પરાભવ કરશે તેના પ્રાણને હું લઇ લઇશ.–૧૪

એમ કહીને તેણે એક સૂક્ષ્મ કર્કર (હથોડી?) આપી અને તેણે તેને આદેશ કર્યો કે દૂષીને તારે આ વડે મારવો જેથી તે તરત જ મરી જશે.–૧૫

એ કર્કરરૂપ શસ્ત્ર વડે વિશેષ બળવાન્ બનેલા તે બાળકે વિપરીત બોલનારા (અર્થાત્ ખોટા આરોપ કરનારા એક) નિશાળીઆને મારી નાંખ્યો.–૧૬

તે બાલહત્યા(ની વાત) તો 'વલભી'પુરના રાજાને કાને આવી, (તેથી) ગુસ્સે થયેલા તેણે માણસો મારફતે તે બાળકને તરત જ પોતાની પાસે (બોલાવી) મંગાવ્યો.–૧૭

અને કહ્યું કે હે નિર્દય! આ બાળકોને તું શા માટે હણે છે? બાળકે જવાબ આપ્યો કે હું કેવળ બાળકોને જ નહિ, કિન્તુ રાજાઓને પણ હણું છું.–૧૮

એમ કહેતા તેણે કર્કર વડે તે (રાજા)ને હણ્યો. તેનું મરણ થતા તેના સામ્રાજ્યનો તે પરાક્રમી રાજા થયો.–૧૯

શિલાદિત્ય તરીકે તે પ્રસિદ્ધ થયો. [2]'સૌરાષ્ટ્ર' રાષ્ટ્રને વિષે સૂર્ય સમાન એવા તેણે સૂર્ય પાસેથી પરચક્રનો નાશ કરનાર ઉત્તમ ઘોડો મેળવ્યો.–૨૦

તેણે પોતાની બેન 'ભૃગુક્ષેત્ર'ના રાજાને આપી (પરણાવી). તેણે દિવ્ય તેજવાળા અને દિવ્ય લક્ષણવાળા પુત્રને જન્મ આપ્યો.–૨૧

'શત્રુંજય' પર્વત ઉપર તેણે ચૈત્યનો ઉદ્ધાર કરાવ્યો અને પોતાને તે શ્રેણિક પ્રમુખ શ્રાવકોની કોટિમાંનો માનવા લાગ્યો.–૨૨

કોઇક દિવસ ત્યા તર્ક(યુક્તિમાં નિપુણતા)ના મદથી ઉદ્ધત એવા બૌદ્ધો આવ્યા. તેમણે શિલાદિત્યને કહ્યું કે આ શ્વેતાંબરો છે.–૨૩

તેઓ વાદમાં અમને જો જીતે તો તેઓ તમારા દેશમાં (ભલે) રહે; (પરંતુ) જો અમે એમને જીતીએ તો એમણે (અહીંથી) ચાલ્યા જવું.–૨૪

---

૧. ઉદાર, ઉત્તમ ગુણથી યુક્ત. ૨. સોરઠ.

દૈવયોગે બૌદ્ધો જીત્યા (એટલે) કાળના બળના અર્થી સર્વે શ્વેતાંબરોએ વિદેશનો આશ્રય લીધો.-૨૫

શિલાદિત્ય રાજા બૌદ્ધોની ભક્તિપૂર્વક પૂજા કરવા લાગ્યો અને 'શત્રુંજય' ઉપરના ઋષભ(દેવ)ને બુદ્ધ બનાવી તેની પૂજા કરવા લાગ્યો.-૨૬ ૫

આ તરફ (તેવામાં) પેલી શિલાદિત્યની બેને પતિના મરણથી વિરક્ત બની સુસ્થિત આચાર્ય પાસે દીક્ષા ગ્રહણ કરી.-૨૭

પોતાના આઠ વર્ષના બાળક (પુત્ર)ને પણ તેણે દીક્ષા લેવડાવી અને તે બુદ્ધિશાળીને કંઇક કંઇક સામાચારી પણ જણાવી (શીખવી).-૨૮

એક દિવસ તે અભિમાનીએ પોતાની માતા સાધ્વીને પૂછ્યું કે આપણો આ સંઘ અલ્પ કેમ છે?-૨૯ ૧૦

પહેલાં પણ તે અલ્પ શા કારણથી હતો ? (નેત્રમાં) અશ્રુપૂર્વક (અર્થાત્ આંખમાં આંસુ લાવી) તે બોલી કે હે વત્સ! હું પાપિની શું કહું! શહેરે શહેર શ્રીશ્વેતાંબર સંઘ તો ઘણો મોટો હતો.-૩૦

પરંતુ તે પ્રકારની પ્રભાવના કરવામાં વીર સૂરીશ્વરના અભાવથી પારકાઓએ તારા મામા શિલાદિત્ય રાજાને પોતાનો કરી લીધો. (આ પ્રમાણે તેને હાથમાં લઇ તેમણે શ્રી સંઘનો પરાભવ કર્યો.)-૩૧ ૧૫

'શત્રુંજય' નામનું જે તીર્થ મોક્ષના કારણ તરીકે જાણીતું છે તેનો (પણ) શ્વેતાંબરોના અભાવથી બૌદ્ધોએ ભૂતની પેઠે આશ્રય લીધો છે.-૩૨ ૨૦

વિદેશમાં વસતા કેટલાક શ્વેતાંબરો કે જેમનો ગર્વ ખંડિત થયો છે અને જેમનું પરાક્રમ નાશ પામ્યું છે તેઓ કોઇક સ્થળે સમય પસાર કરે છે.-૩૩

એ સાંભળીને (એ) બાળક બૌદ્ધ ભટો ઉપર ગુસ્સે થયો અને ચોમાસાના મેઘના જેવી (ગર્જનાના) ધ્વનિવાળા તેણે ઊંચા સ્વરે પ્રતિજ્ઞા કરી કે નદીનો વેગ જેમ (તેના તટ ઉપર રહેલાં) ઝાડોને મૂળમાંથી ઉખેડી નાંખે છે તેમ જો હું બૌદ્ધોને મૂળમાથી ન ઉખેડી નાંખુ તો સર્વજ્ઞનું પૂન ર્ક્યાના પાપનો હું ભાગી બનું.-૩૪-૩૫ ૨૫

આ પ્રમાણે કહીને અને માતાની સમ્યક્ પ્રકારે રજા લઇને પ્રલયકાળના અગ્નિના જેવા પ્રકારવાળો મલ્લ નામનો તે બાળક (કોઇક) પર્વત ઉપર ગયો અને ત્યાં તેણે અતિશય તીવ્ર તપ તપ્યું.-૩૬ ૩૦

પાસેના ગામથી ભિક્ષા લાવીને તે પારણું કરતો. કેટલાક દિવસ પછી તે (બાબત) શાસનદેવતાએ જાણી.–૩૭

આકાશમાં રહીને તેણે (તેને) પૂછ્યું કે મીઠું શું છે? તે બાળકે તે સાંભળીને આકાશ તરફ નજર કરીને પોતાના અનુભવપૂર્વક

૫ કહ્યું કે વાલ.–૩૮

વળી ૭ મહિનાને અંતે આકાશમાં રહીને તેણે કહ્યું કે શેની સાથે? તે બાલ–મુનિએ કહ્યું કે સુંદર ઘી અને ગોળની સાથે–૩૯

શાસનદેવતાએ અવધારણ શક્તિને વિષે તેને યોગ્ય જાણી પ્રત્યક્ષ થઇ તેને કહ્યું કે (હે વત્સ!) તું પરમતને દૂર કરનારો હો.–૪૦

૧૦ હે માનદ! (આ) નયચક્ર (નામનું) તર્કનું પુસ્તક તું લે. (એથી) તારી વાણી કુતર્કરૂપ સર્પને (વશ કરવામાં) [1]જાંગુલી સમાન સારી રીતે સિદ્ધ થશે.–૪૧

બાલ–મુનિએ તે તર્કનું પુસ્તક ભોંય ઉપર મૂક્યું. (કેમકે બાળ) ઉમ્મરના લીલાવિશેષથી પ્રમાદ થવો સુલભ છે.–૪૨

૧૫ (આથી) ગુસ્સે થયેલી શાસનદેવીએ કહ્યું કે તેં [2]અશાતના કરી; (વાસ્તે) હું તારી પાસે રહીશ પણ પ્રત્યક્ષ નહિ થાઉં.–૪૩

જેમ પાણ્ડુનો વચલો પુત્ર (અર્જુન) 'પાશુપત' શસ્ત્ર લઇને દીપવા લાગ્યો તેમ તે પુસ્તક લઇને મલ્લવાદી અત્યંત દીપવા લાગ્યા.–૪૪

કલ્પાત સમયના સૂર્ય જેવી કાન્તિવાળા તેણે 'સુરાષ્ટ્રા' રાષ્ટ્રના

૨૦ શણગારરૂપ 'વલભી'પુરમાં આવીને શિલાદિત્યને (નીચે મુજબ) કહ્યું.–૪૫

બૌદ્ધોએ ફોગટમાં દુનિયાનો ત્રાસ કર્યો છે. હું પ્રતિમલ્લ અને અપ્રમાદી એવો મલ્લવાદી ઉપસ્થિત થયો છું. હું તમારી બેનનો પુત્ર છું.–૪૬

શિલાદિત્ય રાજાની પાસે વાચાલ બૌદ્ધ આચાર્યે તર્કનો લવારો

૨૫ બહુ કર્યો.–૪૭

(પરંતુ) નયચક્રના સામર્થ્યથી ઉલ્બણ એવા મલ્લવાદી વાચાલ થતાં (અર્થાત્ એમની સાથેના વાદથી) તે બૌદ્ધરાજ ૭ મહિનાને અંતે હેલામાં હાર્યો–હતાશ થઇ ગયો.–૪૮

૭ મહિનાની આખરે રાત્રે તે પોતાના નિવાસસ્થાનમાં ગયો

૩૦ અને કોશમાંથી કોઇક તર્કનું પુસ્તક ખેંચી કાઢી વાંચવા લાગ્યો.–૪૯

---

[1] સર્પના વિષનો વૈદ્ય. [2] ગૌરવપાત્ર વસ્તુનું અપમાન.

ચિન્તાના ચક્રથી તેનું ચિત્ત હણાયેલું હતું એટલે તેનો અર્થ ધારણ કરવાને તે સમર્થ થયો નહિ (તેથી) તે બૌદ્ધે વિચાર કર્યો કે સવારે મારા તેજનો ભંગ થશે.–૫૦

શ્વેતાંબર તણખાનું આ તેજ કોઇ વિલક્ષણ છે ! અરે રે આ સામ્રાજ્યશાલી બૌદ્ધો ( એના વડે ) હાંકી કઢાશે.–૫૧　　૫

દેશનો ભંગ, કુલનો ક્ષય, પારકાના હાથમાં ગયેલી પત્ની, અને મિત્રને આપત્તિ પામેલ જેમને જોવાં પડતાં નથી તેઓ ધન્ય છે.–૫૨

આ પ્રમાણેના દુઃખના સમૂહના સંઘટ્ટથી તેનું હૃદય ક્ષણમાં ભાંગી ગયું. સવારના જલદી જલદી રાજાનું તેડું આવ્યું.–૫૩

( પરંતુ ) ગુરુ આજે માંદા થઇ ગયા છે તેથી રાજસભામાં નહિ　　૧૦ આવશે એમ બોલતાં તેના બિચારા શિષ્યોએ ઘરનું દ્વાર ન ઉઘાડયું.–૫૪

ત્યાં જઇને તેમણે તેમ કહ્યું તે સાંભળીને મલ્લે ઉલ્લાસ પામી શિલાદિત્યને કહ્યું કે એ બૌદ્ધરાજ શોકથી મરી ગયો (છે).–૫૫

શિલાદિત્યે જાતે જઇને તેને તેવો જોયો. ( તેથી પોતાના ) દેશમાંથી બૌદ્ધોને તેણે કાઢી મૂકયા પ્રતિષ્ઠાથી પતિત થયેલા મનુષ્યને　　૧૫ ધિક્કાર છે.–૫૬

વાગીશ્વર આચાર્ય મલ્લવાદીને ગુરુ કરીને રાજાએ પરદેશમાંથી બધા જૈન મુનિઓને બોલાવ્યા.–૫૭

' શત્રુંજય ' ઉપરના સંસારરૂપ પાંજરાને ભાંગનાર જિનેશ્વરને શ્વેતાંબરને સ્વાધીન કરી રાજાએ યાત્રા પ્રવર્તાવી.–૫૮　　૨૦

કાલાંતરે તે નગરમાં રંક નામનો વાણીઓ થયો. તેની દુકાને (એક) કાપડી મહારસ થાપણ તરીકે મૂકી ગયો.–૫૯

તે રસનો સ્પર્શ થતાં જ લોઢાને સુવર્ણરૂપ બની ગયેલું જોઇ તેણે હાટ અને ઘરની અદલાબદલી કરી.–૬૦

( આ પ્રમાણે ) કાપડીને છેતરીને તે રંક મોટો ધનિક થયો.　　૨૫ ( અને ) તેની પુત્રી અને રાજપુત્રી વચ્ચે પરસ્પર મિત્રતા થઇ.–૬૧

*દિવ્ય રત્નોથી વિભૂષિત એવી સુવર્ણની એક કાંસકી રંકની* પુત્રીના હાથમાં જોઇને તે નૃપતી પુત્રીએ તેની માગણી કરી.–૬૨

રંકે તે આપી નહિ અને (તેથી) રાજાએ તે બળાત્કારપૂર્વક માગી ( લઇ લીધી એટલે ) મત્સરને લઇને તેણે મ્લેચ્છોનું　　૩૦ સૈન્ય આર્યું.–૬૩

તેણે ' વલભી ' નગર ભાંગી નાંખ્યું. ( એ પ્રમાણે ) અયોગ્ય

હકીકત બની. ( આવી રીતે ) પુષ્કળ ઋદ્ધિવાળા વણિકે શિલાદિત્યનો નાશ કર્યો —૬૪

ત્યાર બાદ (એ) વાણિયાએ આકર્ષીને શકોને રણમાં નાખ્યા (એટલે) તૃષ્ણાથી તેઓ પોતાની મેળે મરી ગયા એમ આ ૫ મહારોગનો નાશ કરાયો —૬૫

રાજા વિક્રમાદિત્યથી ૫૭૩ મે વર્ષે ' વલભી 'નો નાશ થયો જ્ઞાનીઓ ( તો ) પ્રથમથી ( એ શહેરમાથી ચાલ્યા ) ગયા હતા —૬૬

જિનપ્રતિમાઓ આકાશ-માર્ગે દેશાંતરમાં જતી રહી, કેમકે દેવાધિષ્ઠિત ( પ્રતિમાઓ )ને વિષે આવી (જ) ચેષ્ટાનો સંભવ છે —૬૭

૧૦ આ ( વાત ) પ્રથમથી જાણીને મહામુનિ મલ્લવાદી પરિવાર સહિત ' પંચાસર ' પુરી ગયા હતા —૬૮

' નાગેન્દ્ર ' ગચ્છને લગતા ધર્મસ્થાનોના તેઓ પ્રભુ બન્યા શ્રી ' સ્તંભનક ' તીર્થમાં પણ સંઘે તેમનું પ્રભુત્વ ધારણ કર્યું —૬૯

જિનશાસનના તેજના ઉત્કર્ષથી પવિત્ર એવું આ શ્રીમલ્લવાદીનું ૧૫ ચારિત્ર સાંભળીને હે ભવ્યો ! કવિતાના વચનાદિથી વિચિત્ર લબ્ધિના સમૂહો વડે જૈન શાસનની તમે પ્રભાવના કરો —૭૦

ઇતિ શ્રીમલ્લવાદિપ્રબન્ધ ॥ ૭ ॥

(૮)

# શ્રીહરિભદ્રસૂરિપ્રબંધ

શ્રી'ચિત્રકૂટ'માં હરિભદ્ર (નામનો) વિપ્ર ચૌદ વિદ્યાસ્થાનોનો
જાણકાર હતો. પચમ દૂર કરેલ......પાંચમો માઘ. એથી કરીને
આંખે પાદુકા અને પેટ વિદ્યા વડે ફૂટી ન જાય તેથી કરીને પેટ ઉપર ૫
પાટો. જાળ, કોદાળી અને નિસરણી સાથે ચાલતાં. જેનું કહેલું હું સમજી ન
શકું તેનો હું શિષ્ય થાઉં એવી (તેની) પ્રતિજ્ઞા હતી. એક દિવસ
ચતુષ્પથ (ચૌટા)ની પાસેની ભૂમિએ જતાં, એક ગાથાનો પાઠ કરતી
**યાકિની** નામની સાધ્વીને તેણે સાંભળી.

[1]"**चक्किदुगं हरिपणगं, पणगं चक्कीण केसवो चक्की।** ૧૦
**केसव चक्की केसव–दुचक्कि केसी य चक्की य॥**"

એ ગાથાનો તે પાઠ કરતી હતી. (પરંતુ) તે તે સમજી શક્યો નહિ.
(આથી તેની) આગળ જઇને તેણે કહ્યું કે હે માતા! તમે ખુબ ચકચક
કર્યું. સાધ્વીએ કહ્યું કે નવું લીંપેલું છે. અહો! એમણે મને ઉત્તર (આપવા)-
માં પણ જીત્યો. એથી તેણે તેને વંદન કર્યું. તમારો હું શિષ્ય છું. હે માતા! ૧૫
ગાથાનો અર્થ (મને) કહો. તેણે કહ્યું કે મારા ગુરુ છે. હરિભદ્રે કહ્યું કે
તેઓ ક્યાં છે? (ઉત્તર મળ્યો કે) અહીં છે. ત્યાર બાદ કોઇ શ્રાવક તેને
(જિન-)મંદિરે લઇ ગયો. તેને પહેલી વાર જિનનું દર્શન થયું. (એથી તેને)
હર્ષ (થયો). હે ભગવન્! તારું શરીર જ તારી વીતરાગતા કહી રહ્યું છે; કેમકે
જેના [2]કોટરમાં અગ્નિ હોય તે ઝાડ શાખા, પત્ર વગેરેથી પલ્લવિત હોતું નથી ૨૦
–લીલુંછમ જણાય જ નહિ. દૃષ્ટિ કરુણારૂપ કલ્લોલોથી યુક્ત પડિયા જેવી
છે, આચાર પ્રશમની ખાણ છે, પરિકર શાંત છે અને દેહ પ્રસન્ન છે
તેથી ખરેખર આ દેવાધિદેવ ઘડપણ, જન્મ અને મરણનો નાશ કરનાર
છે, કેમકે જગતમાં અન્ય દેવોનું આવું સ્વરૂપ જણાતું નથી. ઇત્યાદિ
નવીન નમસ્કારો (તેણે કર્યા). ત્યાર પછી તેણે જિનભટસૂરિનું દર્શન કર્યું. ૨૫
પ્રતિપત્તિ (થઇ). ચારિત્ર (લીધું). સૂરિપદવી (મળી). આવશ્યકમાં

---

૧ આ ગાથાનો અર્થ નીચે મુજબ છે.—

પ્રથમ બે ચક્રી થયા. પછી પાંચ વાસુદેવ, પછી પાંચ ચક્રી, પછી એક
વાસુદેવ અને એક ચક્રી, ત્યાર પછી એક વાસુદેવ અને એક ચક્રી, ત્યાર બાદ
એક વાસુદેવ અને બે ચક્રી અને પછી એક વાસુદેવ અને એક ચક્રવર્તી થયા.

૨ પોલાણ.

'ચક્કિ' ઇત્યાદિ (પાઠ) દુષ્કર હોવાથી તેમણે આવશ્યકની વિવૃત્તિ રચી. કલિકાલસર્વજ્ઞ એ બિરુદ (તેમણે મળ્યું) તેમણે દેવતા તરફથી રહસ્યગ્રન્થો પ્રાપ્ત કર્યા. તેમણે તે (ગ્રન્થો)ને વિવિધ ઔષધથી નિર્મિત તથા જળ અને અગ્નિને અસાધ્ય એવા તેમજ દિગંબર આચાર્યો
૫ હસ્તાતો છિન્ન થયેલા ૮૪ મઠના ચોર્યાસી નામના પ્રાસાદના થાંભલામાં આદરપૂર્વક મૂક્યા.

એક દિવસ પ્રભુ (હરિભદ્રસૂરિ) પોતાના ભાણેજ હંસ અને પરમહંસને શીખવતા હતા. તેઓ નિષ્પન્ન થયા, પરંતુ બૌદ્ધ તર્કોનો તેમના (બૌદ્ધના) મુખેથી પાઠ કરવા તેઓ ઇચ્છતા હતા. જ્ઞાની
૧૦ ગુરુએ વાર્યા છતાં તેઓ તેની પાસે ગયા. વૃદ્ધાના ઘરમાં ઉતારો (લીધો). બૌદ્ધ આચાર્યની પાસે તેનો વેષ ધારણ કરી તેઓ ભણવા લાગ્યા. કપલિકામાં તેઓ રહસ્ય લખતા હતા પ્રતિલેખના વગેરે સંસ્કારો ઉપરથી દયાળુ જોવા, જાણી ગુરુએ વિચાર્યું કે આ ખચ્ચિત શ્વેતાંબર (જૈન) છે. બીજે દિવસે સીડીના પગથિયા ઉપર ખડી વડે તેણે જિન-પ્રતિમા
૧૫ આલેખાવી. તેની પાસે આવેલા તેમણે (એટલે હંસે અને પરમહંસે) તેના ઉપર પગ ન મૂક્યો. (કિન્તુ) તે (પ્રતિમા)નો કંઠ ત્રણ રેખા વડે અંકિત કર્યો (એટલે) આ બુદ્ધ થયો તેથી કરીને (તેના) ઉપર પગ મૂક્યો. (અને) તેઓ (સીડી) ઉપર ચડ્યા. ગુરુએ તેમને, (તેમ કરતાં) જોયા ગુરુની સમક્ષ તેઓ બેઠા. ગુરુના મુખની છાયામાં ફેરફાર જોઇને
૨૦ —તેમના ચહેરાનો રંગ બદલાયેલો, જોઇને પેલું કૈતવ તેમણે જ કર્યું છે એમ માની પેટમાં પીડા (થતી હોવા)નું બહાનું કાઢી ત્યાંથી તેઓ નીકળી ગયા. કપલિકા લઇને ગયેલા તેઓ ઘણો વખત થવા છતાં (પાછા) ન આવ્યા. જોવડાવ્યા (અર્થાત્ તપાસ કરાવી) તો હતા નહિ. (એથી બૌદ્ધ આચાર્યે) રાજા આગળ કહાવ્યું કે મહાકપટી બે શ્વેતાંબરો તત્ત્વ
૨૫ લઇને જતા રહ્યા છે. કપલિકા (પાછી) અણાવી આપો. (એથી કરીને) (તેમની) પાછળ (રાજાના હુકમથી) થોડુંક સૈન્ય ગયું, નજરે નજર મળી તે બે પણ સહસ્રયોધ હતા તેમણે રાજાની સેનાનો નાશ કર્યો બચીને નાસી ગયેલા સૈનિકોએ રાજા પાસે જઇને તેમના તેજ વિષે કથન કર્યું (એથી) ફરીથી મોટું સૈન્ય તેણે મોકલ્યું. દૃષ્ટિનો મેળાપ થયો.
૩૦ એક યુદ્ધ કરવા લાગ્યો. બીજો હાથમાં કપલિકા લઇને નાઠો હંસનું માથું છેદીને તે (સૈનિકોએ) રાજાને બતાવ્યું. તેણે તે ગુરુને આપ્યું.

ગુરુએ કહ્યું કે એનો શો ખપ છે ? કપલિકા અણાવી આપો. યોદ્ધાઓ ગયા. રાત્રે 'ચિત્રકૂટ'ના કિલ્લાનાં બારણાં દઈને પાસે સૂતેલા પરમહંસનું મસ્તક કાપીને તેમણે ત્યાં અર્પણ કર્યું. (એથી) તે બૌદ્ધોને તેમજ તેમના આચાર્યને સંતોષ થયો. સવારે શ્રીહરિભદ્રસૂરિએ શિષ્યનું ધડ જોયું; (એથી તેમને) ગુસ્સો (ચડ્યો). (તેમણે) તેલની કડાઈઓ (તૈયાર) કરાવાવી. અગ્નિ વડે તેલ તપાવ્યું. ૧૪૪૦ બૌદ્ધોનો હોમ કરવા ,તેમણે તેમને આકાશમાર્ગે ખેંચ્યા. એટલે તેઓ શકુનિકા ( સમડી )રૂપે પડવા લાગ્યા. (એમના) ગુરુએ (આ) વૃત્તાન્ત જાણ્યો. (આથી એમને) પ્રતિબોધ (પમાડવા) માટે તેમણે બે સાધુઓને મોકલ્યા. તેમણે ગાથા આપી કે—

"गुणसेण-अग्गिसमा सीहा-ऽऽणंदा य तह पियापुत्ता ।
सिहि-जालिणि माइ-सुया धण-धणसिरी य पइ-भज्जा ॥ १ ॥
जय-विजया य सहोयर धरणो लच्छी य तह पई भज्जा ।
सेण-विसेण पित्तिय-उत्ता जंमंमि सत्तमए ॥ २ ॥
गुणचंद-वाणमंतर समराइच्च गिरिसेण पाणो उ ।
एगस्स तओ मुक्खोऽणंतो बीयस्स संसारो ॥ ३ ॥
जह जलइ जलउ लोए कुसत्थपवणाहओ कसायग्गी ।
तं चुज्जं जं जिणवयणअमियसित्तो वि पज्जलइ ॥ ४ ॥"

( અર્થાત્ પ્રથમ ભવમાં ગુણસેન અને અગ્નિશર્મા, બીજા ભવમાં સિંહ અને આનંદ નામે પિતા પુત્ર, ત્રીજા ભવમાં શિખી અને જાલિની નામે માતા પુત્ર, ચોથા ભવમાં ધન અને ધનશ્રી નામે પતિ પત્ની, પાંચમા ભવમાં જય અને વિજય નામે સહોદર, છઠ્ઠા ભવમાં ધરણ અને લક્ષ્મી નામે પતિ પત્ની, સાતમા ભવમાં સેન અને વિષેણ નામે પિત્રાઈ ભાઈ, આઠમા ભવમાં ગુણચંદ્ર અને વાનવ્યંતર અને નવમા ભવમાં ગુણસેન તે સમરાદિત્ય થયો અને અગ્નિશર્મા તે ગિરિસેન નામે માતંગ થયો. એક ગુણસેન સંસારથી મુક્ત થયો અને બીજો અગ્નિશર્મા અનંતસંસારી થયો. જેમ લોકમાં અગ્નિ પ્રજ્વલિત થાય છે તેમ કુશાસ્ત્ર ઉપર પવનથી પ્રહાર કરાયેલો કષાયરૂપ અગ્નિ પ્રજ્વલિત થાય છે. પરતુ એ આશ્ચર્ય છે કે જિનનાં વચનરૂપ અમૃતથી સિંચાયેલો પણ પ્રજ્વલિત થાય છે. )
(આ વિચારતાં તેમણે) બોધ (થયો). શાંતિ (વળી). પ્રાયશ્ચિત્ત તરીકે ૧૪૪૦ ગ્રંથો રચ્યા. 'ચિત્રકૂટ'ની તળેટી ઉપર હાટવાળા તેલ વેચનાર વાણીઆએ પ્રતિઓ કરાવી. તેમાં સૌથી પ્રથમ યાકિની ધર્મપુત્ર એમ હરિભદ્રના ગ્રંથો-

માં લખાયું. ૧૪૪૦ ભવવિરહરૂપ અંતવાળા બન્યા. ગુણસેણ-અગ્ગિસ ઇત્યાદિ ત્રણ ગાથા વડે ગુંથાયેલું અને ક્ષમારૂપ લતાના બીજરૂપ એ સમરાદિત્યચરિત્ર (નામનું) નવુ શાસ્ત્ર તેમણે રચ્યું. ૧૦૦ શતઃ પંચાશત્, ષોડશક, અષ્ટક, પંચલિંગી, અનેકાંતજયપતાકા, ન્યાય
૫ વતારની ટીકા, પંચવસ્તુ, પંચસૂત્ર, શ્રાવકપ્રજ્ઞપ્તિ, નાણાયત્ત વગેરે હરિભદ્રે રચ્યાં.

એ દરમ્યાન 'શ્રીમાલ'પુરમાં કોઇક ધનિક શેઠિયાએ ચાતુર્માસમ પરિવાર સહિત દેવસ્થાને જતાં નિર્દય જુગારીઓ દ્વારા ખાડામા ફેંકાયેલા જુગારી યુવક સિદ્ધ નામના રાજપુત્રને દયાથી તેનું
૧૦ દેવું આપી છોડાવ્યો, ઘેર લાવી જમાડયો, (ધીમે ધીમે) ભણાવ્યો, સર્વ કાર્યનો અધ્યક્ષ બનાવ્યો અને પરણાવ્યો. (સિદ્ધને) માતા પહેલાં પણ હતી. તે જુદી ઘરમાં રહી. માતા અને પત્ની સાથે તેણે ઘર માંડયું શેઠની મહેરબાનીથી ધન (પ્રાપ્ત) થયું. લેખ્યકના લેખ લખવામાં પરવશ હોવાથી સિદ્ધ રાત્રે બહુ મોડો (ઘેર) આવતો હતો. (એથી) સાસુને
૧૫ અને વહુને અતિશય ઉજાગરો કરવો પડતો હોવાથી તેઓ અત્યંત ખિન્ન રહેતી હતી. વહુએ સાસુને કહ્યું કે હે માતા! તમે પુત્રને એવો બોધ આપો કે જેથી રાત્રે તેઓ વહેલા આવે માતાએ તેને કહ્યું કે હે વત્સ! રાત્રે તું વહેલો આવ; (કેમકે) જે વખત સમજે છે તે સર્વજ્ઞ છે. સિદ્ધે કહ્યું કે હે માતા! જે સ્વામીએ સર્વસ્વ આપીને તેમજ જીવિતદાન
૨૦ આપીને મારો ઉદ્ધાર કર્યો તેની આજ્ઞા હું કેમ ન માનું?–તે કેવી રીતે લોપું? (એ સાંભળી) માતા ચૂપ રહી અન્યદા સાસુ અને વહુએ વિચાર કર્યો કે આ રાત્રે મોડો આવે ત્યારે બારણું આપણે ઉઘાડીશું નહિ. બીજે દિવસે રાતના ઘણા લાંબા કાળ પછી બારણે આવેલા તેણે સાંકળની કડી ખખડાવી. (પરંતુ) તે બંને(માંથી એક પણ) જવાબ આપ્યો નહિ.
૨૫ (તેથી) તેણે ગુસ્સે થઇને કહ્યું કે બારણા કેમ ઉઘાડતાં નથી? પહેલા વિચાર કરી રાખ્યો હતો તેવી તે બંનેએ કહ્યું કે જ્યાં અત્યારે બારણાં ઉઘાડાં હોય ત્યા તમે જાઓ. તે સાંભળીને ક્રોધાતુર થયેલો તે ચૌટે ગયો. ત્યાં ઉઘાડા હાટમાં બેઠેલા અને સૂરિમન્ત્રના સ્મરણમાં તત્પર એવા શ્રીહરિભદ્રને તેણે જોયા. સાન્દ્ર ચન્દ્રપ્રભામાં દેશના (તેણે સાંભળી); (એથી
૩૦ તેને) બોધ (થયો). તેણે દીક્ષા ગ્રહણ કરી સર્વ વિદ્વત્તા તેમજ દિવ્ય કવિત્વ (તેમણે પ્રાપ્ત કર્યાં). હંસ અને પરમહંસની પેઠે વિશેષ તર્ક

ગ્રહણ કરવાની અભિલાષાવાળા હોઇ બૌદ્ધની પાસે જવાની ઇચ્છાવાળા તેમણે ગુરુને કહ્યું કે (મને) બૌદ્ધ પાસે મોકલો. ગુરુએ કહ્યું કે ત્યાં તું ન જા, તારું મન ફરી જશે. તેમણે કહ્યું કે કુગતિ પણ તેમ નહિ થાય. (ત્યારે) ફરીથી ગુરુએ કહ્યું કે ત્યાં જઇ જો તું ફરી જાય તો અમારો આપેલો વેષ અહીં આવીને તું અમને આપી જજે. તેમણે તે કબૂલ કર્યું. ત્યાં તેઓ　５
ગયા અને ભણવા લાગ્યા. તેમના (બૌદ્ધના) સુઘટિત તર્કોથી તેના મનમાં પરિવર્તન થયું. તેની દીક્ષા તેણે લીધી. (પછી જૈન) વેષ (પાછો) આપવાને માટે તે શ્રીહરિભદ્ર પાસે આવ્યો. તેમણે પણ આવતા તેનું આવર્જન કરી વાદ કરનારા તેમણે તેનો વાદ વડે પરાજય કર્યો. (આથી) બૌદ્ધ વેષ આપવા તે (સિદ્ધ પાછો) ગયો. તેણે પણ બોધ પમાડ્યો. ફરીથી　૧૦
શ્વેતાંબર વેષ આપવાને તે શ્રીહરિભદ્ર પાસે આવ્યો. ફરીથી તે વાદમાં જીતાયો. આ પ્રમાણે બે વેષ આપવામાં તેણે ૨૧ વાર આવજા કરી. બાવીસમી વેળા ગુરુએ ચિંતવ્યું કે આયુષ્યના ક્ષયથી મિથ્યાદષ્ટિપણામાં મૃત્યુ પામી આ બાપડો દીર્ઘ સંસારી ન થાઓ. પૂર્વે પણ ૨૧ વાર વાદમાં એ જીતાયો છે. હવે વાદથી સર્યું. (આથી) તેમણે ચૈત્યવંદનની **લલિતવિસ્તરા**　૧૫
નામની ટીકા તર્કપૂર્વક રચી. તે આવ્યો એટલે (એ) પુસ્તકને પાદપીઠ ઉપર મૂકી ગુરુ બહાર ગયા. તે પુસ્તકનો પરામર્શથી (તેમને) (યથાર્થ) બોધ થયો. તેથી પ્રસન્ન થઇ નિશ્ચળ ચિત્તવાળા બની તેમણે કહ્યું કે જેમણે મારે માટે **લલિતવિસ્તરા** વૃત્તિ રચી તે સૂરિપ્રવર **હરિભદ્ર**ને (મારો) નમસ્કાર હોજો. ત્યાર બાદ મિથ્યાત્વથી ખિન્ન થયેલા **સિદ્ધ**　૨૦
ઋષિએ ૧૬ હજાર (શ્લોકપ્રમાણક) **ઉપમિતિભવપ્રપંચાકથા** 'શ્રીમાલ'માં સિદ્ધિમંડપમાં રચી. તેનું **સરસ્વતી** સાધ્વીએ સંશોધન કર્યું. સમય થતાં **હરિભદ્રસૂરિ** અને તેઓ પણ અનશન કરી સ્વર્ગે ગયા. ઇતિ ચરિત્ર.

**इति श्रीहरिभद्रसूरिप्रबन्धः ॥ ८ ॥**

(૯)

## શ્રીબપ્પભટ્ટિસૂરિપ્રબન્ધ

'ગૂર્જર' દેશમાં 'પાડલીપુર' નગરમાં જિતશત્રુ રાજા રાજ્ય કરતો હતો. ત્યાં શ્રીસિદ્ધસેન નામના સૂરીશ્વર હતા. તેઓ 'મોઢેર'
૫ પુરમાં મહાસ્થાનમાં શ્રીમહાવીર(ની પ્રતિમા)ને વંદન કરવા ગયા. મહાવીરને પ્રણામ કરી, તીર્થ-ઉપવાસ કરી અને રાત્રે આત્મારામને વિષે રક્ત બની યોગ-નિદ્રામાં રહેલા તેમણે સ્વપ્ન જોયું કે બાળકેસરી દેવગૃહના ઉપર ક્રીડા કરે છે. સ્વપ્ન આવતાં તેઓ જાગ્યા. તેમણે મંગલકારી સ્તવનોનો પાઠ કર્યો અને સવારે ચૈત્યમાં (મંદિરે) ગયા. ત્યાં
૧૦ ૭ વર્ષનો અને બાલ-સૂર્યના જેવા તેજવાળો એક બાળક આવ્યો. સૂરિએ (તેને) પૂછ્યું કે હે વત્સ! તું કોણ છે અને ક્યાંથી આવે છે? તેણે કહ્યું કે 'પંચાલ' દેશમાં 'ડુબાઉધી' ગામમાં બપ્પ નામના ક્ષત્રિય છે. તેમને ભટ્ટિ નામની સહધર્મચારિણી છે. તેમનો હું સૂરપાલ નામનો પુત્ર છું. મારા પિતાને, સામર્થ્યથી અભિમાની તેમજ પુષ્કળ
૧૫ પરિચ્છેદવાળા એવા ઘણા શત્રુઓ છે. તે સર્વેને મારી નાંખવા તૈયાર થઈને હું જતો હતો, (ત્યારે) પિતાએ (મને) નિષેધ કર્યો કે હે વત્સ! તું બાળક છે, (વાસ્તે) આ કાર્યને માટે તું સમર્થ નથી (માટે એ) ઉદ્યોગથી સર્યું. એથી હું ગુસ્સે થયો કે આવા નિરભિમાની પિતાથી સર્યું કે જેઓ જાતે શત્રુઓને મારતા નથી (એટલું જ નહિ કિન્તુ) હું
૨૦ મારવા તૈયાર થયો છું તો મને પણ અટકાવે છે? (આ) અપમાનથી માતાપિતાની રજા લીધા વિના હું અહીં આવ્યો છુ. સૂરિએ વિચાર કર્યો કે અહો (ખરેખર) આ દિવ્ય રત્ન છે! એ માત્ર માનવ નથી; તેજ ઉમરની સમીક્ષા કરતું નથી-તેજનો અને વયનો કંઇ મેળ નથી. આમ વિચારી તેમણે (એ) બાળકને કહ્યું કે હે વત્સ! તારા ઘરના કરતા
૨૫ પણ અધિક સુખ પૂર્વક અમારી પાસે રહે (અમે તને રાખીશું). બાળકે કહ્યુ કે મોટી મહેરબાની થઇ. (એથી સૂરિજી) તેને પોતાને સ્થાને લાવ્યા. તેનું રૂપ જોઇને મંદ ખુશી થયો. (પરંતુ તેમની) દૃષ્ટિ તૃપ્ત થઇ નહિ (સૂરિએ તેને) ભણાવી જોયો. એક દિવસમાં તેણે હજાર શ્લોકો કંઠસ્થ કર્યા. (આથી) ગુરુ સંતોષ પામ્યા. પુણ્યના પ્રકર્ષ વડે રત્નો મળે છે; અમે
૩૦ ભાગ્યશાળી છીએ (કે અમને આ રત્ન મળ્યું). તે બાળકે પણ થોડા

(જ) દિવસોમાં લક્ષણ, તર્ક, સાહિત્ય વગેરે પુષ્કળ શાસ્ત્રોનું [૧]પરિશીલન કર્યું. ત્યાર પછી ગુરુ 'ડુંબાઉધી' ગામે ગયા. (પેલા) બાળકનાં માતા-પિતા (તેમને) વંદન કરવા આવ્યાં. (ત્યારે) ગુરુએ તેમની સાથે વાર્તાલાપ કર્યો કે પુત્રો તો ઘણાએ થાય છે, પરંતુ જો તેઓ સંસારરૂપ ઉકરડા ઉપર કરમિયા જેવા હોય તો તેથી શું ? આ તમારો પુત્ર તો દીક્ષાની ઇચ્છા રાખે છે; (વાસ્તે) અમને એ આપો (અને) ધર્મ ગ્રહણ કરો; (પોતાનો) પુત્ર જો નાસી જાય કે મરી જાય તો તે માબાપો સહન કરે છે–એસી રહે છે. સંસાર તરી જવાની અભિલાષાવાળો આ (તો) પ્રશંસાપાત્ર છે. માબાપે કહ્યું કે હે ભગવન્ ! આ એક જ અમારો કુલતંતુ હોઇ કેમ આપી શકાય ? તે વારે પાસે ઊભેલા સૂરપાલે કહ્યું કે હું ચારિત્ર ગ્રહણ કરીશ જ; કેમકે તે બુદ્ધિ નાશ પામો, તે શ્રુતને (વિદ્યાને) વિષે વજ્ર પડો, અને તે દોડતા ગુણો જવાળા વડે ભયાનક એવી આગમાં પ્રવેશ કરો કે જે શારદ ચન્દ્ર અને કુંદ (કુસુમ)ના જેવા નિર્મળ સર્વ પ્રાપ્ત થયેલા હોવા છતાં જેના વડે ફરીથી આ સંસારમાં સ્ત્રીના ગર્ભસ્થાનરૂપ નરકમાં વાસ કરવાની પીડા પમાય છે. ત્યાર બાદ તેના નિશ્ચયથી વાકેફગાર થયેલા તેનાં માબાપે કહ્યું કે હે ભગવન્ ! આ પાત્ર ગ્રહણ કરો, કિન્તુ એનું બપ્પભટ્ટિ એવું નામ રાખશો. ગુરુએ કહ્યું કે (ભલે) એમ હો; એમાં શો દોષ છે ? તમે બંને (પૂરાં) પુણ્યશાળી છો કે જેમને આવો લાભ મળ્યો. બપ્પ અને ભટ્ટિની રજા લઇ સૂરપાલને સાથે લઇ સિદ્ધસેનસૂરિ 'મોઢેરા' ગયા. વિક્રમના સમયથી ૮૦૭ વર્ષ વ્યતીત થતા વૈશાખ (માસ)ની શુક્લ (પક્ષની) તૃતીયાને દિવસે (યાને અક્ષયતૃતીયાને) ગુરુવારે તેમણે દીક્ષા આપી અને વિશ્વને પ્રિય એવા બપ્પભટ્ટિ નામની ઘોષણા કરી. સંઘની પ્રાર્થનાથી ત્યાં તેમણે ચાતુર્માસ કર્યું. એક વાર બપ્પભટ્ટિ (દીર્ઘશંકાર્થે) બહાર ગયેલા હતા તેવામાં મેઘે મોટી વૃષ્ટિ કરી. (તથા) તેઓ કોઇક દેવકુલમાં રોકાયા. તે દેવકુલમાં મહાબુદ્ધિશાળી કોઇ પુરુષ આવ્યો. તે દેવકુલને વિષે રસથી ભરપૂર અને ગંભીર અર્થવાળાં એવાં પ્રશસ્તિ-કાવ્યોની તેણે બપ્પભટ્ટિ પાસે વ્યાખ્યા કરાવી.

ત્યાર પછી તે બપ્પભટ્ટિની સાથે વસતિએ આવ્યો. ગુરુએ આશી-ર્વાદથી તેનું અભિનન્દન કર્યું, અને તેનો આમ્નાય (ઇતિહાસ) પૂછ્યો.

૧ અભ્યાસ.

ત્યારે તેણે કહ્યું કે હે ભગવાન્ ! હું ‘ કન્યકુબ્જ ’ દેશમાં ‘ગોપાલગિરિ’ દુર્ગ
નગરમાં યશોધર્મ રાજાને (તેની પત્ની) સુયશા દેવીની કુક્ષિથી જન્મેલો
પુત્ર છું. જુવાનીને લીધે અનર્ગલ દ્રવ્ય લીલાપૂર્વક ખરચતા–ઉડાવતા
એવા મને ગુસ્સે થયેલા પિતાએ શીખામણ આપી કે હે વત્સ ! પૈસા
૫ કમાવનાર તાતના કષ્ટને અસ્થાને તેનો વ્યય કરનાર પુત્ર જાણતો નથી.
તું માપસર ખર્ચ કર. તેથી હું ક્રોધથી અહીં આવ્યો. ગુરુએ પણ કહ્યું
કે તારૂં નામ શું છે ? તેણે જમીન ઉપર ખડી વડે લખીને આમ
( એવું પોતાનું નામ ) દર્શાવ્યું. મહાજનોના આચારની પરપરા એવી
છે કે મહાજનો પોતાનું નામ દેતા નથી–પોતાને મોઢે તે કહેતા નથી.
૧૦ તેના ઉત્તમપણાથી ગુરુને હર્ષ થયો. તેમણે વિચાર કર્યો કે પૂર્વે શ્રીરામ-
ના સૈન્યમાં ગામમાં આને છ માસના બાળક તરીકે મેં જોયો હતો. પીલુ
ઝાડની મહાજાલી(?)ને વિષે વસ્ત્રની ઝોળીમાં એ રહેલો હતો.
(અને એના ઉપર) અચળ છાયા ( રહેલી હતી તે )થી એ પુણ્યશાળી
પુરુષ છે એમ મેં નિર્ણય કર્યો હતો. પછી તેની માતા વનફળ વીણતી હતી
૧૫ તેને અમે કહ્યું કે હે વત્સે ! તું કોણ છે ? (અને) તારૂં કુળ શું છે ?
તેણે પોતાનું કુળ (દર્શાવતાં) કહ્યું કે હું રાજપુત્રી છું અને ‘કન્યકુબ્જ’ના
રાજા યશોધર્મની સુયશા નામની પત્ની છું. આ પુત્ર મારા ગર્ભમાં
હતો ત્યારે દઢ કામણ વડે વશ કરેલા મારા પતિને પોતે જે કહે તે
પ્રમાણરૂપ છે (એવી રીતે માન્ય થઇ પડેલી) કૃત્યાની પેઠે ક્રૂર મારી સપત્નીએ
૨૦ (શોકે) મારા ઉપર પરપુરુષ(ના સંગ)ના ખોટા દોષનો આરોપ મૂકી તેની
પાસે મને ઘરમાંથી કાઢી મૂકાવી. અભિમાનને લીધે સાસરાનું કુળ તેમજ
પિયરનું કુળ તજીને ભમતી ભમતી હું અહીં આવી છુ અને વન્ય
વૃત્તિથી જીવું છું, અને મારા બાળકને પાળું છુ. એ સાંભળીને અમે
કહ્યુ કે હે વત્સે ! અમારા ચૈત્યમાં આવ (ચાલ) અને ત્યાં તારા પુત્રને
૨૫ ઉછેર. તેણે તેમ કર્યું. (પેલી) શોક પણ ઘણી ગોઠીએ કરેલા મારણ-
પ્રયોગથી મરણ પામી. ત્યાર બાદ વિશિષ્ટ પુરુષોએ ‘ કન્યકુબ્જ ’ (દેશ)-
ના સ્વામી યશોધર્મને વિનતિ કરી કે હે દેવ ! સુયશા રાણી નિર્દોષ
હોવા છતાં તે બેજા દેવે શોકના વચનથી તેને કાઢી મૂકી છે તો તેને
પાછી લાવવી. રાજાએ તેને પોતાને મહેલે અણાવી અને પુત્ર સહિત
૩૦ તેનું બહુમાન કર્યું.

એક વાર વિહાર કરતાં કરતાં અમે તેને દેશ ગયા. પૂર્વે થયેલી
એ (દષ્ટાંત) યાદ આવતાં તેણે અમને વંદન કર્યું અને અમારી પૂજા કરી.

આમ નામનો આ તેનો (જ) પુત્ર હોવો જોઇએ. એ પ્રમાણે દીર્ઘ કાળ પર્યંત વિચાર કરી સૂરિએ તેને કહ્યું કે હે વત્સ ! બપ્પભટ્ટિ નામના તારા મિત્ર સાથે અમારી સમીપ તું નિશ્ચિંત (થઇ) રહે. (અને) સર્વ કળાનું ગ્રહણ કર. તે કયી ? (૧) લિખિત, (૨) ગણિત, (૩) ગીત, (૪) નૃત્ય, (૫) વાદ્ય, (૬) પઠિત, (૭) વ્યાકરણ, (૮) છંદ, (૯) જ્યોતિષ, (૧૦) શિક્ષા, (૧૧) નિરુક્ત, (૧૨) કાત્યાયન, (૧૩) નિઘંટુ, (૧૪) પત્રચ્છેદ્ય, (૧૫) નખચ્છેદ્ય, (૧૬) રત્નપરીક્ષા, (૧૭) આયુધોનો અભ્યાસ, (૧૮) હાથી ઉપર સ્વારી કરવી, (૧૯) ઘોડે બેસવું, (૨૦) ગજતુરગશિક્ષા, (૨૧) મંત્રવાદ, (૨૨) યંત્રવાદ, (૨૩) રસવાદ, (૨૪) ખન્યવાદ, (૨૫) રસાયન, (૨૬) વિતાન(વાદ), (૨૭) તર્કવાદ, (૨૮) સિદ્ધાન્ત, (૨૯) વિષવાદ, (૩૦) ગારુડ(વિદ્યા), (૩૧) શકુનવિદ્યા, (૩૨) વૈદ્યક, (૩૩) આચાર્યવિદ્યા, (૩૪) આગમ, (૩૫) પ્રાસાદનું લક્ષણ, (૩૬) સામુદ્રિક (શાસ્ત્ર), (૩૭) સ્મૃતિ, (૩૮) પુરાણ, (૩૯) ઇતિહાસ, (૪૦) વેદ, (૪૧) વિધિ, (૪૨) વિદ્યાનુવાદ, (૪૩) દર્શનનો સંસ્કાર, (૪૪) ખેચરીની કળા, (૪૫) અમરીની કળા, (૪૬) ઇન્દ્રજાળ, (૪૭) પાતાલસિદ્ધિ, (૪૮) ધૂર્તશંબલ, (૪૯) ગંધવાદ, (૫૦) ઝાડોની ચિકિત્સા, (૫૧) કૃત્રિમ મણિકર્મ, (૫૨) [1]સર્વકરણી, (૫૩) વશ્ય(વંશ ?)કર્મ, (૫૪) પણકર્મ, (૫૫) ચિત્રકર્મ, (૫૬) કાષ્ઠઘટન, (૫૭) પાષાણકર્મ, (૫૮) લેપકર્મ, (૫૯) ચર્મકર્મ, (૬૦) યન્ત્રક-રસોઇ (?), (૬૧) કાવ્ય, (૬૨) અલંકાર, (૬૩) હસિત, (૬૪) સંસ્કૃત, (૬૫) પ્રાકૃત, (૬૬) પૈશાચિક, (૬૭) અપભ્રંશ, (૬૮) કપટ, (૬૯) દેશભાષા, (૭૦) ધાતુકર્મ, (૭૧) પ્રયોગનો ઉપાય અને (૭૨) કેવલિ-વિધિ. આ બધી કળાઓ એ શીખ્યો. લક્ષણ, તર્ક, વગેરે ગ્રંથોનો તેણે પરિચય કર્યો. બપ્પભટ્ટિની સાથે તેણે હાડકાં અને મજ્જાની જેવી પ્રીતિ બાંધી. કેમકે પ્રારંભમાં ગુરુ અને ક્રમે કરીને ક્ષય પામનારી, પૂર્વે લઘુ અને પાછળથી વૃદ્ધિ પામનારી એમ દિવસના પૂર્વ અને પશ્ચિમ ભાગની છાયાના જેવી દુર્જન અને સજ્જનની મિત્રતા છે.

કેટલોક કાળ વ્યતીત થતાં અસાધ્ય વ્યાધિથી ગ્રસ્ત બનેલા યશોધર્મ રાજાએ પટ્ટાભિષેક સારૂ આમકુમારને તેડી લાવવા માટે પ્રધાન પુરુષોને મોકલ્યા. (એની) ઇચ્છા ન હોવા છતાં ત્યાં તેને તેઓ લઇ ગયા. પિતાને તે મળ્યો. પિતાએ આલિંગન દીધું અને અશ્રુ સહિત ગદ્ગદ કંઠે

[1] સર્વ વસ્તુ બનાવવાની કળા.

ઠપકો આપ્યો કે હે મૌક્તિક! તારા ગોળ વૃત્તને ધિક્કાર છે, તારી
આ યોગ્ય શુચિતાને ધિક્કાર છે તેમજ તારા કુન્દના જેવા સુંદર ગુણોને
ગ્રહણ કરવારૂપ આગ્રહપણાને (પણ) ધિક્કાર છે; કેમકે જેણે તને પોતાના
ખોળાની સીમામાં તારી વૃદ્ધિ કરી–પોતાના ખોળામાં ઉછેર્યું તેના
૫ ઘડપણમાં તું કોઈ પણ રીતે ઉપયોગી થતું નથી. (પછી) તેણે પોતાના
રાજ્ય ઉપર તેનો અભિષેક કર્યો. અને પ્રજાપાલન વગેરે (બાબત)માં
શિક્ષા આપી. એ(ટલું) કરીને અરિહતનું ત્રણે પ્રકારે શુદ્ધિપૂર્વક શરણ
લઈને **યશોધર્મ** સ્વર્ગે ગયો. આમ રાજાએ પિતાનું ઔર્ધ્વદેહિક કર્યું.
અને દ્વિજ વગેરે ગરીબ લોકોને ધન આપ્યું. બે લાખ ઘોડા, ચૌદસો
૧૦ હાથી અને ચૌદસો રથ, એક કોટિ પાયદલ એટલી • યાય વડે રામ જેવા
આમની રાજ્યલક્ષ્મી હતી. તોપણ બપ્પભટ્ટિ મિત્ર વિના એ સર્વને
એ પરાળના પૂળા જેવું માનતો. તેથી કરીને મિત્રને બોલાવી લાવવા
પ્રધાન પુરુષોને એણે મોકલ્યા. તેમણે ત્યાં જઈને વિનતિ કરી કે હે
શ્રીબપ્પભટ્ટિ! આમ રાજા બહુ ઉત્કંઠાથી તમને બોલાવે છે, માટે
૧૫ ચાલો. બપ્પભટ્ટિએ ગુરુના વદન–કમલ પ્રતિ દૃષ્ટિ કરી–ગુરુના મુખ
સામું જોયું. તેમણે સંઘની અનુમતિપૂર્વક ગીતાર્થ મુનિઓ સાથે બપ્પભટ્ટિ
મુનિને મોકલ્યા. તેઓ આમના 'ગોપાલગિરિ' નગરે પહોંચ્યા. રાજા
સૈન્ય અને વાહન સહિત સામો આવ્યો. તેણે (તેમનો) પ્રવેશ–મહોત્સવ
કર્યો, તેમને મહેલે લાવ્યો અને કહ્યું કે હે ભગવન્! અડધું રાજ્ય ગ્રહણ
૨૦ કરો. તેમણે કહ્યું કે અમારા જેવા નિર્ગ્રન્થોને પાપકારી રાજ્યનું શું કામ?
કેમકે અનેક યોનિમાં પડવારૂપ અનંત પીડા ઉત્પન્ન કરનારી આ
રાજ્યલક્ષ્મી કેવળ અભિમાનરૂપ જ ફળ આપનારી છે અને તે પણ વળી
વિનશ્વર છે. ત્યારે રાજાએ ઊંચા મહેલમાં તેમને રાખ્યા. સવારે સભામાં
આવેલા બપ્પભટ્ટિ માટે રાજાએ સિંહાસન મંડાવ્યું. (તે જોઈ) તેમણે કહ્યું
૨૫ કે હે પૃથ્વીનાથ! આચાર્ય–પદવી વિના સિંહાસન (ઉપર બેસવું) યોગ્ય નથી.
એ(મ કરવાથી) તો મોટી આશાતના થાય. તે ઉપરથી રાજાએ બપ્પભટ્ટિને
મુખ્ય મંત્રીઓ સાથે ગુરુ પાસે મોકલ્યા. અને વિનતિ કરી કે જો મારા
પ્રાણની તમને દરકાર હોય તો કૃપા કરી તરત જ આ (મારા મિત્ર)
મહર્ષિને સૂરિપદે સ્થાપશો. લાયક પુત્રને અને યોગ્ય શિષ્યને ગુરુઓ (જ)
૩૦ લક્ષ્મી પ્રતિ દોરે છે–શુભ પદે પહોંચાડે છે. (સૂરિ-પદે) સ્થાપ્યા બાદ
તત્ક્ષણ એમને અહીં મોકલશો; નહિ તો હું નહિ હોઉં–મારો જીવ
રહેશે નહિ, વિલંબ કરશો નહિ. અખંડ પ્રયાણપૂર્વક બપ્પભટ્ટિ 'મોઢેરા'

આવ્યા. પ્રધાનોએ આચાર્યને વિનવ્યા કે હે નાથ! રાજાએ કરેલ વિનતિના અર્થને અનુસરશો; કેમકે આપ ઉચિતના જાણકાર છો.

શ્રીસિદ્ધસેનસૂરિએ બપ્પભટ્ટિને સૂરિ-પદે સ્થાપ્યા. તેમના શરીરમાં (આચાર્ય)લક્ષ્મીનો જાણે સાક્ષાત્ સંક્રમ થતો જોવાયો. એકાંતમાં એમને (ગુરુએ) ઉપદેશ આપ્યો કે હે વત્સ! તારો રાજા તરફથી ઘણો સત્કાર થશે. એથી લક્ષ્મી પણ પ્રવર્તશે; તેથી કરીને ઇન્દ્રિયો ઉપર વિજય મેળવવો કઠિન છે, (વાસ્તે) તું મહાબ્રહ્મચારી થા. વિકારનું કારણ હોવા છતાં જેમને વિકાર ન થાય તેઓ જ ખરા ધીર છે. આ મહાવ્રતથી તું વધારે મોટો થઇશ. વિક્રમથી ૮૧૧ વર્ષે ચૈત્ર કૃષ્ણ અષ્ટમીને દિવસે એઓ સૂરિ થયા. ગુરુએ તેમને આમ રાજા પાસે મોકલ્યા. તેઓ ત્યાં પહોંચ્યા. 'ગોપગિરિ'ના વનના એક નિર્જીવ પ્રદેશમાં તેઓ રહ્યા. રાજાએ સામે આવી મોટા ઉત્સવપૂર્વક તેમને નગરીમાં પ્રવેશ કરાવ્યો. શ્રીબપ્પભટ્ટિસૂરિએ ક્લેશનો નાશ કરનારી દેશના ત્યાં આપી: આ લક્ષ્મી મોટે ભાગે પુરુષોને ઉપકાર કરવાનું અદ્વિતીય સાધન છે. તેનો જેઓ ઉપયોગ કરે છે તેમના વડે આ પૃથ્વી રત્નગર્ભા છે. આમે ગુરુના ઉપદેશથી ૧૦૧ હસ્તપ્રમાણ પ્રાસાદ 'ગોપગિરિ'માં કરાવ્યો. (અને) તેમાં ૧૮ ભારપ્રમાણ શ્રીવર્ધમાનનું બિંબ બેસડાવ્યું. (વળી તેણે તેની) પ્રતિષ્ઠા કરાવી. તે ચૈત્યમાંનો મૂળ મંડપ સવા લાખ સુવર્ણ-ટંકાનો બન્યો છે એમ વૃદ્ધો કહે છે. આમ હાથી ઉપર આરૂઢ થઇ સર્વ સમૃદ્ધિપૂર્વક ચૈત્યવંદન કરવા જતો. (આથી) મિથ્યાત્વીઓની આંખમાં મીઠું પૂરાતું અને સમ્યગ્દૃષ્ટિઓની આંખમાં અમૃત રેડાતું. એમ પ્રભાવનાઓ (થતી). સવારે રાજા પોતાનું મૌલિક અમૂલ્ય સિંહાસન સૂરિ માટે મંડાવતો. તે જોઇને ક્રોધથી બળી ગયેલા બ્રાહ્મણોએ રાજાને વિજ્ઞપ્તિ કરી કે હે દેવ! આ શ્વેતાંબર શૂદ્ર છે. એમને સિંહાસન શાનું? તેમ છતાં હોય તો તે નાનું હો; નહિ કે મોટું. વારંવાર આ પ્રમાણેની તેમની વિનતિથી કદર્થના પામેલા રાજાએ મૂળ સિંહાસનને ભંડારમાં મૂકાવી બીજું નાનું રખાવ્યું. પ્રાતઃકાલે સૂરિ તે જોઇને ગુસ્સે થયા હોય તેમ તેમણે રાજા આગળ કહ્યું: વિનયરૂપ શરીરનો નાશ કરનારા સર્પરૂપ માનરૂપ હાથીના ગર્વનું તું મર્દન કર. જેની બરાબરીનો કોઇ જગત્માં ન હતો તેવો દશમુખ (રાવણ) પણ ગર્વને લીધે ક્ષીણ થઇ ગયો. આ સાંભળીને શરમાઇ ગયેલા રાજાએ સર્વદા ફરીથી મૂળ સિંહાસનની અનુજ્ઞા આપી અને અપરાધની ક્ષમા યાચી.

એક દહાડો (રાજાએ) ગુરુને સવા કોટી સુવર્ણ આપ્યું. નિ:સ્પૃહ એવા તેમણે તે (દ્રવ્ય) સમૃદ્ધ શ્રાવકો પાસે જીર્ણોદ્ધારમાં વપરાવ્યું.

એક વાર અંત:પુરમાં પોતાની પત્નીને મ્લાન મુખવાળી જોઈ રાજાએ પ્રભુ આગળ અડધી ગાથા કહી: હજી પણ તે કમલવદની પોતાના પ્રમાદને લઈને પરિતાપ પામે છે. આ સમસ્યા છે. પ્રભુ (સૂરિ)એ કહ્યું કે પહેલાં જાગેલા એવા તેં જેનું અંગ ઢાંક્યું. રાજાને [1]આત્મ-સંવાદથી ચમત્કાર થયો. એક વાર (પોતાની) પ્રિયાને પગલે પગલે ધીરે ધીરે ચાલતી જોઈ રાજાએ (સૂરિને) અડધી ગાથા કહી: પગલે પગલે ચાલતાં બાળા કેમ મોં મરડે છે ? સૂરિએ કહ્યું કે ખરેખર રમણ-પ્રદેશમાં નખની શ્રેણિને મેખલાનો સ્પર્શ થાય આ સાંભળીને મારા અંત:પુરમાં આને વિપ્લવ કર્યો છે એવી બુદ્ધિથી છે. નિ:શ્વાસ વડે હણાયેલા આદર્શ જેવું મુખ રાજાએ ધારણ કર્યું.

આચાર્યે તે (ભાવ) અડધી ક્ષણમાં જાણી લીધો અને વિચાર કર્યો કે અહો વિદ્યાનો ગુણ પણ દોષપણાને પામ્યો ! સમુદ્રના પણ તરંગો અને વાંદરાની પણ ચપળતા યત્ન વડે રોકી શકાય, નહિ કે રાજાના ચિત્તની ચપળતા. રાત્રે સંઘની (પણ) રજા લીધા વિના રાજદ્વારના કપાટસંપુટ ઉપર એક કાવ્ય લખી સૂરિ શહેર બહાર ચાલ્યા ગયા. તે (કાવ્ય) આ પ્રમાણે: હે રોહણગિરિ ' અમે જઈએ છીએ. તારું કલ્યાણ થાઓ. તું સ્વપ્ને પણ એવો ખ્યાલ ન કરીશ કે મારાથી ભ્રષ્ટ થયેલા એવા આ કેવી રીતે રહેશે ? જો મણિરૂપ એવા અમે તારાથી પ્રતિષ્ઠા પામેલા છીએ તો શૃંગારપરાયણ નરેશ્વરો પોતાના માથે અમને બેસાડશે (જ). વિચિત્ર શરીરવાળા અને લાંબા વખત થયા પુંઠે લાગેલા એવા અમને હે પ્રભુ ! તું શું કરવા ત્યજે છે ? અથવા ત્યજ. હે સુંદર મોર ! અફસોસ, આમાં તને જ નુકસાન છે. અમારી સ્થિતિ તો ફરીથી ભૂપતિના મસ્તકે થનાર છે. કેટલેક દિવસે 'ગૌડ' દેશમાં વિહાર કરતાં કરતાં તેઓ 'લક્ષણાવતી' નામના નગરના બહારના ઉદ્યાનમાં સમવસર્યા—આવી પહોંચ્યા. તે નગરમા ધર્મ નામનો રાજા (રાજ્ય કરતો) હતો તે ગુણોનો જાણકાર હતો. તેની સભામાં વાક્પતિ નામનો કવીશ્વર હતો. તેણે સૂરિના આગમન(ની) વાત લોક પાસેથી જાણી અને રાજાને જણાવી રાજાએ પ્રવેશ-મહોત્સવ કરી શહેરના મધ્યમા (રાજ)મહેલની પાસે ઊંચા મકાનમાં ગુરુને રાખ્યા.

[1] પોતાના મનમા જે વાત હતી તે સાંભળી.

રાજા રોજ તેમને વદન કરતો. એમણે કવિઓને જીત્યા અને તેમને ખુશ (પણ) કર્યા. પ્રભાવના વૃદ્ધિ પામી. અને કુંદના જેવી શ્વેત કીર્તિ (પ્રસરવા લાગી). રાજાએ કહ્યું કે ન જોયા હોય ત્યાં સુધી દર્શનની ઉત્કંઠા રહે છે અને દૃષ્ટિગોચર થતાં વિરહની બીક રહે છે. (આ પ્રમાણે) આપને જોવાથી તેમજ નહિ જોવાથી પણ સુખ મળતું નથી. (આ પ્રમાણે) અત્યાગ્રહ થતાં ૫ સૂરિએ કહ્યું કે જો આમ જાતે આવશે તો અમે જઇશું (આવીશું), નહિ તો નહિ; એવી પ્રતિજ્ઞા કરીને રખાયેલા તેઓ પુણ્ય-લાભ કરવા લાગ્યા.

આ તરફ વિહાર કરી ગયેલા (હોવાથી) બપ્પભટ્ટિ જ્યારે સવારે આમ પાસે આવ્યા નહિ ત્યારે તેણે બધે જોવડાવ્યું, પરંતુ તેઓ મળ્યા નહિ. (આથી) રાજા ઝંખવાણો પડી ગયો. અમે જઇએ છીએ, તારૂં ૧૦ કલ્યાણ હો ઇત્યાદિ કાવ્યો (તેની) નજરે પડ્યાં. અક્ષરો ઓળખાયા. એથી જરૂર તેઓ મને મૂકીને કોઇક સ્થળે જતા રહ્યા છે એવો એણે નિશ્ચય કર્યો.

એક વાર બહાર (ફરવા) ગયેલા રાજાએ મોટો સર્પ જોયો. તેને મોઢેથી પકડી અને કપડાથી ઢાંકી તે (પોતાને) મહેલે ગયો, (અને) કવિઓના સમુદાયને તેણે સમસ્યા પૂછી: શસ્ત્ર, શાસ્ત્ર, ખેતી, વિદ્યા ૧૫ અને અન્ય જે જેનાથી જીવે છે. બધાએ સમસ્યા પૂરી, પરંતુ હૃદયગત અભિપ્રાય (એક દ્વારા) ન કહેવાવાથી રાજાને ચમત્કાર લાગ્યો નહિ. તેવારે તેને બપ્પભટ્ટિ ખૂબ સાંભર્યા. એ હૃદયસંવાદિની વાણી તો તેમની જ છે. આથી તેણે પટહ વગડાવ્યો અને એ ઉદ્‌ઘોષણા કરાવી કે જે મારા હૃદયગત (અભિપ્રાય અનુસાર) સમસ્યા પૂરશે તેને લાખ ૨૦ સુવર્ણ-ટંક આપીશ. (એ ઉપરથી) તે વેળા 'ગોપગિરિ'નો કોઇ દ્યૂતકાર (જુગારી) 'ગૌડ' દેશમાં ગયો. તેણે બપ્પભટ્ટિસૂરિ આગળ તે સમસ્યાનાં બે પદો કહ્યાં. સૂરિએ ઉત્તરાર્ધ કહ્યો કે કૃષ્ણ સર્પના મુખની જેમ એ (બધાં)ને સારી રીતે ગ્રહણ કરવાં. છ વિકૃતિના ત્યાગી, સિદ્ધસારસ્વત અને આકાશમાં જવાની શક્તિથી વિવિધ તીર્થને વદન કરવાની શક્તિવાળા ૨૫ તે ભગવાન હતા. તેમને આનો શો હિસાબ? તે દ્યૂતકારે તે બે ચરણો 'ગોપગિરિ'માં (જઇને) શ્રીઆમની આગળ નિવેદન કર્યાં. રાજાએ કહ્યું કે અહો અર્થની સુસંગતતા! (પછી તેણે) પૂછ્યું કે કોણે ક્યાં (આ) સમસ્યા પૂરી? દ્યૂતકારે કહ્યું: 'લક્ષણાવતી'માં જ્ઞાનથી પરિપૂર્ણ બપ્પભટ્ટિસૂરિએ. (એ સાંભળી તેણે) તેને ઉચિત દાન આપ્યું ૩૦

એક દહાડો રાજા નગરીની બહાર (ફરવા) ગયો. (ત્યાં) વડના વૃક્ષ નીચે એક મરણ પામેલો મુસાફર તેની નજરે પડ્યો. શાખા પર

એક (લટકતું) અને પાણીના ટીપાઓના સમૂહને ચૂતું એક કરપત્રક અને વિશિષ્ટ પત્થર ઉપર ખડી (?) વડે (નીચે મુજબ) લખેલી અડધી ગાથા તેના જોવામાં આવ્યાં.

"[1]तइया मह निग्गमणे पियाइ थोरंसुएहिं जं रुण्णं".

૫ એ સમસ્યાનાં બે ચરણો રાજાએ કવિઓને કહ્યાં. પરંતુ કોઇએ (સમસ્યા) રૂડી રીતે પૂરી નહિ. (એથી) રાજાએ વિચાર કર્યો: વેશ્યાની પેઠે વિદ્યાના વદનનું કોણે ચુંબન કર્યું નથી? પરતુ તેના હૃદયને ગ્રહણ કરનારા બે ત્રણ છે અથવા નથી.' (ખરેખરા) હૃદયગ્રાહી તો મારા મિત્ર એ સૂરિવર જ છે. એ જ દૌરોદરિક રાજાએ સૂરિ પાસે મોકલાવ્યો. સૂરિએ

૧૦ નેત્રનિમેષ માત્રમાં સમસ્યા પૂરી કે—

"[2]करग्ग(प)त्तयविंदुअनिवडणेण तं मज्झ संभरियं".

વળી તે દ્યૂતકાર પાસેથી સાંભળીને ખુશી થયેલા અને (સૂરિને મળવા) ઉત્કંઠા પામેલા રાજાએ સૂરિને બોલાવવા ચાલાક મંત્રીઓને મોકલ્યા. ઠપકાપૂર્વક વિનતિ કહાવી. તેઓ ત્યાં જઇ પહોંચ્યા. ત્યાં તેમણે

૧૫ સૂરિને જોયા, ઓળખી વંદન કર્યું અને રાજાની વિનતિ કહી. તેમાં લખેલુ ગુરુએ વાંચ્યું. સુન્દર સુંદરીના ગાલ ઉપર રહેલુ ગાંગેય (કુંડળ) 'ગંગા'ને યાદ કરતું નથી તેમજ સ્તનના સ્વાદનું રસિક એવું મુક્તામણિ છીપનું સ્મરણ કરતું નથી. વળી મુગટ ઉપર આરૂઢ થયેલો મણિઓનો સમૂહ પોતાને ઉત્પન્ન કરનાર (માતા)ને સંભારતો નથી. તેથી

૨૦ હું (એમ જ) માનું છું કે (સમગ્ર) જગત્ પોતપોતાના સુખમાં જ આસક્ત છે–પોતાના જ સુખની દરકાર કરે છે અને સ્નેહથી વિરક્ત બન્યું છે. (વળી)

[3]छाया कारणि सिरि धरिय पच्चयि भूमि पडंति।
पत्तहं इहु पत्तत्तणउं तरुअर काइं करंति?॥

૨૫ પ્રધાનોએ પણ કહ્યું કે નાથ! આમ રાજા શુદ્ધ સ્નેહપૂર્વક વિજ્ઞાપના કરે છે કે જલદી પધારીને આ દેશને વસંત વડે અલંકૃત ઉદ્યાનની લીલાનો લાભ આપવો જોઇએ. આપની વાણીના રસના લોભી એવા અમને બીજાની વાણી રુચતી નથી. કવિઓની કથાઓમાં જેમને

---

૧ તે વખતે હું બહાર નીકળતા પ્રિયાએ સ્થૂળ અશ્રુ વડે જે રૂદન કર્યું.

૨ કરપત્રના ટીપાં પડવાથી તે મને યાદ આવ્યું.

૩ ઝાડ છાયા માટે પોતાના શિર ઉપર પાંદડાં ધારણ કરે છે, પરતુ તે ભૂમિ ઉપર પડે છે, આ પ્રમાણેની પાંદડાની પાત્રતા છે. એમા ઝાડ શું કરે?

રસ પ્રાપ્ત થયો છે તેમને અન્ય કથાઓ ગમતી નથી. [૧]ગંધિપર્ણને વિષે પ્રીતિવાળા કસ્તૂરિમૃગો ઘાસનો ચારો ચરતા નથી. એ સાંભળીને એક લેખ આપી સૂરિએ પ્રધાનોને કહ્યું કે બૃહસ્પતિના સમાન વિદ્વાન્ શ્રીઆમને એમ કહેજો કે તમારે જો અમારો ખપ હોય તો જલદી ધર્મ રાજાની સભામાં જાતે છાનામાના આવી અમને આમંત્રણ આપવું, કેમકે અમારી ધર્મ રાજા સાથે એવી પ્રતિજ્ઞા (થયેલી) છે કે આમ તમારી સમક્ષ જાતે આવી અમને બોલાવે તો (જ) ત્યાં અમે જઇશું; નહિ તો નહિ. સત્યવાદી અને પ્રતિષ્ઠિત (જનો) માટે પ્રતિજ્ઞાનો લોપ ઉચિત નથી. ત્યાર બાદ, મંત્રીઓ 'કન્યકુબ્જ'ના રાજા (આમ) પાસે આવ્યા. સૂરિએ કહેલું તેમણે કહ્યું અને લેખ બતાવ્યો. તેમાં લખ્યું હતું કે 'વિન્ધ્ય' (પર્વત) વિના પણ હાથીઓનું રાજાઓનાં ભવનોમાં ગૌરવ જળવાઇ રહે છે. ઘણા હાથીઓ જતા રહે તોપણ 'વિન્ધ્ય' વન્ધ્ય બનતો નથી. જેમ 'માનસ' (સરોવર)થી રહિત બનેલા રાજહંસોને સુખ મળતું નથી તેમ તે 'માનસ'ના તીરના ઉત્સંગો પણ તેમના વિના શોભતા નથી. હંસના કુળ વડે ત્યજાયેલું 'માનસ' (સરોવર) માનસ' (જ) છે એમાં સદેહ નથી. (તેવી જ રીતે) અન્યત્ર ગમે ત્યાં ગયેલા તેઓ પૃથ્વીના ભૂષણરૂપ બને છે. તે મહાસરોવરોને તેમનો વિરહ છે કે જેમનો હંસોએ પરિત્યાગ કર્યો છે. નદીના મુખથી જેનો ચંદનનાં ઝાડોનો સમૂહ ઘસડાઇ ગયો છે તે 'મલય' ચંદનથી યુક્ત જ છે. 'મલય'થી ભ્રષ્ટ બનેલું ચંદન પણ મહામૂલ્યવાળું છે. જેમણે કમળોના સમૂહને ત્યજી દીધા છે તેવા ભમરો પણ મકરંદનો સુવાસ (આસ્વાદ) લે છે. ભ્રમર વિનાનો કોઇ કમળોનો સમુદાય જોવામા કે સાંભળવામાં આવ્યો છે? એક 'કૌસ્તુભ' (રત્ન) ન હોવા છતાં સમુદ્ર રત્નાકર જ છે. જેની છાતી ઉપર 'કૌસ્તુભ' રત્ન છે તે ખરેખર મહામૂલ્યવાન્ છે. હે ઝાડ! તેં ત્યજેલાં પાંદડાઓનું પત્રત્વ જતુ રહેતું નથી. વળી તારી છાયા જો કોઇ પણ રીતે થઇ શકે તો તે પત્રોથી (જ) થઇ શકે. જે કોઇ સ્વામીઓ મહામંડળને વિષે શેરડીના દંડ સમાન છે તેઓ જડને વિષે સરસ હોવા છતાં પાત્રને વિષે નીરસ જણાય છે. હાલ જે પ્રભુઓ છે તે પ્રભુઓ છે તો પુરાતન કાળના પ્રભુઓનું શું કહેવું? દોષોમા ગુણો અને ગુણોમાં દોષો જેમ એમણે સ્વીકાર્યા છે તેમ એ (પ્રાચીન રાજાઓએ) કર્યું નથી.

---

૧ ભાષાંતરમા ગ્રન્થિપત્રનો ઉલ્લેખ છે અને તેને વૃક્ષવિશેષ તરીકે ઓળખાવેલ છે.

એ વાંચીને ઉત્કંઠાપૂર્વક રાજા સારા સારા કેટલાક પુરુષો સહિત ચાલી નીકળ્યો. 'ગોદાવરી'ના તીરે એક ગામમાં તે આવ્યો. ત્યાં તેણે ખંડ દેવકુલમાં વાસો કર્યો. દેવકુલની અધિષ્ઠાત્રી વ્યંતરી (તેના) સૌભાગ્યથી મોહિત બની; અને ગંગાએ જેમ ભરતને સેવ્યો હતો તેમ તેણે તેને સેવ્યો. પ્રભાતે ઊંટ ઉપર આરૂઢ થઇ તે દેવીની રજા લઇ પ્રભુનાં ચરણ પાસે આવી પહોંચ્યો અને અડધી ગાથા બોલ્યો કે હજી પણ તે યાદ આવે છે. એક રાત્રિનો કેટલો સ્નેહ ? સૂરીશ્વરે કહ્યુઃ કારણ કે 'ગોદાવરી' નદીને તીરે શૂન્ય દેવકુલને વિષે તેં વિશ્રામ લીધો હતો. એમ કહી (કહેવાતા) બંનેએ એક બીજાને ગાઢ આલિંગન કર્યું. પછી આમ બોલ્યો કે આજ મારો જન્મ સફળ થયો અને આજ મારી રતિ સફળ થઇ. આજ મારો જન્મ સફળ થયો તેમજ આજ મારું કુળ સફળ થયું. રાત્રે મધુથી પણ મધુર ઇષ્ટ ગોષ્ઠી ચાલી. પછી સવારે સૂરિ ધર્મ રાજાની સભામાં આવ્યા. આમ રાજા પણ પોતાના પ્રધાન પુરુષો સાથે [1]સ્થગીધર થઇને આવ્યો 'આમ આવઉ' એમ કહીને સૂરિએ ધર્મને આમના વિશિષ્ટ પુરુષો દેખાડ્યા કે આ આમ નરેશના માણસો ખરેખર મને તેડવા આવ્યા છે. ધર્મ રાજાએ તે વિશિષ્ટ જનોને પૂછ્યુ કે હે આમના પ્રધાન નરો ! આપના એ નાથનું રૂપ કેવુ છે ? તેમણે કહ્યું કે જેવો આ સ્થગીધર છે તેવા તેઓ છે. પહેલેથી બીજોરું હાથમાં રખાવીને આમને લાવવામાં આવ્યો હતો. સૂરિએ (એને ઉદ્દેશીને) પૂછ્યું કે હે સ્થગીધર ! તારા હાથમાં શું છે ? સ્થગીધરના રૂપમાં શ્રીઆમે કહ્યું કે 'બીજઉરા'. અડધી ક્ષણમાં સૂરિએ વાતમાં નીચે મુજબનું સૂક્ત ઉતાર્યું —

" तत्तोसीयली मेलाया केहा धण उत्तावली पिउ मंदसणेहा।
विरहि माणुसु जौ मरइ तसु कवण निहोरा कन्निपवित्तडो
जणु जाणइ दोरा ॥"

ગુરુએ કહ્યું કે આમ આવઉ, આમ આવઉ. ધર્મ રાજાએ તુવેરના છોડને જોઇને પૂછ્યુ કે હે સ્થગીધર ! આ શુ છે ? તેણે કહ્યુંઃ તૂઅરિ અર્થાત્ તારો દુશ્મન. આ પ્રમાણે ગોષ્ઠી ચાલતી હતી તેવામાં ધીમે ધીમે ચિદ્રૂપ શ્રીઆમ રાજા મેલાપકમાંથી નીકળી શહેરની બહાર ઠેકાણે ઠેકાણે ઊભા રાખેલાં વાહનો વડે (અર્થાત્ તેના ઉપર સ્વાર થઇને) કેટલીક ભૂમિ ઓળંગી ગયો. તેટલો વખત (અહીં) સૂરીશ્વરે વિલંબ (કરાવવા) માટે બે પ્રહર પર્યંત કોઇક કથા ચલાવી (તેમાં) એવો કોઇ (અપૂર્વ) રસ જામ્યો કે રંભા, તિલોત્તમા જેવા જોવા લાયક (પાત્રોને જોવા)થી પણ ભાગ્યે જ

---

૧ પાનદાની ઉપાડનાર.

જાત્તે. આમ રાજા (પોતાનું) અમૂલ્ય કંકણ ઘરેણે મૂકીને વેશ્યાના ઘરમાં રહ્યો હતો. તે 'લક્ષણાવતી'ના સ્વામીની વારાંગના હતી. એક કંકણ રાજદ્વારે આમ મૂકીને ગયો હતો. બપોર થયા પછી રાજા આગળ બપ્પભટ્ટિસૂરિએ કહ્યું કે હે દેવ! 'ગોપગિરિ'માં આમ પાસે અમે જઇએ છીએ, રજા આપો. ધર્મે કહ્યું કે શું આપની વાણી પણ વ્યર્થ બને છે? ૫ આપે કહ્યું હતું કે તમારી સમક્ષ આમ આવીને જ્યારે અમને બોલાવશે ત્યારે જઇશું, નહિ કે પૂર્વે; તે શું આપ વીસરી ગયા? શું આપને બે જીભ છે? આચાર્યે કહ્યું કે હે શ્રીધર્મદેવ! મારી પ્રતિજ્ઞા પૂર્ણ થઇ છે. રાજાએ કહ્યું: શી રીતે? આચાર્યે કહ્યું કે આમ રાજા જાતે અહીં તમારી સમક્ષ આવી ગયો. રાજાએ કહ્યું કે કેવી રીતે જાણ્યુ? સૂરિએ ૧૦ કહ્યું કે જ્યારે આપે વિશિષ્ટ (જનો)ને પૂછયું કે આપનો સ્વામી કેવો છે ત્યારે તેમણે કહ્યુ કે તેઓ સ્થગીધરરૂપે છે તેમજ 'બીજઉરા' એ શબ્દ પણ વિચારો 'દોરા' જે શબ્દ મેં કહ્યો હતો તે પણ વિચારી જુઓ. વાસ્તે મારી પ્રતિજ્ઞા પૂર્ણ થઇ છે. એવામાં રાજદ્વાર (આગળ)થી આમના નામથી અંકિત એવું આમનું કંકણ (લાવીને) કોઇએ ધર્મ રાજાના હાથમાં ૧૫ મૂક્યું (અને) બીજું કંકણ વેસ્યાએ આપ્યું. તે જોઇને જેનું સમસ્ત ધન નાશ પામ્યુ હોય તેના જેવા (?) બનેલા ધર્મે શોક કર્યો કે મને ધિક્કાર છે; કેમકે મારે ઘેર આવેલા દુશ્મનનું ન તો હું પૂજન કરી શક્યો કે ન હું એને સાધી શક્યો. ધર્મે મોકળા કરેલા આચાર્ય આગળ કોઇક સ્થળે શોભેલા આમ સાથે ગયા. રસ્તે જતા આમે એક પુલિંદ (ભીલ?)ને ૨૦ જળાશયમાંથી બકરાની પેઠે મોઢે પાણી પીતો જોયો. (આથી) આમ રાજા આચાર્ય આગળ આવી બોલ્યો કે પુલિંદ મુસાફર કયા કારણથી પશુની જેમ પાણી પીએ છે? સૂરિએ કહ્યુ કે (મુગ્ધાની આંખમાંથી) વહેતાં આસુઓ નિવારવાથી (એના) બંને હાથો કાજળ વડે કાળા થયા છે (વાસ્તે). રાજાએ ખાતરી કરવા તેને બોલાવીને પૂછયું તેણે કહ્યું કે સૂરિની ૨૫ વાત સાચી છે. (એમ કહી તેણે) બંને હાથ બતાવ્યા. રાજા એ વાણી ખરી પડવાથી પ્રસન્ન થયો. હજી પણ તે પરિતાપ પામે છે ઇત્યાદિ તેમણે જે કહેલું તે બધું સારસ્વતવિલસિત છે એવો તેણે નિશ્ચય કર્યો. તે જલદી જલદી 'ગોપાલગિરિ' ગયો. પતાકા, તોરણ, મચ, પ્રતિમચ ઇત્યાદિ ઉત્સવો ત્યાં થયા. કેટલાક દિવસ(એમ)પસાર થયા.ત્યાર બાદ ઘડપણથી પીડાતા શ્રીસિદ્ધસેનસૂરિ ૩૦ અનશન કરવાની ઇચ્છાવાળા હોઇ તેમણે શ્રીબપ્પભટ્ટિસૂરિને બોલાવી લાવવા બે ગીતાર્થ મુનિઓને મોકલ્યા. તેમણે (આવીને તેમને) ગુરુનો

તે લેખ બતાવ્યો કે જેમાં એમ લખ્યુ હતું કે હે વત્સ ! હે બપ્પભટ્ટિ !
તને મેં ભણાવ્યો છે (અને) પદવીએ ચઢાવ્યો છે, વાસ્તે (તેના બદલામા)
તું એવુ કષ્ટ કર જેથી પ્રાયોપવેશનરૂપ રથમા બેસાડીને અમને નિતાન્ત
સ્વર્ગધામમા તું મોકલે તે જોતા (વાચતા જ) આમ રાજાની રજા
૫ લઇ, બ્રહ્મશાંતિએ રક્ષાયેના વીર તીર્થંકરના મહોત્સવથી આઢ્ય
મોઢેરા'મા તેઓ આવી પહોચ્યા તેમણે ગુરુને વદન કર્યું ગુરુએ પણ
તેમને ગાઢ આલિંગન કરી કહ્યુ કે હે વત્સ ! અમારું હૃદય બહુ ઉત્કંઠાવાળું
હતું તારૂ વદનકમળ પણ હું વીસરી ગયો હતો તુ રાજા પાછળ ગયો
તેથી અમને દુ ખ થયુ (હવે) તું સાધના કરાવ (અને) અનૃણી થા
૧૦ પછી તેમણે ચતુ શરણગમન, પાપની નિંદા, સુકૃતનું અનુમો દન, તીર્થમાળાને
વદન ઇત્યાદિ અંતિમ આરાધના વિધિપૂર્વક કરાવી ગુરુ દેવલોકની લલનાના
લોચનના ત્રિભાગના પાત્ર બન્યા–સ્વર્ગે ગયા શોક ઉછળ્યો ત્યાર બાદ
બપ્પભટ્ટિ શ્રીગોવિન્દસૂરિ તેમજ શ્રીનન્નસૂરિને ગચ્છનો ભાર સોપી
આમ રાજા પાસે (પાછા) ગયા પહેલાની જેમ સમસ્યા (પૂરવી) ઇત્યાદિ
૧૫ ગોષ્ઠી ચાલવા લાગી

એક દિવસ આચાર્ય રાજસભામા પુસ્તકના અક્ષર ઉપર નજર
ફેરવીને બેઠા હતા ત્યા એક નર્તકી કે જેનું રૂપ અપ્સરાને પણ દાસી
બનાવે (લજ્જા પમાડે) તેવુ હતું તે નાચતી હતી આખે ઝાખ વળી
હતી તે દૂર કરવા માટે આચાર્યે પોપટના પીંછાના જેવી તેની નીલ
૨૦ કાચળી તરફ દૃષ્ટિ કરી તે જોઇ આમ મનમા બોલ્યો કે જ્યારે સિદ્ધાન્તના
તત્ત્વોનો પાર પામેલા તેમજ રોગથી મુક્ત એવા યોગીઓના મનમા
પણ મૃગલોચના હોય તો પછી તે જ પ્રમાણ છે આમે રાતના પુરુષના
વેષમા પેલી નર્તકીને સૂરિના રહેઠાણમા મોકલી તેણે સૂરિની વિશ્રામણા
શરૂ કરી–પગ દાબવા માડ્યા હાથના સ્પર્શ ઉપરથી એને યુવતિ જાણી
૨૫ સૂરિએ તેને કહ્યુ કે તુ કોણ છે ? શા માટે અહીં આવી છે ? બ્રહ્મવ્રતથી
દૃઢ થયેલા એવા અમારા આગળ હે વરાકિ ! તારો શો અવકાશ છે ?
વાવાઝોડાથી મેરુ' હાલતો નથી તેણે કહ્યું કે હું આપને એ ઉપદેશ
આપવા આવી છુ કે રાજ્યનો સાર પૃથ્વી છે, પૃથ્વીનો સાર નગર છે
નગરનો સાર પ્રાસાદ છે, પ્રાસાદનો સાર પલગ છે અને પલગનો સાર
૩૦ મદનના સર્વસ્વરૂપ વારાગના છે વળી પ્રિયાનું જ દર્શન હો, બીજા
દર્શનોનુ કઇ પ્રયોજન નથી, કેમકે એથી (જ) સરાગ છતા ચિત્ત નિર્વાણ
પામે છે શ્રીઆમે આપની પ્રાણવલ્લભા એવી મને આપની સેવા કરવા

માટે મોકલી છે. ત્યારે સૂરીન્દ્રે કહ્યું કે જ્ઞાનદષ્ટિના પ્રપાતથી જેણે જોવા લાયક વસ્તુઓ જોઇ છે એવા અમને તું મોહ પમાડી શકવાની નથી. વિષ્ઠાના ઘરની જેમ મલ, મૂત્ર વગેરેનાં ભાજન એવાં મૃગલોચનાનાં શરીરને વિષે કયો બુદ્ધિશાળી રતિ (ધારણ) કરે? સૂરિવર વિકારથી રહિત છે એવો નિશ્ચય કરીને તે ધ્વનિત ચિત્તવાળી સવારના રાજા પાસે (પાછી) ગઇ. ૫ રાજાએ પૂછયું એટલે રાત્રે બનેલો સૂરિ સંબંધી વૃત્તાન્ત તેણે રૂડી રીતે કહ્યો કે તમારા ગુરુ પત્થરના બનેલા હોય તેવા (દઢ) છે; બાકીના લોકો માખણના પિણ્ડ જેવા છે. જેટલા કૂડકપટ, પ્રપંચ, હાવભાવ, કટાક્ષ, ભુજાક્ષેપ, ચુંબન, નખક્ષત ઇત્યાદિ જે વિલાસો હું આખા જન્મારામાં શીખી હોઇશ તે બધાનો મેં પ્રયોગ કરી જોયો; પરતુ તિલતુષના ત્રીજા ૧૦ ભાગ જેટલું પણ (એમનું) ચિત્ત ચલાયમાન થયું નહિ. અનુરાગ, બળાત્કાર, પૂત્કાર, ભયનું દર્શન, હત્યાદાન ઇત્યાદિ ભયોથી પણ તેઓ ક્ષોભ પામ્યા નહિ. તેથી હું માનું છું કે (એ) મહાવજ્રમય (સૂરિ) દેવકન્યા, વિદ્યાધરી કે નાગાંગનાથી ચલે તેવા નથી તો મનુષ્ય-સ્ત્રીની શી વાત? સૂરિની આ (પ્રમાણેની) ધર્મને વિષે સ્થિરતા સાંભળી રાજાનું શરીર વિસ્મય ૧૫ અને આનંદથી કદંબની કળીના જેવા સ્થૂળ રોમાંચથી કચુકિત બન્યું. ગુરુને ધ્યાન દ્વારા પ્રત્યક્ષ કરી તેણે ચિન્તન કર્યું કે હું તમારાં વાક્યો ઉપર વારી જાઉં છું. તમારા નેત્રનાં ઓવારણાં લઉં છું. મિત્રતાથી મનોહર એવા તમારા હૃદયને (આ પ્રમાણે) હું બલિ આપું છું. સવારે ગુરુ આવ્યા. રાજા શરમનો માર્યો કઇ ન બોલ્યો. (ત્યારે) સૂરિએ કહ્યું ૨૦ કે હે રાજન્! શરમાઇશ નહિ. મહર્ષિઓનાં દૂષણ અને ભૂષણની રાજાએ તપાસ કરવી જોઇએ. એટલે એ (કંઇ) દોષ નથી. રાજાએ કહ્યું કે ગઇ વાતની ચર્ચાથી સર્યું. બ્રહ્મચર્યરૂપ સંપત્તિવાળા એવા આપને જોઇને હાથ ઊંચો કરી હું એમ કહું છું કે ધવળ અને વિસ્તૃત નેત્રવાળી, યૌવનના ગર્વથી ઘન અને પરિપૂર્ણ સ્તનવાળી તેમજ પાતળા પેટ ઉપર વળેલી ત્રિવલીની ૨૫ લતાથી શોભતી એવી (સ્ત્રીઓ)ની આકૃતિ જોઇને જેમનું મન વિકાર પામતું નથી તેઓ જ ધન્ય છે. એમ કહી ઘીઆમે (તમને) દંડપ્રણામ કર્યો.

એક દહાડો રાજમાર્ગે જતાં રાજાએ [1]હાલિકની સ્ત્રી કે જેણે એરડાનાં મોટાં પાંદડાં વડે પોતાના પયોધરના વિસ્તારને ઢાંકયો હતો તેને એરડાનાં પાંદડાં વીણતી ઘરના પાછળના ભાગમાં જોઇ અને તે ગાથાર્ધ ૩૦

૧ હળ ખેડનાર, ખેડૂત.

બોલ્યો કે તોપણ ઉત્તમ પત્ર વડે રહિત બનેલો એરંડો તરુઓમાં શોભે છે જ. એ સૂરિ આગળ સમસ્યારૂપે તેણે અર્પણ કર્યું. સૂરિએ કહ્યું કે એને ઘેર હાલિકની વહુ એટલા જ પયોધરવાળી વસે છે. રાજાને અચંબો થયો કે અહો ઉત્તમ સારસ્વત !

૫ એક દહાડો સાંજે કોઇ પ્રોષિતભર્તૃકાને વાંકી ડોકે હાથમાં દીવો લઇ વાસભવન તરફ જતી (રાજાએ) જોઇ, અને (એથી) સૂરિ આગળ તે અડધી ગાથા બોલ્યો કે પથિકની જાયા વાંકી ડોકે દીવો જુએ છે. સૂરિએ એ ગાથાનો પૂર્વાર્દ્ધ કહ્યો કે પ્રિયના સ્મરણથી ટપકતાં અશ્રુની ધારા (દીવા ઉપર) પડે તેવી બીતિથી (તે તેમ કરે છે).

૧૦ એમ સૂરિ અને રાજા ધર્મપરાયણ રહી સુખેથી વખત પસાર કરતા હતા.

એક વાર ધર્મ રાજાએ આમ રાજા પાસે દૂત મોકલ્યો. તેણે આવીને કહ્યું કે હે રાજન્ ! તમારી વિચક્ષણતાથી ધર્મ રાજા સંતોષ પામ્યા છે. વળી તેમણે કહ્યું (કહેવડાવ્યું) છે કે આપ અમને છેતરી ગયા, કેમકે (અમારે) ઘેર આવેલા આપનો અમારાથી થોડો ઘણો કશો

૧૫ પણ સત્કાર કરાયો નથી. હવે સાંભળો. અમારા રાજ્યમાં બૌદ્ધ દર્શનનો અનુયાયી વર્ધનકુંજર નામનો મહાવાદી વિદેશથી આવેલો છે. એ વાદ માટે ઉત્સુક છે. તમારા રાજ્યમાં જે કોઇ વાદી હોય તેને લાવો. અમારે તમારી સાથે ઘણા વખતથી વેર છે. (આનો નીકાલ એમ કરવો કે) એ બેમાંથી જે કોઇ વાદી જીતે તેનો સ્વામી બીજાનું

૨૦ રાજ્ય લઇ લે. જો અમારો વાદી જીતે તો તમારું રાજ્ય અમારે લઇ લેવું. આ (આપણી) સરત છે. કેવળ વાણી-યુદ્ધ થવા દો. માણસોને કદર્થના (કરાવવાથી) શો લાભ ? આમે કહ્યું કે હે દૂત ! તેં જે કહ્યું તે ધર્મે કહેવડાવ્યું છે કે તારા મુખમાં ભેળ આવવાથી તું કહે છે ? જો તારા સ્વામી વાદમાં હું જય પામું તો સમગ્ર રાજ્ય આપે ( એ

૨૫ વાત સાચી હોય ) તો વાદીને લઇને અમે આવીએ છીએ. દૂતે કહ્યું કે કારણને લીધે યુધિષ્ઠિર 'દ્રોણ'પર્વમાં અસત્ય બોલ્યા. મારા સ્વામી તો કારણવશાત્ પણ જૂઠું બોલતા નથી આમે દૂતને (પાછો) મોકલ્યો. ઠરાવેલા દિવસે બપ્પભટ્ટિને લઇને અર્ધ માર્ગે કહેલે (નક્કી કરેલે) સ્થાને આમ ગયો. ધર્મ રાજા પણ વર્ધનકુંજર વાદીન્દ્રને લઇને

૩૦ ત્યાં આવ્યો. 'પરમાર' વંશના નરેન્દ્ર મહાકવિ વાક્પતિ કે જેઓ પોતાના સેવક હતા તેમને સાથે લઇને તે આવ્યો. યોગ્ય પ્રદેશમાં આ-

વાસો તેણે અપાવ્યા. પેલા બે વાદી પ્રતિવાદીએ પક્ષ અને પ્રતિપક્ષ ગ્રહણ કરીને વાદનો પ્રારંભ કર્યો. સભ્યો કૌતુકથી આક્ષિપ્ત બની જોવા લાગ્યા. બંને અસાધારણ પ્રતિભાવાળા હતા. વાદમાં છ મહિના ચાલ્યા ગયા. (પરંતુ) બેમાંથી કોઇ હાર્યું કે જીત્યું નહિ. આમે સાંજે સૂરિને કહ્યું કે રાજકાર્યમાં બાધ આવે છે, વાસ્તે આને જલદી જીતો. સૂરિએ કહ્યું કે　　૫
સવારે એનો નિગ્રહ કરીશ; ભ્રાન્તિ રાખશો નહિ. રાત્રે સૂરિએ મન્ત્રની શક્તિથી મંડળમાં હાર, અર્ધહાર, મણિ અને કુંડળથી અલંકૃત દેહવાળી, દિવ્ય અંગરાગ અને વસ્ત્રવાળી તેમજ દિવ્ય કુસુમના સુવાસથી જેણે ભુવનના ઉદરને વાસિત કર્યું છે એવી ભગવતી ભારતીને સાક્ષાત્ બોલાવી. તેમણે તત્કાળ બનાવેલાં ચૌદ દિવ્ય કાવ્યો વડે એની સ્તુતિ કરી.　　૧૦
દેવીએ કહ્યું કે હે વત્સ! મને કેમ યાદ કરી? સૂરીશ્વરે કહ્યું કે વાદમાં છ મહિના લાગ્યા છે. (હવે) એવું તમે (કંઇ) કરો કે જેથી એ નિરુત્તર બને. દેવીએ કહ્યું કે હે વત્સ! એણે મને પૂર્વે સાત ભવ પર્યંત આરાધી છે. મેં આ ભવમાં એને અક્ષયવચન-ગુટિકા આપી છે. તેના પ્રભાવથી ચક્રવર્તીના નિધિની પેઠે એના વચનની હાનિ થતી　　૧૫
નથી. સૂરિએ કહ્યું કે હે દેવી! શું તમે જૈન શાસનના વિરોધી છો કે મને જયલક્ષ્મી આપતાં નથી? ભારતીએ કહ્યું કે વત્સ! હું જીતવાનો ઉપાય કહું છું. (કાલે) સવારે વાદ શરૂ થતાં સર્વે સભ્યોને તારે મુખશૌચ કરાવવું. કોગળા કરતાં એના (વર્ધનકુંજરના) મુખમાંથી મારી ઇચ્છાથી ગુટિકા નીકળી પડશે એટલે તુ જીતીશ. પરતુ　　૨૦
એક યાચના કરું છું કે મારી સ્તુતિના ચોદમા કાવ્યનો તારે કોઇની આગળ પ્રકાશ કરવો નહિ; કેમકે એનું પઠન થતાં મારે અવશ્ય પ્રત્યક્ષ થવું પડશે. હું કેટલાની આગળ પ્રત્યક્ષ થાઉં? આવા ક્લેશથી સર્યું. એમ કહીને દેવી વીજળીના ઝબકારાની પેઠે અંતર્ધાન થઇ ગઇ. સૂરિએ રાત્રે પોતાના એક અત્યંત આપ્ત શિષ્યને વાક્પતિ રાજા પાસે　　૨૫
મોકલી કહેવડાવ્યું કે સૂરિ એમ કહે છે કે હે રાજન્! તમે વિદ્યા-નિધિ છો. 'લક્ષણાવતી' પુરીમાં તમારો અમને પરિચય થયો હતો. તેવારે તમે કહ્યું હતું કે હે ભગવન્! તમે ઇચ્છા રહિત છો એટલે હું આપની શી ભક્તિ દર્શાવું? તે વેળા અમે કહ્યું હતું કે અવસરે કોઇક પ્રકારની ભક્તિ કરાવીશું. આપે કહ્યું કે એમ હો. એ અવસર　　૩૦
હવે અહીં ઉપસ્થિત થયો છે. વાક્પતિએ શિષ્યને પૂછ્યું કે સૂરિ મને શી આજ્ઞા ફરમાવે છે? હું એમના આદેશ પ્રમાણે અવિચિત વર્તીશ.

શિષ્યે નિવેદન કર્યું કે હે રાજન્! ગુરુ એવો આદેશ કરે છે કે સવારે ધર્મ અને આમ સભામાં બેઠા હોય ત્યારે તમારે કહેવું કે મુખશૌચ (કર્યા) વિના ભારતી પ્રસન્ન થતી નથી; વાસ્તે વાદી, પ્રતિવાદી, સભ્યો અને સભાપતિ એમ સર્વે શૌચ કરો. એટલું કરાવશો તો આપે
૫ બધો સ્નેહ દાખવ્યો જ છે (એમ અમે માનીશું). વાક્પતિએ એ (વાત) સ્વીકારી. શિષ્યે ગુરું પાસે જઇ તેણે કરેલી પ્રતિજ્ઞા કહી (સંભળાવી). ગુરુ સંતોષ પામ્યા. સવારે ભગવાન્ સૂર્યનો ઉદય થતાં પૂર્વ દિશાનું વદન લાક્ષાથી આક્ષિપ્ત થયું એટલે રાજાઓ સભામાં આવ્યા. વાક્પતિએ બધાને–બાહ્ વાદીન્દ્રને પણ મુખશૌચ કરાવ્યું.
૧૦ તેના મુખકમલમાંથી ગુટિકા પતદ્ગ્રહમાં પડી. બપ્પભટ્ટિના શિષ્યોએ માણસો મારફતે તે પતદ્ગ્રહને દૂર કરાવ્યું. ગુટિકા સૂરીશ્વરના કબજામાં આવી. દિવ્ય શક્તિથી રહિત બનેલા કર્ણને જેમ પાર્થે બાણો વડે હણ્યો હતો તેમ ગુટિકા વગરના બૌદ્ધને સૂરીશ્વરે વચનરૂપ બાણો વડે હણ્યો–પરાસ્ત કર્યો. નિરુત્તર બનેલો એ, રાહુથી ગ્રસાયેલા ચન્દ્ર જેવો અને
૧૫ હિમાનીથી લુપ્ત બનેલા–બળી ગયેલા ઝાડના ખંડની જેવો અત્યંત નિસ્તેજ થઇ ગયો. તેવારે બપ્પભટ્ટિને નિર્વિવાદ 'વાદિકુંજરકેસરી' એવું બિરુદ પોતાના તેમજ-પારકા (જનો)એ આપ્યું, ધર્મે સપ્તાંગ રાજ્ય આમને આપ્યું. આ ગ્રહણ કરો. ધર્મથી રાજ્ય મળે છે. એમાં ચર્ચા શી હોઇ શકે? આમે ગ્રહણ કર્યું. તે વેળા સૂરિએ આમને
૨૦ કહ્યું કે હે નરેશ્વર! રાજ્ય ધર્મને પાછું આપ. એ મોટું દાન છે અને તે તને શોભે છે. તું પરંપરાથી રાજાનો સ્થાપનાચાર્ય છે. પૂર્વે શ્રીરામે વનમાં રહે રહે સુગ્રીવ અને બિભીષણને રાજા બનાવ્યા હતા. તું પણ આ યુગના રાજાઓમાં તેના (અર્થાત્ રામના) જેવો છે. આ વચન (સાંભળતાં)ની સાથે જ ગંભીરતા અને ઉદારતાના ધામરૂપ
૨૫ આમે તે ધર્મને તેનું રાજ્ય પાછું આપી તેને વસ્ત્ર પહેરાવ્યાં. પોતાના એક સો મત્ત હાથીઓ, એક હજાર ઊંચા ઘોડાઓ, વસ્ત્રથી યુક્ત એક હજાર રથો અને એક સો વાદિત્ર તેણે આપ્યાં. બધા પોતપોતાને ઠેકાણે ગયા. કીર્તિ વડે જેમણે સાત ભુવનોને શ્વેત બનાવ્યા છે તેવા સૂરિએ અને (આમ) નૃપે 'ગોપગિરિ'માં શ્રીમહાવીરને વંદન કર્યું. તે વેળા સૂરિએ
૩૦ શ્રીવીરનું સ્તવન રચ્યું **शान्तो वेषः शमसुखफलाः** ઇત્યાદિ ૧૧ કાવ્યમય એ (સ્તવન)નો આજે પણ સંઘમાં પાઠ કરાય છે. સંઘે પ્રભુને નમન કરી સ્તુતિ કરી કે જેનો ઉદય થતાં અંધારું પણ રહેલું

નથી તેમજ અન્ય તેજ પણ રહેલું નથી એવા સૂર્યનો ઉદય જ પ્રશંસાપાત્ર છે. બીજાના ઉદયનું ગ્રહણ શું કામનું છે?

એક દહાડો પ્રભુએ પોતાના તેમજ અન્યના સિદ્ધાંતોનાં સુભાષિતો વડે (આમ) રાજાને પ્રતિબોધ પમાડી તેને મદ્ય, માંસ ઇત્યાદિ સાત વ્યસનોનો નિયમ કરાવ્યો અને સમ્યક્ત્વમૂલક ૧૧ વ્રતનો રાગી શ્રાવક બનાવ્યો; (કેમકે) અતિથિસંવિભાગરૂપ બારમા વ્રતનો તો પહેલા અને છેલ્લા તીર્થંકરના (તીર્થમાં) રાજાઓને માટે સિદ્ધાંતમાં નિષેધ કરાયેલો છે. ૫

એક વાર 'લક્ષણાવતી'માં (પેલા) બૌદ્ધ વર્ધનકુંજરે ગદ્‌ગદ (કંઠે) ધર્મ રાજાને કહ્યું કે મને બપ્પભટ્ટિએ જીત્યો તેમાં મારો દોષ નથી; કેમકે બપ્પભટ્ટિ નરરૂપ સરસ્વતી છે, પ્રતિભામય પિંડ છે, અને સરસ્વતીના પુત્ર છે. એનું મને દુઃખ નથી. પરંતુ મને એ દુઃખ થાય છે કે તારો સેવક હોવા છતાં વાક્પતિ રાજાએ સૂરિએ કરેલા ભેદથી (તેમની સાથે મળી જઈ) મારા મુખમાંથી શૌચના ઉપાયથી ગુટિકા હરાવી લીધી. એટલું કહીને મોટી પોક મૂકીને તે રડ્યો. રાજાએ તેને રુદન કરતાં અટકાવ્યો અને કહ્યું કે શું કરીએ? આ અમારો લાંબા વખતનો સેવક છે. એણે અનેક સમરાંગણમાં વિજયની પ્રતિષ્ઠા મેળવી છે. (વળી એ) પ્રબન્ધકર્તા કવિ છે એટલે એનો પરાભવ કરવા રુચિ નથી. આ એનો અપરાધ માફ કર. તે ઉપરથી બૌદ્ધ મૂગો રહ્યો. ૧૦ ૧૫

થોડેક દિવસે યશોધર્મ નામના પાસેના દેશના પરાક્રમી રાજાએ 'લક્ષણાવતી' આવીને લડાઇમાં ધર્મ રાજાને મારી નાખ્યો અને (એનું) રાજ્ય લઇ લીધું. વાક્પતિ પણ કેદ પકડાયો. તેણે કારાગૃહમાં પડ્યા પડ્યા ગૌડવધ નામનું પ્રાકૃત મહાકાવ્ય રચીને યશોધર્મ રાજેશ્વરને બતાવ્યું. ગુણવિશેષને જાણવાવાળા તેણે (એ ઉપરથી) એને સત્કાર પૂર્વક કારાગૃહથી છોડ્યો અને ખમાવ્યો. (કહ્યું પણ છે કે) વિદ્વાન્ સર્વત્ર પૂજાય છે. ત્યાર બાદ વાક્પતિ બપ્પભટ્ટિની પાસે ગયો. એ બેની વચ્ચે પહેલાં પણ મિત્રતા હતી. તે હવે વિશેષ વધી. એ વાક્પતિએ મહામહવિજય નામનું પ્રાકૃત મહાકાવ્ય રચ્યું અને આમને બતાવ્યું. આમે એક લાખ સુવર્ણ ટંક તેને આપ્યા. ઉદારતા વડે ઉન્નત મનવાળાને પાંચ હજાર શું, લાખ શું, કરોડ શું અને વળી રત્નવતી વસુંધરા પણ શું (હિસાબમાં છે)? ૨૦ ૨૫ ૩૦

એક દહાડો શ્રીઆમે પ્રભુને પૂછ્યું કે તમે તો તપશ્ચર્યા અને વિદ્યાથી લોકમાં પરમ રેખાને-કીર્તિને પ્રાપ્ત થયેલા છો. ( તો હું એ જાણવા માગું છું કે ) આપની સાથે જરા પણ બરાબરી કરી શકે એવો અન્ય કોઇ કોઇ પણ સ્થળે છે ? બપ્પભટ્ટિએ કહ્યું કે હે
૫ રાજન્ ! મારા ગુરુભાઇ ગોવિન્દસૂરિ અને નન્નસૂરિ સર્વ ગુણો વડે મારાથી અધિક છે અને તેઓ 'ગુર્જર'ભૂમિમાં 'મોઢેરક'માં (હાલ) છે. ગુણની ઉત્કંઠાથી આમ પરિમિત સેના સાથે ત્યાં ગયો. તે સમયે નન્નસૂરિ વ્યાખ્યાનમાં પ્રસંગોપાત્ત વાત્સ્યાયને કહેલા કામાંગભાવને પલ્લવિત કરતા હતા. રાજાએ તે સર્વ સાંભળ્યું. ( એથી ) એને અણ-
૧૦ ગમો ઉત્પન્ન થયો. અહો અમે કામી હોવા છતાં આ ભાવો જાણતા નથી. આ તો બરાબર જાણે છે; વાસ્તે આ રોજ સ્ત્રીનો સંગ કરતો હશે. એવાને પ્રણામ કરવાથી શો લાભ ? એમ ( વિચારી ) નમન કર્યા વિના જ ઊઠી જઇ જલદી તે 'ગોપગિરિ' આવ્યો. રાજા ઘણે વખતે નજરે પડ્યો એમ ( જાણી ) સ્નેહથી આક્રાન્ત હૃદયવાળા
૧૫ બનેલા પ્રભુ વંદાવવા આવ્યા. ( પરંતુ ) રાજા આદર રહિત બનેલો હોવાથી તેણે તેમને વંદન કર્યું નહિ. આ પ્રમાણે કેટલાક દિવસો ( વીતી ) ગયા.

એક દહાડો ગુરુએ પૂછ્યું કે હે રાજન્ ! જેવો તું પહેલાં (અમારો) ભક્ત હતો તેવો હવે નથી. શું એમાં અમારો કોઇ અપરાધ
૨૦ (થયો) છે ? રાજાએ કહ્યું કે હે સૂરિવર ! આપ જેવા પણ કુપાત્રની પ્રશંસા કરો છો. (એટલે) શું કહેવું ? સૂરિએ કહ્યું કે શી રીતે ? આમે કહ્યું કે આપે જે આપના બે ગુરુભાઇઓની તારીફ કરી હતી તેમાંના એક નામે નન્નસૂરિને ત્યાં જઇને મેં જોયા તો તેઓ શૃંગારકથાના વ્યાખ્યાનમાં લંપટ હોઇ તપશ્ચર્યાથી રહિત છે (એમ જણાયું). લોઢાના તરંડ જેવો
૨૫ ભવસાગરમાં ડૂબે છે અને અન્યને ડૂબાડે છે, માટે એ કંઇ નહિ. સૂરિ સાહી· જેવા મલિન મુખવાળા બની પોતાની વસતિએ ગયા. ત્યાં બેસીને તેમણે ં સાધુઓને 'મોઢેરક'પુર મોકલ્યા (અને) તેમની પાસે કહેવડાવ્યું કે આ: (આપને) વંદન કર્યા વિના આપ પાસેથી (પાછો) આવ્યો છે (અને આપની આવી આ[ક]ી નિંદા કરે છે. (માટે) એવું કરો કે જેથી ર
૩૦ આપને વિષે તેમજ અન્ય સાધુઓને વિષે તિરસ્કાર (વૃત્તિ)વાળો ન રહે ત્યાંનું બધુ જાણી તે બંનેએ ગુટિકાથી વર્ણ અને સ્વરનું પરાવર્તન કર નટનો વેષ ધારણ કર્યો અને તેઓ 'ગોપગિરિ' આવ્યા. તેમણે શ્રી

વૃષભધ્વજનું ચરિત્ર નાટકરૂપે રચ્યું. તેમણે નટોને (તે) શીખવ્યું, (અને) **આમ** રાજા પાસે (નાટક ભજવી બતાવવા) અવસરની યાચના કરી. રાજાએ અવસર આપ્યો. તે તે રસના ભાનના જાણકાર સભ્યો મળ્યા. (એટલે) તેમણે નાટક દેખાડવો શરૂ કર્યો. **ભરત** અને **બાહુબલિના** યુદ્ધના અવસરનો અભિનય થવા લાગ્યો. વ્યૂહની રચના, શસ્ત્રનો રણરણાટ, ૫ વીરની વર્ણના, ભટ્ટોનો કોલાહળ, ઊઠતી વેળા ઘુઘરીઓનો ઝણકાર ઇત્યાદિનું વર્ણન કરવાનું તેમણે (અભિનયપૂર્વક) જ્યારે આરંભ્યું અને રસનું ધારારૂઢ અવતરણ થયું–રસની ધારા છૂટી ત્યારે શ્રીઆમ તેમજ તેના સુભટો **કાલિન્દીના** પ્રવાહના જેવી શ્યામ અને લાંબી તરવારો ખેંચીને ઊભા થઇ મારો મારો એમ બોલવા લાગ્યા. એટલામાં ૧૦ **નન્નસૂરિએ** પોતાનાં રૂપ અને મુદ્રા પ્રગટ કરી કહ્યું કે હે રાજા ! હે રાજા ! હે સુભટો ! હે સુભટો ! સાંભળો. આ (તો) કથાયુદ્ધ છે, નહિ કે સાક્ષાત્ (યુદ્ધ) છે; (વાસ્તે) સંભ્રમથી સર્યું. એમ કહીને લજ્જિત બનાવેલા અને વિસ્મય પામેલા તે રાજા વગેરે આકાર ગોપવીને રહ્યા. તે વેળા ગોવિન્દસૂરિએ અને **નન્નસૂરિએ** રાજાને કહ્યું કે (તારી સમજ ૧૫ પ્રમાણે) અમે ખરેખર શૃંગારના અનુભવી હોઇ તેની યથાર્થ રીતે વ્યાખ્યા કરવાનું જાણીએ છીએ. શુ યુદ્ધ-ક્ષેત્રમા પણ અમે આપની જેમ પ્રવેશ કર્યો છે ? (ખરી વાત તો એ છે કે) શસ્ત્ર દેખતાં હરણની જેમ અમે બીએ છીએ. બાળપણાથી (જ) વ્રત ગ્રહણ કરેલા એવા અમે પાપથી ડરીએ છીએ; પરંતુ **ભારતીના** પ્રભાવથી ઉદ્ભવતી વચન-શક્તિ ૨૦ વડે સર્વ રસોને જીવત જેવા દર્શાવી (શકીએ) છીએ. હે રાજન્ ! 'મોઢેરક'મા જેમણે તારી (સમક્ષ) વાત્સ્યાયનના ભાવોનું વ્યાખ્યાન કર્યું હતુ તે **નન્નસૂરિ** અમે છીએ અને આ ગોવિન્દસૂરિ છે. તેવારે તને મિથ્યા વિકલ્પ થયો. રાજા સત્વર શરમાઇ ગયો. તેણે તે બે સૂરિઓની ક્ષમા યાચી અને બપ્પભટ્ટિની પૂજા કરી. તે બે (સૂરિઓ) કેટલાક દિવસ ૨૫ રાજા પાસે રહીને બપ્પભટ્ટિની અનુજ્ઞાપૂર્વક પાછા 'મોઢેર'પુર ગયા. કેટલોક સમય વીત્યો. (ત્યાર બાદ) એક દહાડો ગાનારાનું ટોળું આવ્યું, તેમાં તમાલના જેવા નીલ કમળ જેવા નેત્રવાળી, ચન્દ્રના જેવા મુખવાળી અને કિન્નરના જેવા સ્વરવાળી એક વિદુષી બાલિકા (સુંદર ગાયન) ગાતી હતી. તેને જોઇને કામદેવના બાણથી (ઉદ્ભવેલ) તાપ વડે જર્જરિત થયેલો, ૩૦ વિવેક વિનાનો બનેલો તેમજ જેનો શૌચ-ધર્મનો અભિનિવેશ લગભગ જતો રહ્યો છે એવો 'કન્યકુબ્જ'નો સ્વામી પ્રભુની સમક્ષ બે પદ્યો

મળી ત્યારે તેં ઝેર શું કરવા ખાધું ? માટે હે સ્ત્રીલંપટ ! મને સ્પર્શીશ નહિ એમ ગૌરી વડે સંબોધાયેલા હર તમારું રક્ષણ કરો. એક નેત્ર ધ્યાનના નિમીલનથી અડધું બીડાયેલું છે. બીજું નેત્ર પાર્વતીના વિશાળ નિતંબ ઉપર શૃંગારના ભારથી ઢળેલું છે. અન્ય (ત્રીજું) નેત્ર દૂરથી
૫ ખેંચેલા ધનુષ્યવાળા કામદેવ ઉપરના કોપના અગ્નિથી ઉદ્દીપ્ત થયેલું છે (આ પ્રમાણેનાં) શંભુનાં સમાધિ-સમયે ભિન્ન રસવાળાં ત્રણ નેત્રો તમારું રક્ષણ કરો. એક હતો રામ. હું. તેની સ્ત્રી સીતા હતી. હું. પિતાના વચનથી 'પંચવટી' વનમાં વિચરતા તે (રામ)ની એ (પત્ની)ને રાવણ હરી ગયો. એવી કથાને જનની દ્વારા નિદ્રાર્થે હુંકારપૂર્વક
૧૦ સાંભળતા હરિની પૂર્વ સ્મરણથી ક્રોધને લીધે કુટિલ બનેલી અને ભ્રૂ વડે ભંગુર દૃષ્ટિઓ (તમારું) રક્ષણ કરો. સંભોગને અંતે (થાકી જવાથી) એક હાથે નાગપતિ (શેષ)ના ઉપર (પોતાના શરીરનો) ભાર મૂકીને-શરીર ટેકવીને અને બીજા હાથે વસ્ત્ર ઝાલીને ઊઠતી એવી તથા વળી છૂટી ગયેલા ચોટલાના ભારને ખભા ઉપર ધારણ કરતી એવી તેમજ
૧૫ જેના આવા દેહની કાંતિને જોતાં જ જેનામાં સંભોગની પ્રીતિ બમણી (ઉત્તેજિત) થઈ એવા વિષ્ણુએ જેને આલિંગન આપીને શય્યામાં નાખી એવી લક્ષ્મીનું અલસ અને શોભતા હાથવાળું શરીર (તમને) પવિત્ર કરો. આ પ્રમાણે તેઓ બહુ બોલ્યા. ત્યાર બાદ વાક્પતિએ ધ્યાન મૂકીને સામા આવી સૂરિને કહ્યું કે હે બપ્પભટ્ટિમિશ્ર ! તમે શા
૨૦ માટે મારી સામે શૃંગાર અને રૌદ્રરૂપ અંગવાળો પદ્યપાઠ કરો છો ? બપ્પભટ્ટિએ કહ્યું કે તમે સાંખ્ય છો. કેટલાક સાંખ્યો નિરીશ્વર(વાદી) છે અને કેટલાક ઈશ્વરને દેવ (તરીકે માને) છે. તે સર્વને ૨૫ તત્ત્વો (સંમત) છે. એમ જાણીને અમે તમારા ઇષ્ટ દેવતાના આશીર્વચનો બોલીએ છીએ. સમયના જાણકારોએ શ્રોતા સમક્ષ તેની રુચિ અનુસાર
૨૫ પઠન કરવું જોઈએ. વાક્પતિએ કહ્યું કે જો કે એ (વાત) ઠીક છે, તોપણ હું તો મુમુક્ષુ છું. મારું મરણ સમીપ આવેલું જાણી અહીં પરબ્રહ્મનું ધ્યાન કરવા આવ્યો છું. ત્યારે શું રુદ્ર વગેરે મુક્તિના દાતાર નથી એમ તમે માનો છો એવું બપ્પભટ્ટિએ પૂછ્યું. વાક્પતિએ કહ્યું (નથી) એમ (મને) લાગે છે. બપ્પભટ્ટિએ કહ્યું કે ત્યારે જે મુક્તિ
૩૦ આપવા સમર્થ છે તે(નું સ્વરૂપ) સાંભળો. હું કહું છું કે તે (તો) જિન જ છે. મદથી, માનથી, કામથી, ક્રોધથી, લોભથી અને રાગથી અત્યંત પરાજિત એવા અન્ય દેવોની સામ્રાજ્યની પીડા વ્યર્થ છે. (જિનની) દૃષ્ટિ કરુણારૂપ કલ્લોલોથી (યુક્ત) પુટ જેવી છે, એનું

મુખ સૌમ્ય છે, ( એનો ) આચાર પ્રશમની ખાણ છે, પરિકર શાંત
છે અને દેહ પ્રસન્ન છે તેથી હું એમ માનું છું કે ઘડપણ, જન્મ અને
મરણનો નાશ કરનારા એવા દેવાધિદેવ જિન (જ) છે; કેમકે અન્ય
દેવોનું આવું સ્વરૂપ વિશ્વમાં જોવામાં આવતું નથી. આ પ્રમાણે તેમણે
ઘણું કહ્યું. વાક્પતિએ કહ્યું કે એ જિન ક્યાં છે? સૂરિએ કહ્યું કે　　૫
સ્વરૂપથી મોક્ષમાં અને મૂર્તિથી જિનમંદિરમાં. વાક્પતિએ કહ્યું કે હે
પ્રભુ! તે બતાવો. પ્રભુ પણ તેને આમ રાજાએ કરાવેલા જિનાલયમાં
લઇ ગયા અને તેમણે પોતે જ પ્રતિષ્ઠા કરેલા શ્રીપાર્શ્વનાથનું દર્શન કરાવ્યું.
શાંત, કાંત અને નિરંજન રૂપ જોઇ બોધ પામેલો એ બોલ્યો કે આ
દેવ નિરંજન છે એમ એના આકાર ( માત્ર )થી જ જણાય છે. તે વેળા　　૧૦
બપ્પભટ્ટિસૂરિએ દેવ, ગુરુ અને ધર્મ ( એ ત્રણ ) તત્ત્વો કહ્યાં—સમ-
જાવ્યાં. ( એથી ) એ રાજી થયો. મિથ્યાત્વરૂપ વેષને છોડીને
તેઓ શ્વેતાંબર જૈન મુનિ થયા. તેમણે જિનને વંદન કર્યું અને ઉચ્ચાર્યું
કે કસ્તૂરી વડે સુવાસિત એવા આ લલાટ વડે સેવકનું ફળ છે. તો હે
જિનવર! પ્રણામને કલુષિત કરવા હું કેમ ઇચ્છા રાખું? અને ગૃહસ્થો　　૧૫
ઘડહડ જાય છે. કોણ કોને ખરેખર વિપત્તિ કહે? આરંભી આરંભીને
પૂજે છે, (પણ) શું કાદવ કાદવથી શુદ્ધ થાય કે? આયુષ્ય(નો અંત)
અત્યંત પાસે આવ્યો એટલે 'મથુરા'ના ચાતુર્વર્ણ્ય (શ્રીસંઘ) તેમજ
આમ રાજાના મંત્રિજનની પણ સમક્ષ સૂરિએ એમને ૧૮ પાપસ્થાનકો
ત્યજાવ્યાં અને પંચપરમેષ્ઠીરૂપ નમસ્કાર સંભળાવ્યો. જીવોને વિષે ક્ષામણા　　૨૦
કરાવેલા વાક્પતિ સુખેથી દેહ છોડી સ્વર્ગે ગયા. એ સર્વ (હકીકત)થી
પ્રધાનોએ તેમજ બીજાઓએ રાજાને પ્રથમથી જાણીતો કર્યો હતો. પછી
બપ્પભટ્ટિ 'ગોપગિરિ' ગયા (ત્યારે તેમણે પણ તે કહી). રાજાએ
સંતુષ્ટ થઇ સૂરીન્દ્રની સ્તુતિ કરી કે સૂર્ય વગેરે અનેક પ્રકાશવાળા છે,
પરંતુ પથરા પીગળાવવાના કાર્યમાં કુશળ એવો તો ચન્દ્ર જ છે.　　૨૫

એક દહાડો રાજાએ સૂરિને પૂછ્યું કે (એવું) શું કારણ છે કે
જૈન તત્ત્વ જાણતો હોવા છતાં મને વચ્ચે વચ્ચે તાપસ ધર્મ ઉપર
પ્રીતિ બંધાય છે? સૂરિએ કહ્યું કે સવારે કહીશ. સવારે આવી તેમણે
કહ્યું કે હે રાજન્! ભારતીના વચનથી અમે તારો પૂર્વ ભવ જાણ્યો
છે. 'કાલિંજર' ગિરિને તીરે શાલ નામનો તું તપસ્વી હતો. વળી　　૩૦
'શાલ'ના ઝાડ નીચે બે ઉપવાસોને અંતરે ભોજન કરતા એવા તે

બોલ્યોઃ વદન પૂર્ણ ચન્દ્ર છે, અધરલતા અમૃત છે, દાંતો મણિઓની માળાઓ છે, કાંતિ શ્રી છે, ગતિ હાથી છે, સુવાસ પારિજાતક વૃક્ષો છે, વાણી કામધેનુ છે અને કટાક્ષલહરી કાલકૂટ (વિષ)ની છટા છે તો હે ચન્દ્રમુખિ ! શું તારે માટે (જ) દેવોએ 'ક્ષીર'સાગરનું મંથન કર્યું ? ઉત્પત્તિસ્થાન ખરેખર નિર્મળ
૫ નથી. વર્ણ (પણ) વર્ણન કરવા લાયક નથી. શોભા (તો) દૂર રહો (પણ) શરીરે લગાડતાં કાદવ (ચોપડ્યો છે એવી) શંકા વિસ્તાર પામે છે. (છતાં) વિશ્વ વડે પ્રાર્થના કરવા લાયક અને સમગ્ર સુગંધી દ્રવ્યોના ગર્વને હરનારો એવો કસ્તૂરીમાં કયો પરિમલનો ગુણ છે તે અમે જાણતા નથી. (એ સાંભળીને) સૂરિએ વિચાર કર્યો કે અહો મોટાઓને પણ
૧૦ કેવો મતિ-વિપર્યાસ થાય છે ! અનેક છિદ્રોમાંથી ગળતા તે તે મેલ વડે ભીંજાયેલી (ખરડાયેલી) કોઇ ભસ્ત્રા સેંકડો સંસ્કારોથી અડધી ક્ષણને માટે બાહ્ય કાંતિને પામે. આંતરિક તત્ત્વોના રસના કલ્લોલોથી જેમની બુદ્ધિ પ્રક્ષાલિત થયેલી છે તેવા પણ આ (ભસ્ત્રા)ને કાંતાની બુદ્ધિથી ખરેખર આલિંગન કરે છે, સ્તવે છે અને નમે છે તો અત્ર કોની આગળ પોકાર કરવો ?
૧૫ સભા ઊઠી. ( પેલી ) માતંગી સાથે હું રહીશ એવી બુદ્ધિથી ત્રણ (જ) દિવસમાં રાજાએ નગરની બહાર મહેલ ( તૈયાર ) કરાવ્યો. તે ( વાત ) શ્રીબપ્પભટ્ટિસૂરિના જાણવામાં આવી, કેમકે જગતનું ( પ્રતિ )વૃત્ત તેમ( ના જેવા )ને (તો) ધ્યાન દ્વારા પ્રત્યક્ષ હોય છે. પછી (કુકર્મ કરીને) આ નરકે ન જાઓ એવી કૃપાથી તેમણે બોધદાયક પદ્યો તૈયાર થતા
૨૦ મહેલના ભારોટિયા ઉપર રાત્રે ખડી વડે લખ્યાં. જેમકે હે જળ ! શીતલતા એ તારો ગુણ જ છે. તેની પાછળ નિર્મળતા (તો) સ્વાભાવિક છે. તારા સંગથી બીજા અપવિત્ર પવિત્રતાને પામે છે એટલે તારી પવિત્રતા વિષે તો અમારે કહેવું જ શું ? વળી એથી પણ વધારે તારી સ્તુતિનું પદ એ છે કે તું પ્રાણી ( માત્ર )નું જીવન છે. ( આમ છતાં )
૨૫ તું નીચ માર્ગે જ્યારે જાય છે તો તને રોકવાને કોણ સમર્થ છે ? સુંદર વૃત્ત અને ગુણથી યુક્ત, મહામૂલ્યશાળી, અતિશય આદરણીય અને મનોહર, તેમજ કાન્તાના પીન પયોધરના તટને ઉચિત અને રમણીય આકૃતિવાળા ( કિન્તુ ) અરે પામરીના કઠિન કંઠને વળગીને ભગ્ન બનેલા એવાં હે હાર ! તું તારું ગુણીપણું હારી ગયો છે. જીવન જળના બિન્દુ
૩૦ સમાન છે. સંપત્તિઓ ( જળના ) કલ્લોલ જેવી ચપળ છે. પ્રેમ સ્વપ્ન જેવો છે. ( વાસ્તે ) તું જે જાણે છે તે કર. જેનાથી લોકમાં લજવાવું પડે અને જેનાથી પોતાના કુળનો ક્રમ મલિન બને એવું કાર્ય કુલીનોએ

કંઠે પ્રાણ આવવા છતાં કરવું નહિ. સવારે એ પદ્યોને આમે પોતે જોયા અને અક્ષર તેમજ કવિત્વની ગતિ ઓળખ્યાં. અહો ગુરુની મારા ઉપર કૃપા ! અહો મારી પાપાભિમુખતા ! એમ ( વિચારી ) તે લજવાઇ ગયો. તે વિચારમાં પડી ગયો કે માતંગીના સંગરૂપ આ પાપ મેં સંકલ્પથી કર્યું છે. ( દુઃખના ) એ ભાર વડે ( લદાએલો ) હું ક્યાં જાઉં ? શું કરૂં ? ગુરુને કેવી રીતે મુખ બતાવું ? શી તપશ્ચર્યા કરૂં ? કયુ તીર્થ સેવું ! ઊંચું મુખ રાખી જાઉં ? કૂવે પડું ? શસ્ત્રથી આપઘાત કરૂં ? અથવા જાણ્યું-સર્વ લોક સમક્ષ પાપ કહી કાષ્ઠભક્ષણ કરૂં. એ પ્રમાણે ટળવળતા એવા તેણે નોકરોને હુકમ કર્યો કે અગ્નિ સળગાવો. તેમણે અગ્નિ સળગાવ્યો. ( એવામાં ) શ્રીબપ્પભટ્ટિસૂરિ આવ્યા. ચારે વર્ણ મળ્યા. તે પાપ ( રાજાએ તેમની આગળ ) કહ્યું. આમ જેવો એકદમ અગ્નિમાં પ્રવેશ કરવા જતો હતો તેવામાં (જ) સૂરિએ હાથ ઝાલી તેને કહ્યું કે હે રાજન્ ! તું શુદ્ધ છે, ખેદ નહિ કર. તેં તે પાપ સકલ્પ માત્રથી કર્યું હતું, નહિ કે સાક્ષાત્; સકલ્પથી તેં અગ્નિમાં પ્રવેશ પણ કર્યો છે. ( વાસ્તે ) હવે તું શુદ્ધ થયો છે. ચિરકાળ તું ધર્મ કર. માનસિક કર્મ, મનથી, વાચિક વાણીથી અને કાયિક કાયાથી બુદ્ધિશાળીઓ તરી જાય છે. આવા વચનથી સૂરિએ અગ્નિનું વિસર્જન કરાવ્યું-ઓલવી નંખાવ્યો અને રાજાને જીવતો રાખ્યો. લોક રાજી થયા. સાર (પણ) ખુશી થયા.

સમયાંતરે વાક્‌પતિ રાજા ' મથુરા ' ગયો. ત્યાં તે શ્રીપાદ ત્રિદંડી થયો. એ (વાત) લોક પાસેથી જાણીને આમે સૂરિને કહ્યું કે આપે મને પણ શ્રાવક બનાવ્યો છે. આપની દિવ્ય વાણી પ્રસન્ન જ છે. (પરંતુ) આપણી શક્તિની પરમ રેખા હું ત્યારે જ જાણું કે જ્યારે આપ વાક્‌પતિને જૈન દીક્ષા લેવડાવો. આચાર્યવર્યે પ્રતિજ્ઞા કરી કે જો વાક્‌પતિને હું મારો શિષ્ય શ્વેતાંબર બનાવું તો (જ) મારી વિદ્યા પ્રમાણ છે. વાક્‌પતિ ક્યાં છે એટલું જ કહો. રાજાએ કહ્યું કે એ ' મથુરા 'માં છે. સૂરિ શ્રીઆમના ઘણા આપ્ત જનો સાથે ' મથુરા ' ગયા. તેઓ (ત્યાંના) ' વરાહમંદિર ' નામના પ્રાસાદમાં ગયા તો ધ્યાનસ્થ (દશામાં) વાક્‌પતિ તેમના જોવામાં આવ્યા. તેમની પાછળ ( ઊભા ) રહી સૂરિએ ઊંચે સ્વરે આશીર્વાદો બોલવા માંડ્યા: લોકની સમક્ષ ( તેમના દેખતાં ) સંધ્યાને હાથ જોડી નમન કરી તું તેની યાચના કરે છે. વળી હે નિર્લજ્જ ! તું બીજી ( સ્ત્રી ગંગા )ને માથે ધારણ કરી રાખે છે એ પણ મેં સહન કર્યું. ( પરંતુ ) અમૃતના મંથનથી જ્યારે હરિને લક્ષ્મી

બહુ વર્ષ તપશ્ચર્યા કરી હતી. (તપસ્વી) મરીને તું (અહીં આમ તરીકે) ઉત્પન્ન થયો છે. એની અતિશય લાંબી જટાઓ ત્યાં જ લતામાં અંતરિત થયેલી–વીંટાળાયેલી હજી પણ વિદ્યમાન છે. તે સાંભળીને રાજાએ આપ્ત જનોને ત્યાં મોકલ્યા. તેઓ જટા લઇ આવ્યા. સૂરિના વચનની
૫ સત્યતા જણાઇ. રાજા સૂરિને પગે લાગ્યો અને પરમ શ્રાવક બન્યો.

એક વેળા મહેલના ઉપર(ના ભાગમાં) રહેલા આમે કોઇક ઘરમાં ભિક્ષા માટે દાખલ થયેલા મુનિને જોયા. ત્યાં એક કામાતુર કામિનીએ ઘેર આવેલા અને પરબ્રહ્મને વિષે એકચિત્તવાળા મુનિ સાથે ક્રીડા કરવાની ઇચ્છાથી બારણાં બંધ કર્યાં (પરંતુ) મુનિ તેને
૧૦ ઇચ્છતા ન હતા; એથી તેણે મુનિને લાત મારી. તેમાં તેનું નૂપુર 'કાકતાલીય' ન્યાયથી કે 'અંધવર્તિકા' ન્યાયથી મુનિવરના પગમાં પેસી ગયું. રાજાએ તે જોઇને સૂરિને સમસ્યા આપી કે કમાડ બંધ કરીને યૌવન વડે ગર્વિત વારાંગનાએ અભ્યર્થના કરી. સૂરિએ ઉત્તર આપ્યો કે તે જિતેન્દ્રિયે તેનું કહ્યું માન્યું નહિ. એ પ્રવ્રજિતના પગમાં નૂપુર છે.
૧૫ એક દહાડો ભિક્ષાનો અર્થી કોઇ ભિક્ષુક કોઇ પ્રોષિતભર્તૃકાના ઘરમાં દાખલ થયો. મહેલના અગ્ર ભાગે રહેલા રાજાએ તેને જોયો. તે (સ્ત્રી) ભિક્ષુકને પારણું (કરાવવા) માટે અન્ન લાવી. (પરંતુ) ઉપરથી કાગડાઓ તે ખાઇ ગયા, (કેમકે) મુનિની નજર તેની નાભિ ઉપર હતી અને તેની નજર તો એના વદનકમળ ઉપર હતી (આ
૨૦ ઉપરથી) આમે સૂરિને સમસ્યા આપી કે ભિક્ષાચર નાભિમંડળ જુએ છે અને તે પણ તેનું મુખકમલ જુએ છે. સૂરિએ કહ્યું કે બંનેના કપાળને તેમજ કડછીને કાગડાઓ બગાડે છે (?). આ સાંભળીને આમને અચંબો થયો. અહો આ સર્વજ્ઞપુત્ર (જ) છે.

એક વેળા કોઇક ચિત્રકાર રાજાનું રૂપ આલેખીને રાજા પાસે ગયો.
૨૫ બપ્પભટ્ટિએ તેની કળાની પ્રશંસા કરી (તેથી) રાજા પાસેથી તેને લાખ ટંક મળ્યા. (એની પાસે) લેપ્યમય ચાર બિંબો કરાવાયાં; એક 'મથુરા'માં, એક 'મોઢેર' વસહિકામાં, એક 'અણહિલપુર'માં, એક 'ગોપગિરિ'માં અને એક 'સતારકાક્ષપુર'માં (રખાયાં). તે તે સ્થાનમાં પ્રતિષ્ઠા અને પ્રભાવના પણ કરાવવામાં આવી. બીજું પણ ઘણું કરાયું.
૩૦ વખત જતાં આમને ઘેર સુલક્ષણ પુત્રનો જન્મ થયો. ઉત્સવપૂર્વક તેનું દુન્દુક એવું નામ સ્થાપ્યું. તે પણ જુવાનીમાં તે તે ગુણ વડે પિતાની પેઠે પ્રસિદ્ધિમાં આવ્યો. એક દહાડો સમુદ્રસેન રાજા વડે

અધિષ્ઠિત 'રાજગિરિ' નામના દુર્ગને આમે રોધ્યો-ઘેરો ઘાલ્યો
અપરિમિત સેના, કોદાળી વગેરે સામગ્રી અને ભૈરવાદિ યન્ત્રભેદ યોજાયાં
દુર્ગને અતિશય બળપૂર્વક પાડવાનો પ્રારંભ કરાયો, (પરંતુ) તે પડ્યો
નહિ (આથી) આમને ખેદ થયો તેણે સૂરિને પૂછ્યું કે આ ગગન-
ચુમ્બી દુર્ગને હું ક્યારે ગ્રહણ કરી શકીશ? સૂરિએ કહ્યું કે તારા પુત્રનો ૫
પુત્ર નામે ભોજ આ દુર્ગને દૃષ્ટિપાત માત્રથી પાડી નાખશે, બીજાથી
કશું થવાનું નથી (આ ઉપરથી) આરંભ છોડીને આમ દુર્ગની બહાર
બાર વર્ષ રહ્યો અને તેણે શત્રુના મુલકને કબજે કર્યો (તેવામાં) દુન્દુકને
ઘેર પુત્ર જન્મ્યો. તેનું ભોજ નામ પાડવામાં આવ્યું જન્મતાની
સાથે જ પારણામાં રાખીને એને પ્રધાનો દુર્ગના દ્વારના અગ્ર ભાગ આગળ ૧૦
લાવ્યા તેના કેવળ દૃષ્ટિપાતથી દુર્ગના ટુકડે ટુકડા થઇ ગયા રાજા
સમુદ્રસેન ધર્મદ્વારથી (બહાર) નીકળી ગયો આમે 'રાજગિરિ'માં
પ્રવેશ કર્યો, (પરંતુ) પ્રજાને કઇ અડચણ કરી નહિ, કેમકે જૈન
મહર્ષિઓ અને રાજર્ષિઓ અક્રૂર અને દયાળુ હોય છે. રાત્રે 'રાજ-
ગિરિ'ના અધિષ્ઠાતાએ આમને કહ્યું કે હે નૃપ! જો તું અહીં રહેશે ૧૫
તો હું તારા લોકને મારી નાખીશ આમે ઉત્તર આપ્યો કે લોકને
હણવાથી તને શો લાભ છે? જો હણવો હોય તો મને હણ આમનું
એ નિર્ભય વચન સાંભળીને ખુશી થયેલા વ્યંતરે કહ્યું કે તારા સત્ત્વથી
હું રાજી થયો છું (વાસ્તે) કઇક માગ રાજાએ કહ્યું કે મારે કશાની
ન્યૂનતા નથી, માત્ર એટલું જ કહે કે મારૂં મરણ ક્યારે થશે? ૨૦
વ્યંતરે કહ્યું કે તારૂં આયુષ્ય ૭ માસ જેટલું બાકી રહેશે ત્યારે હું જાતે
આવી (તને) કહીશ આયુષ્ય ૭ મહિના જેટલું બાકી રહેતા તે
(વ્યંતર) ફરીથી આવ્યો રાજાએ કહ્યું કે મારૂં આયુષ્ય કેટલું છે?
વ્યંતરે કહ્યું કે હે દેવ! આજથી ૭ મહિના ઉપર 'ગંગા'માં રહેલા 'માગધ'
તીર્થમાં હોડી વડે ઉતરતા મકારથી શરૂ થતા અક્ષરવાળા ગામને તીરે ૨૫
તારૂં મૃત્યુ થશે પાણીમાંથી ધૂમાડો નીકળતો તું જ્યારે જોશે ત્યારે
તારૂં મૃત્યુ છે (એમ તારે) જાણવું (માટે) પારલૌકિક સાધના
કરાવી જોઇએ એમ કહી તે દેવજાતિનો (વ્યંતર) ગયો રાજા
સવારે સૂરિ પાસે ગયો સૂરિએ કહ્યું કે હે રાજન્! વ્યંતરે તમારી
આગળ આયુષ્યનું જે પ્રમાણ કહ્યું છે તે તેમજ છે (માટે) ધર્મરૂપ
ભાથું ગ્રહણ કરો તે સાંભળીને રાજા તુષ્ટ થયો અને નવાઇ પામ્યો ૩૦
અહો જ્ઞાન! અથવા સૂર્ય તેજસ્વી, ચંદ્ર આનંદકારી, 'ગંગા'નું જળ પવિત્ર

અને જૈન જ્ઞાની' હોય એમાં શું આશ્ચર્ય છે ? બે દિવસ' ગયા ત્યારે
સૂરિ. ,શ્રીઆમની આગળ પ્રસંગવશાત્ શ્રીનેમિનાથનો આશીર્વાદ
બોલ્યા., જેમકે, લાવણ્યરૂપ સુધાના સારની સારણિ સમાન એવી તે
સ્નેહવતી ભોજની પુત્રી ( **રાજીમતી** ), તે લક્ષ્મી, તે નૂતન ઉદયવાળું
૫ યૌવન, ,તે ' દ્વારિકા ', તે જળ તેમજ તે ગોવિન્દ, શિવ, સમુદ્રવિજય
પ્રમુખ'પ્રિય જનો જેના પ્રેરક (પણ) હતા તે નેમિએ જીવોને વિષે કૃપાનિધિ
હોઇ લગ્ન ન કર્યું તે (તમારા) કલ્યાણને માટે (હો). વળી મિથ્યા કાર્યમાં
જર્જરિત બનેલા અને કુટુંબરૂપ કાદવમાં ડૂબેલા એવા જેમણે ' ઉજ્જયંત 'માં
નેમિને નમન કર્યું નથી તેઓ જીવતા ગણાય તો મુએલા કોણ છે ? તેવી
૧૦ રીતે ' રૈવતક ' તીર્થના મહિમાનું સૂરિએ વિવેચન કરી તેને એવો
પલ્લવિત કર્યો કે ભૂમિ ઠોકી કમર કસીને રાજાએ એકદમ ઊભા થઇ
પ્રતિજ્ઞા લીધી કે ' રૈવતકે ' નેમિને વંદન કર્યા વિના મારે ભોજન ન
કરવું. લોકોએ નિષેધ કર્યો કે હે રાજન્ ! ( પ્રતિજ્ઞા ) ન ( લો ) ન
( લો ); ( કેમકે ) ' રૈવતક ' પર્વત ( બહુ ) દૂર છે અને તમે નરમ
૧૫ ( પ્રકૃતિવાળા ) છો. રાજાએ કહ્યું કે મેં લીધેલી પ્રતિજ્ઞા ફરે નહિ. ત્યાર
પછી સૂરિને સાથે ( લઇને ) આમ એક લાખ ભાર વહન કરનારા
બળદો, ૨૦૦૦૦ ઊંટો, ૭૦૦ હાથીઓ, એક લાખ ઘોડાઓ, ત્રણ લાખ
પાયદળ અને ૨૦૦૦૦ જૈન કુટુંબો એમ ઉત્તમ સૈન્ય સાથે ૩૨ ઉપવાસ
પૂર્વક ' રૈવતક ' તરફ ચાલ્યો. ' સ્તંભન ' તીર્થ સુધી ગયો ત્યાં ક્ષુધાના
૨૦ પરિતાપથી વ્યાકુળ થવા છતા અને પ્રાણ સંદેહમાં પડ્યા તોપણ તેણે
અન્ન લીધું નહિ. ( આથી ) લોક ભયભીત બન્યું. ખિન્ન થએલા સૂરિએ
મન્ત્રશક્તિ વડે કૂષ્માંડી દેવીને સાક્ષાત્ બોલાવી અને તેમની આગળ
કહ્યું કે એવું કરો કે જેથી રાજા જમે અને જીવે. તે વચન' ઉપરથી
એક મોટા બિંબને માથા ઉપર ધારણ કરી ' કૂષ્માંડી આકાશમાર્ગે
૨૫ આમ પાસે ગઇ અને બોલી કે હે વત્સ ! તે હું અંબિકા છું. તારા
સત્ત્વથી તુષ્ટ થઇ છું. ગગનથી આવતી મને તેં સાક્ષાત્ જોઇ છે.
" રૈવત 'ના એક ભાગરૂપ ' અવલોકના ' શિખરથી હું આ નેમિનાથનું
બિંબ લાવી છું. આને તું વંદન કર. આને વંદન કરતાં મૂળ નેમિને
વંદન થયું જ ગણાય; વાસ્તે તું પારણું કર. સૂરિએ પણ એ ( વાત )નું
૩૦ સમર્થન કર્યું. લોકે પણ તેની સ્થાપના કરી. તે બિંબને વંદન કરીને
રાજાએ અન્ન લીધું. આજે પણ તે બિંબ ' સ્તંભ ' તીર્થમાં પૂજાય છે.
એ તીર્થ ' ઉજ્જયન્ત ' એ નામથી પ્રસિદ્ધિમાં આવ્યું. ( ત્યાર બાદ )

મનોહર વાદિત્ર વગાડતો આમ 'વિમલ' ગિરિ ઉપર [વૃષભધ્વજને ઉત્સવ પૂર્વક વંદન કરી 'રૈવત' ગિરિ ગયો. ત્યાં તો તે તીર્થ દિગંબરોએ રૂંધેલું છે એમ (તેના જોવામાં આવ્યું). શ્વેતાંબર સંઘ પેસી પણ શકતો ન હતો. આમે તે જાણ્યું. જાણીને તે બોલ્યો કે યુદ્ધ કરી નિષેધકોને હણી શ્રીનેમિને હું નમન કરીશ. તેવામાં ત્યાં દિગંમરભક્ત ૫ એવા અગ્યાર રાજાઓ એકઠા મળ્યા. બધા યુદ્ધ (કરવા) માટે એકતાન હતા. તે વેળા બપ્પભટ્ટિએ આમને કહ્યું કે હે રાજેશ્વર! ધર્મકાર્યમાં પાપનો આરંભ કેમ કરાય? લીલા (માત્ર)થી જ આ તીર્થ આપણા કબજામાં લાવીશ. આપે સ્થિર થઇ રહેવું. આ પ્રમાણે રાજાને બોધ આપી બપ્પભટ્ટિએ દિગંબર તેમજ તેના ભક્ત રાજા પાસે એક પુરુષને ૧૦ મોકલી કહેવડાવ્યું કે જેને આ તીર્થ અંબિકા આપે તે પક્ષનું આ તીર્થ માનો. તેમણે કહ્યું કે એ (વાત) વ્યાજબી છે. ત્યાર બાદ બપ્પભટ્ટિએ 'સુરાષ્ટ્ર'માં રહેનારા શ્વેતાંમર અને દિગંબર શ્રાવકોની પાંચ સાત વર્ષની સેંકડો કન્યાઓ ભેગી કરી. સઘ્યો (પણ) એકઠા મળ્યા. બપ્પભટ્ટિએ અંબા દેવી પાસે કહેવડાવ્યું કે જો સર્વ શ્વેતાબર ૧૫ શ્રાવકોની કન્યા નીચે મુજબની—

"उज्जितसेलसिहरे दिक्खा नाणं निसीहिया जस्स।
तं धम्मचक्कवट्टि अरिट्ठनेमिं नमंसामि॥"

—ગાથા બોલે તો (આ) તીર્થ શ્વેતામ્બરોનું અને નહિ તો દિગમ્બરોનું (ગણવું). ત્યાર પછી (પેલી) મુગ્ધ બાળાઓને બોલાવવામાં આવી. ૨૦ શ્વેતાંબર પક્ષના શ્રાવકોની સર્વે બાળાઓ એ ગાથા બોલી. અપર (દિગમ્બર)માંથી તો એકે એ ગાથા કહી નહિ; તે ઉપરથી 'રૈવત' તીર્થ શ્વેતાંબરોનું (સિદ્ધ) થયું. આકાશમાં રહીને અંબિકાએ શ્વેતાંબરોના ઉપર ફૂલની વૃષ્ટિ કરી. તેથી નાસીને દિગમ્બરો 'મહારાષ્ટ્ર' વગેરે દક્ષિણ દેશોમાં ગયા. રાજાએ તેમજ ઘણા વખતથી એકત્રિત થયેલા સર્વ ૨૫ સંઘોએ નેમિને નમન કર્યું. દ્રવ્ય આપવામાં આવ્યું. 'પ્રભાસ'મા ચંદ્રપ્રભને પ્રણામ કરાયો. સર્વત્ર બંદીવાનોને છોડી મૂકાયા. આમની ભુક્તિ વિષે 'ગૂર્જર' વગેરે દેશો હતા. તે વેળા તીર્થોને માટે ચિર કાળ પૂજા માટે ઉપયોગી હાટ વગેરે કરાવાયાં. એ પ્રમાણેનાં કાર્યો કરીને સૂરિ સહિત રાજા 'ગોપગિરિ'માં દાખલ થયો. સંઘપૂજા વગેરે ૩૦ નવ નવા ઉત્સવો ત્યાં થયા. લગભગ સમય પ્રાપ્ત થતાં દુન્દુકને

( આમે ) રાજ્ય ઉપર સ્થાપ્યો. તેણે તેની રજા લીધી, લોકોની ક્ષમા
યાચી, દેશને અનૃણી કર્યો ( અને પછી ) સૂરિને સાથે લઇ હોડીમાં બેસીને
' ગંગા ' નદીના તીર ઉપરના ' માગધ ' તીર્થે તે ગયો. ત્યાં જળમાં
તેણે ધૂમાડો દીઠો. તેવારે તેણે સૂરીશ્વરની ક્ષમા યાચી ( અને )
૫ સંસારને અસાર જાણી અનશન ગ્રહણ કર્યું. સમાધિમાં રહી શ્રીવિક્રમના
સમયથી ૮૯૦ વર્ષે ભાદરવા સુદ પાંચમે પાંચ પરમેષ્ઠીઓનું સ્મરણ કરતાં
રાજા દેવલોક પામ્યો. તત્ત્વના જાણકાર હોવા છતાં સૂરિ રડ્યા. લાંબા
કાળની પ્રીતિનો મોહ દુર્જય છે. સેવકોએ આક્રંદ કરવા માંડ્યું કે હા,
શરણાગતની રક્ષા કરનાર વજ્રકુમાર ! હા, અશ્વને દમનાર નલ ! હા,
૧૦ સત્ય વચન ( બોલવા )ને વિષે યુધિષ્ઠિર ! હા, સુવર્ણનું દાન ( આપવા )માં
કર્ણ ! હા, મન્જાજૈનત્વને વિષે શ્રેણિક ! હા, સૂરિની સેવા ( કરવા )માં
સંપ્રતિ ( તુલ્ય ) ! હા, અનૃણીકરણને વિષે વિક્રમાદિત્ય ( જેવા ) !
હા, વીર વિદ્યા જાણનાર શાતવાહન ! અમને છોડીને તમે ક્યાં
ગયા ? એક વાર તમારા અમને દર્શન કરાવો. અમને એકલા ન
૧૫ મૂકો. એ પ્રમાણે વિલાપ કરતા તેમને સૂરિએ પ્રતિબોધ પમાડ્યો કે
અરે ખરેખર પાપી દૈવે કામધેનુનો હોમ કર્યો, સરસ કિસલયવાળા
ચન્દન ( વૃક્ષ )ને ચૂર્ણ કર્યું. અફસોસ, ફળ અને ફૂલથી ભરપૂર 'મંદાર'
વૃક્ષને છેદી નાંખ્યું, કલ્પવૃક્ષને ખંડિત કર્યું. કપૂરનો ખંડ બાળી મૂક્યો,
મેઘરૂપ માણેકની માળાને ઘનના 'ઘાતથી દળી નાંખી, અમૃતનો કુંભ
૨૦ ભાંગી નાખ્યો અને કમળો તેમજ કુવલયો વડે આ કેલિહોમ કર્યો.
તોપણ શોક ન કરો, શોક ન કરો. કેમકે સવારે રાત્રિના અંધકારને દૂર
કરી, કમળનાં વનોને વિકસિત કરી, ચન્દ્રને પોતાના તેજથી પ્રકાશ વિનાનો
અને નિસ્તેજ બનાવી, તેમજ મધ્યાહ્‌ને વિસ્તૃત અને દીપ્ર કિરણો વડે
નદીઓનું જળ પી સાંજે સૂર્ય વિવશ બની આથમી જાય છે. તો બીજા
૨૫ શેનો શોક કરવો ? આ પ્રમાણે લોકને શોક રહિત કરી લોકની સાથે
સૂરિ ' ગોપગિરિ ' ગયા. ( પોતાના પિતા ) આમના શોકથી 'ઉત્તમ
મુક્તાફળ જેવડા મોટા આંસુ પાડતા, હિમ વડે કરમાઇ ગયેલા પદ્મ
જેવા દીન મુખવાળા તેમજ ચિન્તા વડે ચાન્ત ચિત્તવાળા એવા દુન્દુક
રાજાને સૂરિએ કહ્યું કે હે રાજન્ ! તારા જેવા મોટાનો પિતા માટેનો
૩૦ આ શોક કેવો ગણાય ?—આવો શોક ન કરવો જોઇએ; કેમકે તેઓ તો ચાર
વર્ગ સાધીને કૃતકૃત્ય થયા છે. કીર્તિમય શરીર વડે તેઓ જ્યાં સુધી ચન્દ્ર
( સૂર્ય ) છે ત્યાં સુધી જીવતા જ છે. પુણ્યરૂપ લક્ષ્મી અને કીર્તિરૂપ લક્ષ્મી

એ બે ઉપકારી પુરુષની વલ્લભા છે. પુણ્યલક્ષ્મી અને કીર્તિની મનોહરતા તમે વિચારો. એક સ્વામીની સાથે જાય છે અને બીજી પાછળ રહે છે. એમના ( અર્થાત્ તમારા પિતા ) જેવા અન્ય ( સહુ ) કોઇ થજો. એ પ્રમાણેનાં વચનો દ્વારા દુન્દુક રાજાને સૂરિરાજે શોક રહિત કર્યો. દુન્દુક ધીમે ધીમે પરમ શ્રાવક બન્યો અને રાજ્ય-કાર્યો કરવા લાગ્યો. ૫ તે ત્રિવર્ગને સાધવા લાગ્યો.

એમ વખત જતાં એક દહાડો દુન્દુકે ચૌટે જતાં ઉદાર રૂપવાળી, ચિદ્રૂપ, યુવક જનરૂપ મૃગને ( પકડવાને ) જાળ જેવી અને મદનની માયાથી પરિપૂર્ણ એવી કંદિકા નામની વેશ્યાને જોઇ. તેને તેણે અંતઃપુરની સ્ત્રી બનાવી. તેણે દુન્દુકને એવો વશ કરી લીધો કે તે જે કહે તે જ ૧૦ સાચુ અને તે જે કરે તે જ હિતકારી તે માનતો. કામણ કરનારી અને બોલવામાં ચાલાક એવી તે હિમાની જેમ અશોક વૃક્ષને ખાઇ જાય તેમ સર્વ રાજ્યને ગળી ગઇ. ભોજની માતા પદ્માને તેમજ કુલ, વિનય અને રૂપથી સંપન્ન એવી બીજી રાણીઓને પણ એ તૃણવત્ ગણવા લાગી.

એક દિવસ કલાકેલિ નામના જ્યોતિષીએ રાત્રે સેવક-લોકનું ૧૫ વિસર્જન થયા બાદ દુન્દુક રાજાને એકલો જોઇ ( તેને ઉદ્દેશીને ) કહ્યું કે હે દેવ ! અમે આપના સેવક હોવાથી સુખી, પ્રખ્યાત અને લક્ષ્મીના માલિક છીએ. તેથી જેવુ હોય તેવુ કહીએ છીએ. આ તમારો ભોજ નામનો પુત્ર ( તમારા કરતાં ) અધિક ભાગ્યવાળો હોઇ તમને મારીને તમારી રાજ્ય( ગાદીએ ) બેસશે તમને યોગ્ય લાગે તેમ તમે જાતે કરો. રાજા ૨૦ તે સાંભળીને વજ્રથી હણાયો હોય તેમ એક ક્ષણ મૂગો રહ્યો. તેણે જ્યોતિષીને વિદાય કર્યો. એ વાત ભોજની જનનીની સહચરીરૂપ એક દાસી કે જે મોટા થાભલા પાછળ અંતરિત થયેલી-સતાઇ રહેલી હતી તેના સાંભળવામાં આવી અને તેણે તે (વાત) ભોજની માતાને કહી. તે પુત્રના મરણ ( ની વાત )થી બીધી. રાજા પણ કંદિકાને ઘેર આવ્યો. તે પણ ૨૫ રાજાને ચિન્તાગ્રસ્ત જોઇ બોલી કે હે દેવ ! આજે આપ કરમાયેલા મુખવાળા કેમ છો ?-આપનું મુખ કેમ લેવાઇ ગયું છે ? રાજાએ કહ્યું કે શુ કરવું ? વિધિ કોપ્યો છે. જેના સેંકડો પ્રત્યયો જોવાયા છે એવા જ્ઞાનીએ પુત્રથી મારૂ મૃત્યુ છે એમ કહ્યુ છે. કંદિકાએ કહ્યુ કે ( અહો એમાં ) શી ચિન્તા છે ? પુત્રને મરાવી નખાવો. રાજ્યના લોભીઓ ૩૦ પુત્રને પણ મારી નાખે છે. ( શત્રુરૂપ ) પુત્ર એ પુત્ર નથી. પુત્રરૂપે એ

દુશ્મન જ છે. તેના વચન ઉપરથી દુન્દુકે પુત્રને મારી નંખાવવાની ઇચ્છા કરી. તે મારી નખાવતો હતો તેવામાં ભોજની માતાએ 'પાડલીપુત્ર'માં (રહેલા) પોતાના શૂર, રાજ્ય-લક્ષ્મીના સ્વયંવર-મંડપરૂપ, સ્નેહી અને ધર્મિષ્ઠ ભાઇઓને ગુપ્ત લેખથી જણાવ્યું કે આમ આમ આપનો ભાણેજ નાશ પામશે. રાજા ક્રોધે ભરાયો છે. (વાસ્તે અહીં આવી) એને લઇ જાઓ (અને) જીવની પેઠે (એને) જાળવજો. આપ હોતે છતે હું પુત્ર વિનાની ન થાઉં. (આ ઉપરથી) તેઓ આવ્યા અને દુન્દુકને નમ્યા. ઉત્સવના મિષે (પોતાના) ભાણેજ ભોજને લઇને તેઓ 'પાડલીપુત્ર' ગયા. ત્યાં તેણે તેને ભણાવ્યો, રમાડ્યો અને શાસ્ત્રનો અભ્યાસ કરાવ્યો. તેઓ તેને જીવની જેમ માનતા. ત્યાં તેનાં થોડાક દિન ઓછાં એવાં પાંચ વર્ષ વ્યતીત થયાં. કંટિકાએ દુન્દુક આગળ કહ્યું કે હે દેવ! તમારો પુત્રરૂપ શત્રુ મોસાળમાં મોટો થાય છે, નખેથી છેદી શકાય તેમ હોય તેને કુહાડી વડે છેદાય તેવો ન બનાવો. અહીં લાવીને છાનામાના તેને યમધામ પહોચાડો. રાજાએ કહ્યું કે (તારું) આ (કહેવું) સાચું છે. ત્યાર બાદ દૂતને મુખે દુન્દુકે ભોજની તેના મામા પાસે માગણી કરી. તેમણે તેને આપ્યો નહિ. ફરી ફરીને દુન્દુકે પોતાના દૂતો મોકલ્યા. ભોજના મામાએ કહ્યું કે હે રાજા! અમે તારો આશય જાણીએ છીએ એને અમે નહિ જ આપીએ. એ ધર્મપાત્ર છે બીજો પણ કોઇ શરણે આવ્યો આવ્યો હોય તો ક્ષત્રિયોએ તેનું રક્ષણ કરવું જોઇએ. તો પછી આ ભાણેજનું તો કહેવું શું! જો તમે બળાત્કારની ઇચ્છા કરતા હોય તો યુદ્ધ માટે તયાર થઇ આવજો. અમે (તમને) બનેવીને (અમારા ભુજ-બળનો) ચમત્કાર દેખાડીશું. આ (વાત) દૂતોએ આવીને કહી. દુન્દુક ગુસ્સે થવા છતાં તેમને મારવા સમર્થ થયો નહિ. પિતાની દુષ્ટતાથી તેમના દ્વારા વાકેફગાર બનેલો ભોજ પણ બખ્તર પહેર્યા વિના પિતા પાસે જતો નહિ. તેથી દુન્દુકે બપ્પભટ્ટિસૂરિને પ્રાર્થના કરી કે તમે જઇને ભોજને સમજાવી લઇ આવો. મને માન આપો (?). ઇચ્છા નહિ હોવા છતાં તેઓ સૈનિકો સાથે 'પાડલીપુત્ર' તરફ ચાલ્યા. અર્ધે માર્ગે પહોંચતાં (ત્યાં) રહીને તેમણે જ્ઞાનદૃષ્ટિથી વિચાર કર્યો કે ભોજ મારા કહેવાથી રાજા સમીપ આવશે નહિ. અને જો ગમે તેમ કરીને લાવીશ તો તે લવાતાં તેનો પિતા તેને મારી નાંખશે (રાજાના) વચનનું ઉલ્લંઘન કરતાં રાજા પણ ગુસ્સે થઇ મને મારી નાંખશે. તેથી

આ તરફ વાઘ અને આ તરફ કુત્તર કિનારો એ ન્યાય ( યોગ ) પ્રાપ્ત થયો છે. મારું આયુષ્ય ( લગભગ ) પૂર્ણ થયું છે. બે દિવસ ( જ ) બાકી રહે છે. તેથી અનશન શરણ હો. એમ વિચારી પાસે રહેલા મુનિઓને તેમણે કહ્યું કે નન્નસૂરિ અને ગોવિન્દસૂરિ પ્રતિ હિતકારી થજો. શ્રાવકોને મિથ્યા દુષ્કૃત કહેજો. પરસ્પર અમત્સરતા રાખજો. ક્રિયા પાળજો, બાળકથી માંડીને વૃદ્ધો પર્યંતનું લાલન ( પાલન ) કરજો. અમે તમારા નથી ( તેમજ ) તમે અમારા નથી. ( આ ) બધા સંબંધો કૃત્રિમ છે. એમ શીખામણ આપી અનશનસ્થ તેઓ સમતાને પ્રાપ્ત થયા. ત્રણ જગતને વન્દનીય અરિહંતોનું, ( આઠે કર્મરૂપ ) બંધનોનો જેમણે નાશ કર્યો છે એવા સિદ્ધોનું, સાધુઓનું અને જૈન ધર્મનું ત્રણ પ્રકારે હું શરણ લઉં છું. પાંચ મહાવ્રતો અને છટ્ઠા રાત્રિભોજન( વિરમણરૂપ વ્રત )ને વિષે જે વિરાધના મારાથી થઇ હોય તેને અંગે મિથ્યા દુષ્કૃત હોજો. એમ કહીને બેઠા બેઠા અદીનપણે તેમણે કાળ કર્યો—તેઓ સ્વર્ગે સંચર્યા. શ્રીવિક્રમાદિત્ય પછી ૮૦૦ વર્ષ ગયા બાદ ભાદરવા સુદ ત્રીજને રવિવારે 'હસ્ત' નક્ષત્રમાં શ્રીબપ્પભટ્ટિસૂરિનો જન્મ ( થયો હતો ) અને ૯૫ વર્ષ અધિક જતાં તેમનું સ્વર્ગારોહણ થયું. તે જ વેળા ' મોઢેર ' માં નન્નસૂરિ આગળ ભારતીએ કહ્યું કે આપના ગુરુ ' ઈશાન ' દેવલોકે ગયા. ત્યાં બહુ શોક પ્રસર્યો. શાસ્ત્રના જાણકાર, સુવચસ્વી, ઘણા જનોના આધાર, સુંદર ચારિત્રવાળા, સ્વપર ઉપર ઉપકાર કરવામાં આસક્ત, દક્ષિણ્યતાના સમુદ્ર, બધાને અભીષ્ટ એવા ગુણોથી પરિવૃત અને ભૂમિના શૃંગારરૂપ એવા સજ્જનોને હે વિધાતા ! તેં મૂઢે કલ્પાન્ત પર્યંતના દીર્ઘ આયુષ્યવાળા કેમ ન બનાવ્યા ? વૃદ્ધોએ બોધ આપ્યો કે ( પુણ્યશાળી જીવ ) જીર્ણ બનેલા શરીરને ત્યજી દઇને નવીન મેળવે છે; ( વાસ્તે ) જેણે પુણ્ય કર્યું છે એવા મર્ત્યને મૃત્યુ જ રસાયન છે. દુન્દુકે સૂરિની સાથે સુભટોને મોકલ્યા હતા તેઓ પાછા ફરી દુન્દુક પાસે ગયા. તે પણ પશ્ચાત્તાપરૂપ અગ્નિથી બહુ સંતપ્ત થયો. ભોજે તેમજ તેના મામાએ સૂરિના શિષ્યો તેમજ બીજા લોકના મુખથી પણ જાણ્યું કે સૂરિ આ પ્રમાણે મરી ગયા, પરંતુ તમારી પાસે નહિ આવ્યા. અમારા ઉપરોધના સંકટમાં પડેલો આ, પિતા પાસે જઇ મરે નહિ એવી કૃપા(દૃષ્ટિ) તેમણે ધારણ કરી. આ સાંભળીને ભોજને એવી પીડા થઇ કે જેવી પીડા વજ્રપાતથી ( હણાતાં ) પણ ન થાય. તે ( પોતાના ) પિતા પાસે ગયો નહિ.

એક વાર કોઇ માળી કે જે પૂર્વે આમ રાજાનો નોકર હતો તે

વિદેશમાં ભમીને ' પાટલીપુર 'માં ભોજ સમીપ આવ્યો. તેણે કહ્યું કે
હે દેવ! તમે મારા સ્વામીના કુળના દીપક છો વિદેશમાં ( ફરતાં ફરતાં )
સદ્ગુરુને મુખે મેં એક ' માતુલિંગી ' નામની વિદ્યા પ્રાપ્ત કરી છે કે જે
દ્વારા અભિમંત્રણ ( કરાયેલા ) માતુલિંગ વડે હણાતાં, હાથી અને સિંહ
૫ જેવા પરાક્રમીઓ પણ મરી જાય તો માનવોની ( તો ) વાત ( જ )
શી? હે દેવ! એ ( વિદ્યા ) તમે ગ્રહણ કરો. ભોજે તે તેની પાસેથી
લીધી અને પ્રમાણ કરી જોઇ તો સાચી ( ઠરી ) ભોજે માળીને દાન
અને માન વડે રાજી કર્યો ભોજે વિદ્યાશક્તિનો પ્રકાશ કરી બધા
મામાઓને સંતોષ પમાડ્યો. તેમણે કહ્યું કે જો આ ( પ્રમાણેની ) તારી
૧૦ શક્તિ છે તો ભેટણારૂપે માતુલિંગો લઇને અમારી સાથે તું ( તારા )
પિતા સમીપ ચાલ પિતાને મારીને તું રાજ્ય ગ્રહણ કર ભોજને તે
( વાત ) પસંદ પડી પુષ્કળ માતુલિંગ વડે શોભતો એવો તે ચાલી
( નીકળ્યો ) અને પિતાના દ્વાર પાસે ગયો. તેણે કહેવડાવ્યુ કે હે તાત!
તમે પૂજ્ય છો, હું બાળક છું; તમારાથી મને મરણ મળો કે રાજ્ય
૧૫ મળો એ બધુ મને મનોહર છે રાજા સંતોષ પામ્યો કે અહો પુત્ર
વિનયવાળો છે. ભલે આવે. એમ વિચારી તેણે ભોજને બોલાવ્યો
શોધિત થઇ, તે મધ્યમાં આવ્યો. એક આસન ઉપર બેઠેલા દુંદુક અને
રાજાને પૃથગ્ પૃથગ્ માતુલિંગથી તેણે હણ્યાં યથાર્થ વિદ્યા અન્યથા થતી
નથી. દુન્દુકના રાજ્ય ઉપર ભોજને બેસાડાયો (એથી) તેના મામાઓને
૨૦ અસાધારણ સંતોષ થયો માતા પદ્મા (પણ) પ્રસન્ન થઇ. દુન્દુકે ધનના
હરણ, આસનના ઉદ્દાલન ઇત્યાદિ દ્વારા દૂભાવેલા રાજાઓ પોતાનો
ફરી જન્મ થયો એમ માનવા લાગ્યા મહાજન જીવ્યુ. સર્વે વર્ણો ખુશી
થયા સંસારરૂપ સરોવરને વિષે કમળ (સમાન) ભોજને કમલા (સ્વત )
વરી. બાહુબળથી તેમજ પરિચ્છિદના બળથી તેણે જગતને જીત્યુ ત્યાર
૨૫ બાદ કૃતજ્ઞતાને લીધે તેણે ' મોઢેર'પુરમા નન્નસૂરિની પાસે વિનતિ
આપીને ઉત્તમ નરોને મોકલ્યા તેઓ ત્યાં ગયા. ત્યાં તેમણે વિનતિ
બતાવી નન્નસૂરિએ અને ગોવિન્દસૂરિએ તે વાંચી. જેમકે સ્વસ્તિ
શ્રી ' મોઢેરે ' પરમ ગુરુ શ્રીનન્નસૂરિ અને શ્રીગોવિન્દસૂરિપાદને તેમજ
ગચ્છોને ' ગોપગિરિ ' દુર્ગથી પરમ જૈન શ્રીભોજ વિનતિ કરે છે કે
૩૦ અત્ર પ્રતાપરૂપ ' ગંગા 'ના ( પ્રાદુર્ભાવ માટે ) ' હિમાલય ', સમાચારી-
રૂપ નારીના સૌભાગ્યની વૃદ્ધિ ( કરવા )માં મકરધ્વજ, રાજસભારૂપ
કુમુદિનીને ( વિકસિત કરનાર ) ચન્દ્ર અને ભારતીના ધર્મપુત્ર શ્રીબપ્પ-

ભટ્ટિસૂરિ સ્વર્ગના લોકના લોચનને લેહ્ય અને લલિત એવા પુણ્યની લવણિમાને પામ્યા છે. એમને સ્થાને હાલ દીર્ઘ આયુષ્યવાળા તમે છો. (આ) જોયેલી વિજ્ઞપ્તિકાને પ્રમાણ ગણી અત્ર આપે પધારવું. એ ભક્તિ–રહસ્ય જોઇને સંઘ સમેત સૂરિઓ અત્યંત આનંદ પામ્યા. સંઘની અનુમતિથી ગોવિન્દસૂરિને 'મોઢેરક'માં મૂકીને શ્રીનન્નસૂરિ 'ગોપ- ૫ ગિરિ' ગયા. ભોજ પગે ચાલીને સૈન્ય સહિત સામો (લેવા) આવ્યો. તેણે ગુરુનું ચરણોદક પીધું. જેની તૃષ્ણા ઉલ્લસિત થઇ છે એવા તેણે તેમની વાણી સાંભળી. સ્થાને સ્થાને મળેલા લોકના હૃદયના સંઘટ્ટનથી ચૂર્ણ થયેલા હારના મોતી વડે ધવલ બનેલા રાજપથવાળા નગરમાં તે તેમને લઇ આવ્યો અને તેણે તેમને સિંહાસન ઉપર બેસાડ્યા. મંગલાચરણ કરાયું. ૧૦ તે વેળા તે આશંકિત થયો. વળી તેમના ભક્તોને તે પોતાની જેમ જોવા લાગ્યો અને તેમના અભક્તોને ઝેર જેવા જોવા લાગ્યો. તેમના ઉપદેશ- થી પૃથ્વીને તેણે જિન વડે અલંકૃત કરી. દુન્દુકનું તેવું મરણ યાદ રાખીને તે કુમાર્ગે રમતો નહિ. 'મથુરા', 'શત્રુંજય' વગેરે (સ્થળે) તેણે યાત્રા કરી. તેણે ૧૧ વ્રતો ઉચ્ચાર્યાં. તેણે પૂર્વના રાજર્ષિઓની કીર્તિનો ૧૫ ઉદ્ધાર કર્યો. તેણે ચિર કાળ રાજ્ય કર્યું. આ પ્રમાણે 'ગોપગિરિ'માં ભોજે ધર્મનું લાલન કર્યું અને તેની ઉન્નતિ કરી. બીજા પણ પુણ્ય પુરુષોએ એમ કરવું.

**इति श्रीबप्पभट्टिसूरिप्रबन्धः ॥ ९ ॥**



## શ્રીહેમચન્દ્રસૂરિનો પ્રબન્ધ

'પૂર્ણતલ્લ' ગચ્છના વિદ્વાન્ શ્રીદત્તસૂરિ 'વાગડ' દેશમાંના 'વટપદ્ર' નગરમાં ગયા. ત્યાંનો સ્વામી યશોભદ્ર નામનો રાણો લક્ષ્મીવાન્ હતો. એના મહેલની પાસે(ના ઉપાશ્રયમાં) શ્રાવકોએ (તેમને) ઉતારો આપ્યો. રાત્રે ચાંદરણી ખીલી હતી ત્યારે રાણાએ મુનિઓને ઉપાશ્રયમાં બેઠેલા જોયા. (આથી) (પોતાનો) પ્રધાન જે શ્રાવક હતો તેને (રાણાએ) પૂછ્યું કે આ કોણ છે? પ્રધાને કહ્યું કે હે દેવ! વિષમ વ્રત ધારણ કરનારા આ મોટા મુનિઓ છે. રાણાને શ્રદ્ધા (ઉત્પન્ન) થઈ. (એથી) સવારે તે (તેમને) વંદન કરવા ગયો. (ત્યાં) દેશના (સાંભળવામાં આવી). (એથી) શ્રાવકપણું રૂડી રીતે (તેને) પ્રાપ્ત થયું. એક માસકલ્પ રહી ગુરુ પરદેશ ગયા. તેવામાં વર્ષાકાલ (આવી પહોંચ્યો). રાણો દેવપૂજા વગેરે ધર્મ-વ્યાપારો વડે ઉત્તમ દિવસો પસાર કરે છે. (એવામાં) શરદ્ (ઋતુ) આવી. રાણો પશુક્ષેત્રો જોવા ગયો તો નોકરો ઝુંડાઓ (બાંટવા?) બાળતા હતા. તેમાં ગર્ભના ભારથી મંદ બનેલી એવી એક સર્પિણીને જ્વાળાઓ વડે દાઝેલી અને એથી તડફડતી તેમજ સિમસિમાયમાન (?) થતી રાણાએ જોઈ. (આથી) તેને દયા ઉપજી (અને) એ વિરાગી બન્યો. હા, હા, સંસાર; ગૃહવાસને ધિક્કાર છે. કોની ખાતર આ પાપ કરાય છે! રાજ્ય પણ દુઃખે પાળી શકાય તેવું, કપટના જાળ જેવું અને નરકરૂપ ફળવાળું છે; તેથી સમસ્ત સંગનો ત્યાગ કરવો જોઈએ. એમ વિચારી તે મહેલે આવ્યો. રાતના શ્રાવક પ્રધાનને બોલાવી તેણે ખાનગીમાં (તેને) પૂછ્યું કે મારા ધર્મગુરુ શ્રીદત્તસૂરિ ક્યાં વિહરે છે? મન્ત્રીએ કહ્યું કે 'ડિંડુઆણક'માં. મન્ત્રી તેમજ બાકીના પરિવારને રજા આપી પરિમિત અશ્વપરિવાર (રસાલા) સમેત એક ઉત્તમ હાર સાથે લઈને રાણો જલદી 'ડિંડુઆણક' પહોંચ્યો. ગુરુના દર્શન કરી તેણે (તેમને) વંદન કર્યું. સંસાર ઉપર વૈરાગ્ય આવવાથી તેણે રુદન કર્યું. પગે લાગીને તેણે (તેમને) પોતાનું પાપ કહ્યું. ગુરુએ કહ્યું કે હે રાણા! ચારિત્ર વિના જીવો પાપથી છૂટતા નથી. રાણો બોલ્યો કે તો તે (ચારિત્ર) મને જલદી આપો. સૂરિએ હા પાડી. રાણાએ 'ડિંડુઆણક'ના શ્રાવકોને બોલાવ્યા અને દિવ્ય મંદિર બનાવજો એવા હેતુથી (પેલો) હાર તેમને આપ્યો તેમણે તેમ કર્યું. આજે પણ એ (મંદિર) ત્યાં નજરે પડે છે. રાણાએ વ્રત ગ્રહણ કર્યું. નન્દીમાં જ ૭ વિકૃતિનો તેમજ વળી

જીવન પર્યંત એકાંતરે ઉપવાસ (કરવાનો પણ) તેમણે નિયમ લીધો. તે રાણા યશોભદ્ર ગીતાર્થ થતાં તેમને સૂરિપદ મળ્યું. શ્રીયશોભદ્રસૂરિ એવું તેમનું નામ (રાખવામાં આવ્યું). તેમની પાટે પ્રદ્યુમ્નસૂરિ ગ્રંથકાર થયા. તેમની પાટે શ્રીગુણસેનસૂરિ થયા. શ્રીયશોભદ્રસૂરિ ત્રણ ઉપવાસ કરી 'રૈવત' (ગિરિ) ઉપર નેમિનાથની દૃષ્ટિ સમક્ષ અનશન કરી સ્વર્ગે સંચર્યા. ગુણસેનસૂરિની પાટે શ્રીદેવચન્દ્રસૂરિ થયા કે જેમણે ઠાણાંગની વૃત્તિ, શાન્તિનાથચરિત્ર વગેરે મહાશાસ્ત્ર રચી પ્રજ્ઞાના પ્રકર્ષને ચરિતાર્થ કર્યો. તેઓ વિહાર કરતા કરતા 'ગૂર્જર' ભૂમિ અને 'સુરાષ્ટ્ર'ના સંધિ ઉપર આવેલા 'ધંધુકા' નગરમાં ગયા. ત્યાં (તેમણે) દેશના વિસ્તારી.

એક દહાડો (સભામાં) નેમિનાગ નામના શ્રાવકે ઊભા થઈને શ્રીદેવચન્દ્રસૂરિને કહ્યું કે હે પ્રભુ! આ 'મોઢ' જ્ઞાતિનો, મારી બેન પાહિણીની કુખે જન્મેલો અને ઠક્કુર ચાચિગનો પુત્ર નામે ચાંગદેવ (આપ) પ્રભુની દેશના સાંભળીને પ્રબોધ પામી દીક્ષા માટે યાચના કરે છે. એ ગર્ભમાં હતો ત્યારે મારી બેને સ્વપ્નમાં આંબાનું ઝાડ જોયું, એ અન્ય સ્થળમાં રોપાયું અને ત્યાં ફળોની મોટી વૃદ્ધિને પામ્યું–એને બહુ ફળ આવ્યાં. ગુરુએ કહ્યું કે અન્ય સ્થળમાં જતાં આ બાળકનો મહિમા વધશે. આ મહાપાત્ર છે, યોગ્ય છે, સુંદર લક્ષણવાળો છે અને દીક્ષા માટે લાયક છે; માત્ર એનાં માતાપિતાની રજા લેવી જોઈએ. (એ ઉપરથી) મામા ભાણેજ પાહિણી અને ચાચિગ પાસે ગયા. (તેમણે જઈને) વતવાસના કહી (બતાવી). તેમણે સેંકડો કરુણ વચનો વડે એનો નિષેધ કર્યો. (કિન્તુ) ચાંગદેવે તો દીક્ષા લીધી. એઓ (જ) હેમસૂરિ પ્રભુ. તેમણે જેમ સિદ્ધરાજને રાજી કર્યો, (સિદ્ધહેમ) વ્યાકરણ રચ્યું અને વાદીઓને જીત્યા તેમ કુમારપાલ આશ્રીને પણ કર્યું: કુમારપાલ પણ પચાસ વર્ષ જેટલી ઉમરે ગાદીએ બેઠો અને શ્રીહેમસૂરિને ગુરુ તરીકે માનવા લાગ્યો. તેમણે પ્રતિપક્ષરૂપે દેવબોધિનો પરાજય કર્યો, રાજાને સમ્યક્ત્વ પમાડ્યું અને શ્રાવક કર્યો. તેણે નિર્વીરાધન મૂક્યું. એ (બધો વૃત્તાન્ત) પ્રબન્ધચિન્તામણિથી જાણી લેવો. ચાવેલું ચાવવાથી શું? (આથી) કેટલાક નવીન પ્રબન્ધો પ્રકાશમાં લવાય છે:

કુમારપાલે અમારિનો પ્રારંભ કર્યો તેવામાં આસો (માસ)નું પખવાડિયું આવ્યું. કંટેશ્વરી વગેરે દેવતાઓના અખોટિકોએ રાજાને વિનતિ કરી કે હે દેવ! સાતમને દિવસે સાતસો પશુઓ અને સાત [1]મહિષો, આઠમને

[1] પાડાઓ.

દિવસે આઠસો પશુઓ અને આઠ મહિષો અને નોમને દિવસે નવસો
પશુઓ ને નવ મહિષો, એટલું-રાજાએ આપવું; કેમકે પૂર્વ પુરુષોનો (આ)
ક્રમ છે. રાજા તે સાંભળી શ્રીહેમ(સૂરિ)ની પાસે ગયો ( અને ) તેણે એ વાત
કહી. શ્રીપ્રભુએ કાનમાં આમ આમ ( કરજે એમ ) કહ્યું. રાજા ઊઠ્યો.
૫ તેણે ( પેલા અબોટિકાને ) કહ્યું કે ઠીક છે, આપીશું. એમ કહીને
તેણે બહિકા (?) ક્રમે રાત્રે દેવીના મંદિરમાં પશુઓ પૂરાવ્યા અને તાળાં
મરાવ્યાં. ત્યા ( ચોકી કરવા ) ઘણા આપ્ત રાજપુતોને તેણે બેસાડ્યા.
સવારે નરેશ્વર આવ્યો. તેણે દેવીના મંદિરનાં દ્વાર ઉઘડાવ્યાં તો
મધ્યમાં પશુઓને વાગોળતા અને નિર્વાત શય્યા ઉપર સ્વસ્થ જોયા.
૧૦, રાજાએ કહ્યું કે હે અબોટિકો ! મેં આ પશુઓ આ (દેવતાઓ)ને
આપ્યા. જો એમને ઇચ્છા હોય તો તેઓ તેમનો ગ્રાસ કરે, પરંતુ
તેમણે તેમ કર્યું નહિ. એથી ( એમ જણાય છે કે ) એમને આ માંસની
રુચિ નથી; એ તો તમને જ ભાવે છે, વાસ્તે મૂગા રહો. હું જીવોનો
ઘાત કરાવનાર નથી. ( આથી ) તેઓ વિલખા પડી ગયા. બકરાઓને
૧૫ છોડી મૂકવામાં આવ્યા. બકરાની કીંમત જેટલા ધન વડે દેવોને નૈવેદ્ય
અપાયાં. ત્યાર પછી આસો સુદ દશેમે ઉપવાસ કરી રાજા રાત્રે ચન્દ્રશાળામાં
બેસી જાપ જપવા લાગ્યો. બહાર દ્વારપાળો હતા. રાત્રિ ઘણી ગઇ.
(તેવામાં) એક દિવ્ય સ્ત્રી પ્રત્યક્ષ થઇ. તેણે કહ્યું કે હે રાજન્ ! હું
તારી કુળદેવી કંટેશ્વરી છું. આ વર્ષે તેં મને જે આપવું જોઇતું હતું તે
૨૦ કેમ આપ્યું નથી ? રાજાએ કહ્યું કે હું જૈન છું, દયાળુ છું. હું કીડીને
પણ મારતો નથી તો પંચેન્દ્રિયોની ( તો ) વાત (જ) શી ? તે સાંભળીને
કંટેશ્વરી ગુસ્સે થઇ. રાજેશ્વરને માથામાં ત્રિશૂળ મારીને તે (ચાલી) ગઇ.
(આથી) રાજા કોઢીઓ થઇ ગયો. પોતાના દેહને બગડી ગયેલો તેણે જોયો.
( આથી ) તેને ખેદ થયો. ચાકર દ્વારા મંત્રી ઉદયનને બોલાવી તે સ્વરૂપ
૨૫ કહીને તેણે (તેને) પૂછ્યું કે હે પ્રધાન! દેવી પશુઓ માગે છે તે
આપવા કે નહિ? મન્ત્રીએ દાક્ષિણ્યથી કહ્યું કે હે નૃપ! રાજાનું
યત્નપૂર્વક રક્ષણ કરાવું જ જોઇએ. રાજાએ કહ્યું કે તું સત્ત્વ વિનાનો
જાણીએ છે કે જેથી તું આમ બોલે છે. મારે જીવીને શું કામ છે?
રાજ્ય કરાયું, ધર્મ મેળવાયો. શત્રુઓ નાશ પામ્યા. કેવળ એકાંતમાં
(મને) કાષ્ઠ લાવી આપ કે જેથી સવારે મને આવો જોઇને લોક
૩૦ ધર્મની મશ્કરી ન કરે. ઉદયને વિચાર્યું કે અહો મહાસંકટ આવી પડ્યું
છે. પરવશતામૂળ નિયોગને ધિક્કાર હોજો. મંત્રીએ તરત બુદ્ધિથી કહ્યું

કે શ્રીહેમસૂરિને ખબર આપવી જોઇએ. રાજાએ કહ્યું કે તેમ હો. મંત્રી સૂરિ પાસે ગયો. સૂરિએ પાણી મંત્રીને આપ્યું (અને કહ્યું કે) આ વડે રાજાને છાંટજો. પ્રધાને રાજા પરત્વે તેમ કર્યું. (આથી) રાજા 'દોગુંદક' દેવની પેઠે દિવ્ય રૂપવાળો બન્યો અને અધિક ભક્ત બની શ્રીગુરુને વંદન કરવા ગયો. ગુરુએ દેશના આપી કે પગલે પગલે શૂરો હજારો (પડેલા) છે, વિદ્વાનો અનેક છે, કુબેરને પરાસ્ત કરનારા એવા ધનિકો પણ આ પૃથ્વી ઉપર પુષ્કળ છે, પરંતુ અન્ય માનવને દુઃખથી પીડાતો સાંભળીને કે જોઇને જેમનું મન તદ્રૂપતાને પામે–તેની સાથે તન્મય બની જાય તેવા સજ્જનો જગતમાં (ભાગ્યે જ) પાંચ છ હશે. રાજા પોતાને મહેલે ગયો. તે સમૃદ્ધ રાજ્ય ભોગવવા લાગ્યો.

એક દહાડો પ્રભુએ ભરત ચક્રવર્તીની સાધર્મિકવાત્સલ્યની કથા કહી. તે સાંભળીને રાજાએ દિવ્ય ભોજન, વસ્ત્ર અને સુવર્ણનાં દાનો વડે ગામે ગામ અને શહેરે શહેર સાધાર્મિકવાત્સલ્યની શરૂઆત કરી. તે જોઇને કવિ શ્રીપાલનો પુત્ર સિદ્ધપાલ સુભાષિત બોલ્યો કે સમુદ્ર મણિઓના સમૂહને તળિયે નાંખીને, 'રોહણ'(ગિરિ) રત્નના ઢગલાને ધૂળ વડે ઢાંકીને, '[1]સુવર્ણગિરિ' સોનાને પોતાને વિષે મજબૂત બાંધી રાખીને અને કુબેર બીજાથી બીને પૃથ્વીમાં ધન દાટીને રહ્યા છે. સર્વે યાચકોને પોતાનું ધન આપનારા એવા આપ તે કંજુસો સમાન કેમ કહેવાય? અહીં (રાજાએ એને) લાખ દ્રમ્મ અપાવ્યા. વળી તે કદાચિત્ બોલ્યો કે ભગવાન્ શ્રીવીર પરમેશ્વર જાતે ધર્મ કહેતા હતા અને અભય મંત્રી બુદ્ધિશાળી હતો ત્યારે પણ જે જીવની રક્ષા શ્રેણિક કરવાને સમર્થ ન થયો તે જીવરક્ષા કુમારપાલ રાજાએ જેનાં વચનામૃતને પ્રાપ્ત કરીને વિના કષ્ટે કરી તે શ્રીહેમચન્દ્ર પરમ ગુરુ છે. અહીં પણ લાખ (દ્રમ્મ) અપાવ્યા. એક વેળા કથાપ્રસંગે પ્રભુએ કહ્યું કે પૂર્વે શ્રીભરત રાજા 'શ્રીમાલ'પુરમાં, 'નગર'પુરમાં, 'શત્રુંજય'માં, 'સોપારક'માં, અને 'અષ્ટાપદ'માં જીવંતસ્વામી શ્રીઋષભની પ્રતિમાને વંદન કરવા માટે ચતુરંગ સેનાચક્ર વડે ઉછળતી ધૂળના સમૂહ વડે દિશાના ચક્રવાલને મલિન કરતો સંઘપતિ થઇને ચાલ્યો અને તેણે તેને વંદન કર્યું. તે સાંભળીને, પોતે તૈયાર કરાવેલા રથમાં જિનબિંબ પધરાવીને શ્રીચૌલુક્ય સૈન્ય સહિત 'શત્રુંજય', 'ઉજ્જયંત' વગેરેની યાત્રા માટે ચાલી નીકળ્યો. સંઘમાં ઉદયનનો પુત્ર વાગ્ભટ કે જેણે ચોવીસ મોટા પ્રાસાદો કરાવ્યા હતા તે, નૃપનાગ નામના

[1] મેરુ.

શેઠનો પુત્ર શ્રીમાન્ આભડ, ષડ્ભાષાકવિચક્રવર્તી શ્રીપાલ, તેનો નંદન સિદ્ધપાલ, કવિઓ અને દાતારોમાં મુખ્ય એવો ભંડારી કપર્દી, 'પરમાર 'વંશી, કૂર્ચાલસરસ્વતી અને 'પ્રહ્લાદન' પુરાનવેશક રાણો પ્રહ્લાદન, રાજેન્દ્રનો દૌહિત્ર પ્રતાપમલ્લ, ૯૦ લાખ સુવર્ણનો સ્વામી શેઠ
૫ છાડાક, રાણી ભોપલદેવી, ચૌલુક્યપુત્રી લીલૂ, અંબડની માતા માઊ; આભડની પુત્રી ચાંપાલ વગેરે કોટીશ્વર લોક, શ્રીહેમચન્દ્રસૂરિપાદ, શ્રીદેવસૂરિ, શ્રીધર્મસૂરિ અને લાખ માનવો હતા. સ્થાને સ્થાને પ્રભાવના ( કરાતી ) હતી. જિને જિને છત્ર અને ચામરોનાં દાન થતાં હતાં. પાત્રોની ઇચ્છાની સિદ્ધિ થતી હતી. પ્રથમ 'રૈવત 'ગિરિના તળિયે સાંકલી-
૧૦ યાલી પહાથી દિશામાં જઇને રાજા થોભ્યો. નાંદીનો નિર્ઘોષ થવા લાગ્યો. રાત્રે ભારતીએ શ્રીહેમસૂરિને આદેશ કર્યો કે વિઘ્નનો સંભવ હોઇ રાજાએ પર્વત ઉપર ચઢવું નહિ; અહીં જ કામદેવના નાશ કરનારા દેવ નેમિને નમન કરવું. તેમજ કરાયું. સંઘ તો 'રૈવત ' ગિરિ ઉપર (જઇ) શ્રીનેમિને ઉદ્દેશીને સ્નાન, વિલેપન, પુષ્પ, ફળ, વસ્ત્ર, પૂજા, નૈવેદ્ય,
૧૫ નાદમાલા ઇત્યાદિ ગ્રહણ કરી ભાવ પૂર્ણ કર્યો રાજાએ પણ અક્ષવાટક, વસ્ત્રાપથ, રાજીમતી વગેરે ( નામની ) ગુફારૂપ સ્થાનોની યાત્રા વડે તેમજ મહાદાનો વડે ધન અને જીવનના વ્યયનો લાભ ઊઠાવ્યો 'દેવ-પત્તન 'માં સંઘસહિત એને ચન્દ્રપ્રભની યાત્રા થઇ. ત્યાંથી નીકળીને તે 'શત્રુંજય ' ગિરિ ગયો. તે એના ઉપર ચઢ્યો. મરુદેવાનાં દર્શન અને
૨૦ પૂજન કરાયાં. ત્યાં આશીર્વાદ એ અપાયો કે મારો ઋષભ બાળક છે; ( વાસ્તે ) એ પુષ્પોનો પણ ભાર કેમ સહન કરી શકે ? એથી ધારી રહીને ( એને માથે ) પુષ્પનો મુગટ મૂકજો. એના કરને વિષે કાંકણી ન હો. એને પીડા ન કરો. નામ સૌથી વધારે બળવાન્ હોવા છતાં સુવર્ણનું કટિસૂત્ર પાતળું હોય તે યુક્ત છે. આવાં માતાનાં દયાપૂર્ણ વચનો કે
૨૫ જે સુરજનને હાસ્યકારક થઇ પડ્યાં તે તમારું રક્ષણ કરો. આગળ કપર્દી હતો. ત્યાં કાયોત્સર્ગ કરાયો. ( અહીં ) આશીર્વાદ ( આ પ્રમાણે ). આ પ્રમાણે ખરેખર રૂઢિ છે કે આ 'વિમલ ' ગિરિ ઉપર વૃષભ કપર્દીને સેવે છે અને વૃષભ પ્રતિ શુભ આશયવાળો આ કપર્દી તમારી શાંતિક અને પૌષ્ટિક લક્ષ્મીનો વિસ્તાર કરો. ( ત્યાંથી ) આગળ વૃષભ પ્રભુનું
૩૦ મંદિર છે. દેવનાં દર્શન અને પૂજા થયાં. આશીર્વાદ: નવ્ય વિવાહની વિધિને વિષે રતિ અને પ્રીતિથી યુક્ત મદનની પેઠે જે પુત્રને બે પત્નીવાળો જોઇને ( તેની ) સાધ્વી માતાએ આશીષ આપી કે શું કલ્પવૃક્ષ હાલ

પૃથ્વી ઉપર બે પાંદડાં વડે ઊગ્યું છે ? ( જો એમ હોય તો ) તું એ શાખાવાળો થા તે નાભિનંદન પ્રતિદિન ( તમારા ) કલ્યાણાર્થે હો. ચૈત્યપરિપાટીને વિષે કપર્દીએ કહ્યું કે હે શ્રીચૌલુક્ય ! પૂર્વે સમાસક્તિત અને પ્રાણીઓના પ્રાણનો વિનાશ કરવાથી પાપનો મિત્ર બનેલો-પાપી થયેલો તમારો પેલો જમણો હાથ જિનેન્દ્રની પૂજાથી શુદ્ધ થયો છે. આ　　૫ ડાબો હાથ પણ તેવો જ પાપી છે. એ હાથ જો મુનિરાજ શ્રીહેમચન્દ્ર-( ના ચરણ )નો સ્પર્શ ન કરે તો કેમ શુદ્ધ થાય ? મેરુ મહાધ્વજા અવારિત અન્નદાન અને યાચકોનો સત્કાર પ્રવર્તવા લાગ્યાં. માલોદ્-ઘાટનના પ્રસંગે તેવા પ્રકારનો સંઘ તેમજ રાજા બેઠા હતા ત્યાં મહં (!) વાગ્ભટ પ્રથમ ચાર લાખ બોલ્યો. કોઇ ગુપ્ત ધાર્મિકે આઠ લાખ　　૧૦ કહ્યા. એમ ધનિકો પરસ્પર એક એકથી વધતા હતા તેવામાં કોઇકે સવા કરોડ કહ્યા. રાજાને પણ ( એથી ) અચંબો થયો અને તે બોલ્યો કે જે ગ્રહણ કરે છે તેને ઊઠાડો. તે ઊઠયો. જુએ છે તો જાડા અને મલિન વસ્ત્રવાળો વાણિયો હતો. રાજાએ વાગ્ભટને કહ્યું કે દ્રમ્મ બરાબર કરીને ( એટલા દ્રમ્મ એ આપી શકશે તેની ખાતરી કરીને )　　૧૫ આપજો. વાગ્ભટ વાણિયા સાથે ઊઠીને પાદુકા પાસે જઇને દ્રમ્મ બરાબર છે કે નહિ તે પૂછવા લાગ્યો. વાણિયાએ સવા કરોડના મૂલ્યવાળું માણેક બતાવ્યું. મંત્રીએ પૂછ્યું કે આ તારે ( ત્યાં ) કયાંથી ? વાણિયાએ કહ્યું કે મારા પિતા નામે હંસ સોરઠીઆ પોરવાડ ‘ મહુઅક ’ના નિવાસી હતા. હું તેનો પુત્ર જગડ છું. મારી માતા( નું નામ ) ધારૂ છે.　　૨૦ મરણસમયે મારા પિતાએ મને કહ્યું હતું કે હે વત્સ ! ચિર કાળ પર્યંત વહાણ દ્વારા કરેલી યાત્રાઓ ફળી છે અને (પુષ્કળ) પૈસો મળ્યો છે; તેથી મેં સવા સવા કોટિની કીંમતનાં પાંચ માણેકો ખરીદ્યાં છે. હવે વૃષભ પ્રભુનાં ચરણો મારૂં શરણ છે. (એમ કહી) તેમણે અનશન અંગીકાર કર્યું અને સર્વ જીવોને ખમાવ્યા. એક માણેક શ્રીઋષભને, એક નેમિનાથને અને એક　　૨૫ શ્રીચન્દ્રપ્રભને તું આપજે; (બાકીનાં) બે માણેક તું તારા ધનની અંદર મૂકજે-તારે માટે રાખજે. વળી બાહ્ય ધન પણ બહુ છે. હાલ હું મારી સાથે લાવેલ મારી માતાને કપર્દિભવનમાં મૂકી આવ્યો છું. પ્રાચીન પુરુષોએ સર્વ તીર્થથી અધિકરૂપે વર્ણવેલી જરાક્રાન્ત માતાને હું આ માળા પહેરાવીશ. ( એ ) સાંભળીને મંત્રી, રાજા તેમજ સંઘને હર્ષ થયો. સર્વ　　૩૦ શ્રાવકો માતાની સંમુખ ગયા અને માળા પહેરાવાઇ. પછી પેલા માણેકને સોનામાં જડી ઋષભને માટે કંઠાભરણ બનાવાયું. એનાં

કિરણોથી ચૈત્યગર્ભ વ્યાપ્ત બન્યું. ( પછી ) સંઘ ( પાછો ) વળ્યો અને 'પત્તન' પહોંચ્યો. સંઘને ભોજન અને પ્રતિલાભના પ્રવર્ત્યા. અમારિ તો નિત્ય જ પ્રવર્તી.

એ કુમારપાલ દેવની બેનના લગ્ન 'શાકંભરી'ના માલીક અને 'ચાહમાન' વંશી રાજા આનાક સાથે થયા હતા. એક દિવસ તે બને સોગઠાં વડે રમતાં હતાં. રમતાં રમતાં રાજાએ સોગઠાને ઘરમાં મૂકતાં કહ્યું કે મુંડિક (મુંડકા)ને માર, ફરીથી મુંડિકને માર, એમ બે ત્રણ વાર ( તેણે કહ્યું ). ટોપી વગરનું મસ્તક હોવાથી 'મુંડિક'થી 'ગૂર્જર' લોકો વિવક્ષિત છે અથવા ગૂર્જરેન્દ્રના ગુરુ શ્વેતાંબર મુંડિક છે એવા ઉપહાસથી પૂર્ણ ( તેનું ) વચન હતું. ( આથી ) રાણી ગુસ્સે થઇને બોલી કે હે જંગડક ! જીભ સંભાળીને બોલાતું નથી કે ? તમે શું બોલો છો ? મને દેખતા નથી ? મારા ભાઇ રાજરાક્ષસને ઓળખતા નથી ? કુપિત થયેલા રાજાએ તેને લાત મારી. તેણે પણ કહ્યું કે જો હું તારી જીભ કૂપમાર્ગે ખેંચાવું તો તું મને રાજપુત્રી માનજે. એમ કહીને તરત જ સૈન્ય સાથે વિના વિલંબે 'શ્રીપત્તન' આવી તેણે ચૌલુક્યને એ પરિભવ અને એ પોતાની પ્રતિજ્ઞા જણાવી. ચૌલુક્ય બોલ્યો કે હું એમ જ કરીશ; તું કૌતુક (રમુજ) જોજે. ત્યાર પછી રાણી ( આ પ્રમાણે ) જતી રહી એટલે આનાક 'ગૂર્જર' રાજાનું તેજ દુર્ધર જાણતો હોઇ ક્ષોભ પામ્યો. ચૌલુક્યે પણ ઘણા આપ્તના પરિવાર સાથે ( પોતાના ) એક પ્રધાનને ત્યાંનો વૃત્તાન્ત જાણવા માટે મોકલ્યો. તે ત્યાં ગયો અને તેણે ( એક ) ઘર રાખ્યું. રાજા પાસેની એક દાસીને ધન વડે રાજી કરીને તેણે તેને પોતાનું ભોગપાત્ર બનાવી પહોર માત્ર રાત્રિ વ્યતીત થતાં તે રોજ તેની પાસે આવે અને એને રંજન કરે. એક દિવસ તે (છેક) મધ્ય રાત્રિએ આવી. (આથી) મંત્રી ગુસ્સે થયો અને બોલ્યો કે અરે પાપિણી ! પરપુરુષસેવિની ! કેમ તું મોડી આવી છે ? તેણે પણ વિનયપૂર્વક મંત્રીને કહ્યું કે હે નાથ ! ગુસ્સે ન થાઓ. હું મકારણ રહી હતી. મંત્રીએ કહ્યું કે શું કારણ ? તેણે કહ્યું કે હે પ્રભુ ! હું અન્ન રાજાની તાંબૂલ ( આપનારી ) દાસી છું આજે રાત્રિનો એક પહોર વીત્યા બાદ સર્વ પરિવારને રજા આપવામાં આવી. મને પણ રજા મળી. એમ રજા આપતાં [1]તેણે એક આપ્ત નરને કહ્યું કે વ્યાઘ્રરાજને બોલાવ. હું એ કૌતુકથી થાંભલા પાછળ સંતાઇ રહી કે

---

૧ અન્ન રાજાએ.

વ્યાઘ્રરાજ કોણ છે અને તેને શા માટે બોલાવ્યો છે? ત્યાર બાદ રાજા વડે બોલાવાયેલો તે આવ્યો અને રાજાને તેણે વંદન કર્યું એટલે તેણે (તેને) કહ્યું કે જો વિજન છે એટલે કહું છું. તું અમારો કુળના ક્રમ મુજબ આવેલો સેવક છે. ( માટે ) જલદી જા અને ' ગૂર્જર ' (દેશ)ના માલિકનો ઘાતક બની તેને મારી નાંખ. હું ( એ બદલ ) તને ત્રણ લાખ સુવર્ણ આપીશ. ત્યાર બાદ વ્યાઘ્રરાજ નામવાળા તેણે કહ્યું કે હે દેવ! હું તે રાજાને હણીશ જ; હે નાથ! શંકા રાખશો નહિ. પછી તેનું વચન સાંભળીને સંતુષ્ટ થયેલ ' શાકંભરી 'ના સ્વામીએ તરત જ ત્રણ લાખ સુવર્ણ–બદરક તેને ઘેર મોકલાવી દીધા અને વ્યાઘ્રરાજને પૂછ્યું કે ક્યારે શા ઉપાયે તું એને હણશે? વ્યાઘ્રરાજે કહ્યું કે હે નાથ! આજે રવિવાર છે. આવતે સોમવારે કોઇક અવસર મેળવીને હું તેને મારી નાંખીશ. ઉપાય તો હું ભરડારૂપે કરીશ. રાજા તો ' કર્ણમેરુ ' પ્રસાદમાં સોમવારે જરૂર આવે છે. દેવને નમીને પાછા ફરતા એવા એને, બહારના આંગણામાં શેષ લેવાને બહાને પુષ્પકલ(દં?)બક ઉપાડી ત્યાં રાખી મૂકેલ કંકમય કર્તિકા વડે હું મારી નાખીશ. જેમણે સાહસ અંગીકાર કર્યું છે તેમને કશું કાર્ય મુશ્કેલ નથી. ( કદાપિ ) જો હું માર્યો જાઉં તો મારા માણસો ઉપર કૃપા કરવી; અને જો હું બચ્યો તો જયજયકાર છે. આ પ્રમાણે વ્યાઘ્રરાજે કહ્યું એટલે આનાકે (એને) બીડું આપ્યું ( અને ) રજા આપી. એ બધું થાંભલા પાછળ રહીને સાવધાન-પણે મેં સાંભળ્યું. રાજા અંતઃપુરમાં ગયો એટલે હું તમારાં ચરણની સેવા માટે આવી; તેથી મારે વિષે ક્રોધથી કલુષિત મન ન કરશો – મારા ઉપર નાહક ગુસ્સે ન થશો. આ પ્રમાણેનું દાસીનું વચન સાંભળીને ચૌલુક્યના ( પેલા ) નિયોગીએ વિચાર કર્યો કે શત્રુના ઘરનું મર્મ મળ્યું. હવે કાર્ય કરવા હું પ્રયાસ કરીશ. એમ વિચારી તેણે દાસીને કહ્યું કે જા, જા, જૂઠું બોલનારી! સ્ત્રીના વચન ઉપર શો વિશ્વાસ? શાસ્ત્રોમાં જે સાંભળ્યું ન હોય અને લોકમાં જોયું ન હોય તેની કામિનીઓ કલ્પનાઓ કરે છે, તે વિષે બોલે છે અને તેનું સ્થાપન (પણ) કરે છે. એમ કહીને તેણે તેને વિસર્જન કરી. પોતે તો ચતુર હોઇ તેણે ચાર વામલિકોને ચૌલુક્ય પાસે મોકલ્યા અને વિજ્ઞપ્તિપૂર્વક કહેવડાવ્યું કે સાવધાન રહેજો. ( આપ ) પૂજ્ય સ્વામી ઉપર શત્રુએ આમ આમ કપટ રચ્યું છે; ભરટકથી ચેતતા રહેજો. ચૌલુક્ય સાવધ રહ્યો. સોમવારે રાજા ' કર્ણમેરુ ' ગયો. પૂર્વે કહેલી ચેષ્ટા અનુસાર ભરડો પ્રકટ થયો. તે

નજરે પડતાં જ રાજાએ તેને મલ્લો પાસે પકડાવ્યો અને કર્તિકા મેળવી
લીધી. તેણે વ્યાઘ્રરાજને બાંધી લીધો અને કહ્યું કે હે વરાક! જગ-
ડકે તને મોકલ્યો છે. તું (તો) સેવક છે. સેવકને હિત અહિતનો વિચાર
હોતો નથી. તું સ્વામીની ઇચ્છાને વશ છે, (માટે) બીક રાખીશ
૫ નહિ; તને છોડી મૂકવામાં આવે છે. જે દુર્દર્‌ઢ બની આ પ્રમાણે દ્રોહ
કરે છે તેને જ હું મારી નાંખીશ. એમ કહીને વસ્ત્ર પહેરાવી તેણે એને
વિદાય કર્યો. પોતે તો મહેલે જઇ યુદ્ધની સામગ્રીની રચના કરી. વિધિ
પ્રમાણે પાર્ષ્ણિની રક્ષા કરી તે ચાલી નીકળ્યો. તેણે ‘સપાદલક્ષ’માં
પ્રવેશ કર્યો. તેણે ભાટ દ્વારા આનાક રાજાને કહેવડાવ્યું કે હે દેડકા! ગર્વ
૧૦ ઓછો કર. કૂવાની બખોલ તારું શરણ કરવા લાયક સ્થાન હો. હે વાચાલ!
તું કડવું કેમ બોલે છે? ભયંકર ઝેરના ફૂત્કારથી યુક્ત મુખવાળો
અને અભિમાની એવો સાપ જીભ લબક લબક કરતો તને ગળી જવાને
દોડતો આવે છે. આનાક પણ શત્રુના દૂતનું ઉદ્દામ અને શૌણ્ડીર્યથી પૂર્ણ
વચન સાંભળીને ત્રણ લાખ ઘોડા, દશ લાખ પુરુષ (પાયદળ) અને
૧૫ પચાસ મદાંધ ગંધગજ સાથે ચાલ્યો. ‘શાકંભરી’થી પાંચ કોશ આગળ
તે આવ્યો. બંને રાજેન્દ્રોએ નક્કી કર્યું કે ત્રણ દિવસમાં યુદ્ધ કરવું.
રાજપુત્રો પરસ્પર અક્ષ રમવા લાગ્યા (તેમજ) મલ્લ, સુભટ, છુરી-
કાર, બકરા, બળદ, પાડા અને હાથીઓને લડાવવા લાગ્યા. તેમણે
નાળીએર ફોડવા માંડ્યાં. એટલો અવકાશ મળ્યો તેવામાં ‘સપાદલક્ષ’ના
૨૦ રાજાએ રાત્રે દ્રવ્યના બળથી ‘નડુલીય’, ‘કેલ્હણ’ વગેરે રાજકીયો
જે ચૌલુક્યના ભક્તો હતા તેમને ભેદી પોતાના પક્ષના બનાવ્યા.
સર્વેએ એક (જ) મંત્રણા કરી કે યુદ્ધ માટે તૈયાર થવું, પણ લડવું નહિ;
રાજા ચૌલુક્યને એકલો મૂકી દેવો. (ભલે પછી) એને શત્રુ મારી
નાંખે. પૈસા એ ત્રિભુવનને ફેરવી નાંખે છે. રંકથી માંડીને ઇન્દ્ર પર્યંત
૨૫ ત્રિભુવન જેના નાટ્યનાં પાત્રો છે એવો એકલો લોભ જ રંગાચાર્યોને
વિષે મુખ્યતા ધારણ કરે છે. તેમની આ મંત્રણા હજી સુધી ચૌલુક્ય
જાણતો હતો નહિ. એથી સવારે રાજા કુમારપાલે કલહપંચાનન (નામના)
પટ્ટહસ્તીને માવધ શ્યામલ પાસે આગળ ધકેલાવ્યો. પાસે ઊભેલાઓ તો
દુષ્ટ છે એવો (તેમની) ચેષ્ટા ઉપરથી તેણે નિર્ણય કર્યો. શ્યામલને
૩૦ રાજાએ કહ્યું કે શા માટે આ (લોકો) ઉદાસીન જેવા દેખાય છે? શ્યામલે
જણાવ્યું કે હે દેવ! શત્રુએ કરેલા દ્રવ્યના દાનથી એઓ તમારા તરફ
દ્રોહી બન્યા છે. રાજાએ કહ્યું કે તારી શી ચેષ્ટા છે?–તું શું કરશે?

શ્યામલ પણ બોલ્યો કે હે દેવ! એક દેવ, બીજો હું અને ત્રીજો તો (આ) કલહપંચાનન હાથી, આ ત્રણ કદાપિ ફરવાના નથી. રાજાએ કહ્યું કે સામે દેખાતા દુશ્મન રાજાના મુદ્‌ગરઘટ્ટમાં હાથીને હાંક.

"साहस जुत्तइ दल वहइ दैवह तणइ कपालि।
खूंटा त्रिणू खींखइ नही खेडिम(हग?) खूंटा टालि॥" 　　५

ત્યારે એક ચારણે કહ્યું કે હે કુમારપાલ! તું ચિન્તા ન કર; (કેમકે) ચિંતવેલું કશું થતું નથી. જેણે તને રાજ્ય સમર્પ્યું છે તે ચિન્તા કરશે. તેનું એ વચન સાંભળી શકુન થયા માની સામે રહેલા મહાઘટ્ટમાં તે પેઠો. હજાર મનુષ્યનો ભંગ કરતો, હણતો અને હાથી ઉપર આરૂઢ થયેલો કુમારપાલ આનાકના હાથી પાસે ગયો. તેણે હાથીને 　૧૦ હાથી સાથે અથડાવ્યો. સૂંઢ સૂંઢ સાથે લાગી. દાંતો દાંત સાથે અથડાયા. બંને હાથીઓ જાણે એક શરીરવાળા હોય તેમ થયું લોખંડી બાણો વડે યુદ્ધ પ્રવર્ત્યું. બંને રાજાના હાથીઓ અતિશય પરાક્રમી અને મોટા ઉત્સાહવાળા હતા. તેમ છતાં કલહપંચાનન ચીસ પાડતો ફરી ફરીને પાછો હઠતો હતો. તે વેળા ચૌલુક્યે શ્યામલને કહ્યું કે આ કેમ પાછો હઠે 　૧૫ છે? શ્યામલે કહ્યું કે હે નાથ! શ્રીજયસિંહદેવ મરણ પામ્યા ત્યારે ૩૦ દિવસ પાદુકાથી રાજ્ય ચાલ્યુ. 'માલવા'ના રાજપુત્ર ચાહડ કુમારે પ્રધાન પાસે રાજ્ય માગ્યું, પરંતુ તે અન્ય વંશનો હોવાથી પ્રધાનોએ (તેને) આપ્યું નહિ. તેથી ગુસ્સે થઇને ચાહડ આનાકનો સેવક બન્યો. તે ભગદત્ત રાજાની પેઠે મહાવતોમાં મુખ્ય છે તેમજ અસાધારણ પરાક્રમવાળો છે. 　૨૦ તેના સિંહનાદથી ક્ષોભ પામી કલહપંચાનન પાછો હઠે છે. અત્ર શું કરાય (તો ઠીક) તે હું જાણતો નથી. ચૌલુક્યે તે સાંભળી દ્વિપટી ફાડીને તેણે બે ફાલિક વડે હાથીના બંને કાનો પૂરી દીધા. ત્યાર બાદ ચાહડનો સિંહનાદ નહિ સંભળાતાં કલહપંચાનન પર્વતની જેમ વધારે સ્થિર થઇને ઊભો રહ્યો. ૩૬ આયુધો વડે યુદ્ધ થતું હતું. (એથી) બંને સૈન્યો 　૨૫ ચમત્કાર પામ્યા. ઉદાસીન થઇને ઊભેલા ચૌલુક્યો ભયથી કંપવા લાગ્યા કે અહો કેવળ એકલા એવા કુમાર(પાલ)દેવનું યુદ્ધલક્ષ્મીને વિષે અસાધારણ લંપટપણું છે. બે સેનાઓનું યુદ્ધ થયું નહિ. તે બે જ લડયા. એવામાં વીજળીએ ઉછાળેલા કરણને દઇને (?) ચૌલુક્ય આનાકના ગજપતિના સ્કંધ ઉપર ચઢી બેઠો. તેણે રાજા ઉપર હાથ નાંખ્યા. કસણોને 　૩૦ છરી વડે છેદી આનાકને ઢાંચા સહિત પૃથ્વી ઉપર પાડી, ચોજકનું બંધન ફેંકી દઇ, હૃદય ઉપર પગ દઇ (મૂકી) છરી હાથમાં લઇ તે

બોલ્યો કે હે વાચાળ ! હે મૂર્ખ ! હે અધર્મી ! હે પિશાચ ! મારી બેન આગળ મુંડિકેને માર એમ તું બોલેલો તે તને યાદ છે કે ? મારી બેનની પ્રતિજ્ઞા હું ( આજે ) પૂર્ણ કરું છું. દુષ્ટ વચનરૂપ કાદવથી દૂષિત એવી તારી જીભને હું કાપી નાંખું છું. એ પ્રમાણે, યમની જેમ દુષ્પ્રેક્ષ્ય એવો ચૌલુક્ય બોલતો હતો ત્યારે 'સપાદલક્ષીય' કંઇ ન બોલ્યો; માત્ર ચપળ ડોળાવાળાં નેત્રો વડે તે (ટગર ટગર) જોઇ રહ્યો. (એથી) લોકોત્તર કરુણાનો પરિણામ જેને વિષે ઉત્પન્ન થયો છે એવો ચૌલુક્ય બોલ્યો કે હે હરામખોર ! તું મારો બનેવી છે, વાસ્તે તને જવા દઉં છું એમ નહિ, પરતુ તું કૃપાપાત્ર છે એથી તને જવા દઉં છું. પહેલાં તારા દેશમાં ટોપીબંધના અગ્ર ભાગમાં બે જીભો હતી. કસાને 'જીભ' નામ અપાતું. અત્રુથી જીભ ખેંચી કાઢવાની પ્રતિજ્ઞાની સિદ્ધિનું સૂચન થાય તે માટે હવેથી તારે જીભ પાછળ બાંધવી. એ સાંભળી આનાકે તે વાત કબૂલ કરી, કેમકે પરાક્રમીઓ સાથે વિરોધ શો ? લાકડાના પાંજરામાં ઘાલી તેણે તેને ત્રણ રાત સુધી પોતાના લશ્કરમાં રાખ્યો. તેણે વિજયનાં વાદિત્રો વગડાવ્યાં; પછી 'શાકંભરી'-ના માલિકનું વિધાન કર્યું. તિહુઅણપાલદેવનો નંદન ખરેખર ઉત્ખાત, પ્રતિખાત અને રોપિત વતાચાર્ય હતો. ગંભીરતાને લીધે પોતાના સૈનિકોને તેણે ઠપકો ન આપ્યો. જેમની જીવવાની આશા છૂટી ગઇ હતી તેવા તેઓ તેની સેવા કરવા લાગ્યા. તેણે સાત વાર 'મેડતક' ભાંગ્યું. (વળી) તેણે 'પલ્લીકોટ' સ્થાનમાં આદું વાવ્યું. તે ઉપરથી ચારણે કહ્યું કે-

"कुमारपाल रणहट्टि थलिउ कुकरि सइय वहरणु ।
इक्कह पल्ली मट्टि वीसलकूखउ झगडउ कियउ ॥"

તે ત્યાં લાંબા વખત સુધી રહ્યો. શ્રીહેમચન્દ્રસૂરિ સાથે જ હતા. તેણે તેમને પૂછ્યું કે હે ભગવન્ ! 'માલવા'ના રાજાઓ 'ગૂર્જર' ( દેશમાં ) આવી પોતાની કીર્તિ માટે પ્રાસાદો પાડી નાંખે છે તે મને અકૃત્ય ( જણાય ) છે. તો મારે કયા ઉપાયે નામના કરવી ? શ્રીહેમસૂરિપાદે કહ્યું કે હે રાજેન્દ્ર ! તલ પીલવાનાં પત્થરનાં યંત્રોને તું ભાંગ; તેથી પુણ્ય અને કીર્તિનો લાભ થશે. તેણે તે ઘાણીઓ ભાંગી નાંખી. તેના ભાગેલા ( અવશેષો ) આજે પણ (તે) સ્થાનમાં દેખાય છે. ત્યાર બાદ પારકાનાં રાજ્યનું મર્દન કરનારો ચૌલુક્ય પાછો વળ્યો. તે 'પત્તન' આવ્યો. તેણે ( પોતાની ) બેનને પતિના કુળમાં મોકલવા ઉતાવળ કરી; પરતુ અભિમાનને લઇને તે ત્યાં ગઇ નહિ, કિન્તુ તેણે તપ કર્યું. રાજાએ 'સ્તંભન'પુરની યાત્રા કરી અને તે નગર પાર્શ્વ-

દેવને આપ્યુ (તેમ કરી) તે પાછો 'પત્તન' આવ્યો 'સપાદલક્ષ'ના સ્વામી પાસેથી જેમણે લાચ તરીકે દ્રવ્ય લીધુ હતું તે કુસેવકોનો નિગ્રહ કરી નિશ્ચિન્ત બનેલો શ્રીકુમારપાલ શ્રીહેમસૂરિપાદની ઉપાસના તેમજ સામાયિક, પૌષધ વગેરે કરવા લાગ્યો

એક દહાડો રાજાએ (સૂરિને) પૂછ્યુ કે હે ભગવન્! શુ એ જાણી  ૫
શકાય તેમ છે કે હુ પૂર્વ ભવમા કોણ હતો? ગુરુએ કહ્યુ કે હે રાજન્! આ કાળ તો અતિશય વિનાનો છે, કેમકે શ્રીવીરના મોક્ષગમન પછી ૬૪ વર્ષે છેલ્લા કેવલી જમ્બૂસ્વામી મોક્ષે ગયા તેમની સાથે મનપર્યવજ્ઞાન, (૨) પરમ અવધિ (જ્ઞાન) (૩) પુલાકલબ્ધિ, (૪) આહારક શરીર, (૫) ક્ષપકશ્રેણિ (૬) ઉપશમશ્રેણિ, (૭) જિનકલ્પ (૮) પરિહાર-  ૧૦
વિશુદ્ધિ, (૯) સૂક્ષ્મસપરાય અને (૧૦) યથાખ્યાત (એ છેલ્લા ત્રણ પ્રકારના) ચારિત્રો, (૧૧) કેવલજ્ઞાન અને (૧૨) મોક્ષગમન એ બાર સ્થાનોનો 'ભરત'ક્ષેત્રમા વિચ્છેદ થયો ૧૭૦ વર્ષ જતા સ્થૂલભદ્ર સ્વર્ગે સંચર્યા એટલે (છેલ્લા) ચાર પૂર્વો, 'સમચતુરસ્ર' સસ્થાન 'વજ્રઋષભનારાચ' સહનન અને 'મહાપ્રાણ' ધ્યાનનો ઉચ્છેદ થયો આર્યવજ્રસ્વામીને વિષે  ૧૫
દશમુ પૂર્વ અને પહેલા ચાર સસ્થાનો નાશ પામ્યા ત્યાર બાદ ધીરે ધીરે સર્વ પૂર્વોનો નાશ થયો અત્યારે થોડુ શ્રુત અસ્તિત્વ ધરાવે છે તેમ છતા દેવતાના આદેશથી કઇક જાણી શકાય (તેમ) છે રાજાએ વિનતિ કરી કે ગમે તે પ્રકારે મને પૂર્વ ભવ જણાવો ગુરુએ (તે વાત) સ્વીકારી ત્યાર બાદ તેઓ પોતાના આપ્ત તપોધનો સાથે સિદ્ધપુર'મા 'સરસ્વતી'ને તીરે  ૨૦
જઇ એકાતમા ધ્યાન ધરવા બેઠા તેમણે બે મુનિઓને દિશાની રક્ષા માટે મૂકયા ત્રણ દિવસને અતે વિદ્યાદેવીઓ આવી તેમણે પ્રભુ આગળ કહ્યુ કે આપના સત્ત્વથી અમે સતુષ્ટ થયા છીએ, કઇક માગો. સૂરિએ કહ્યુ કે કુમારપાલનો પૂર્વ ભવ કહો તેમણે કહ્યુ કે 'મેદપાટ'ને સીમાડે પર્વતોની શ્રેણિને વિષે 'પરમાર' પલ્લીનો માલિક જયતાક રાજ્ય કરતો  ૨૫
હતો તે અન્યાયી હતો એક દિવસ ધન અને સુવર્ણથી સમૃદ્ધ એવી પોઠને તેણે ગ્રહણ કરી એ પોઠનો સ્વામી (વણજારો) નાઠો જયતાકે સર્વ લૂટી લીધુ વણજારાએ 'માલવ' દેશ જઇ રાજા સાથે મળી સેના લઇ તે પલ્લીને ઘેરો ઘાલ્યો કીટમારિ કરવામા આવી જયતાક નાઠો તેની પત્ની હાથ આવી વણજારાએ તેનું પેટ ચીરીને (તેના)  ૩૦
ગર્ભરૂપ પુત્રને પત્થર ઉપર અફાળી મારી નાખ્યો પલ્લી, ગામ વગેરે બાળીને ફરી તે 'માલવ' દેશ ગયો (તેને જોઇને) ખુશી થયેલા

રાજાએ પૂછ્યું કે તેં કેવી કેવી રીતે લડાઇ કરી ? વણજારાએ કહ્યું કે
હે નાથ ! મેં તેના શહેરને (આગ લગાડી) બાળી મૂક્યું. જયતાક
નાસી ગયો. તેની પત્ની હાથ આવી. મેં તેને ગર્ભ સહિત મારી નાંખી.
રાજાએ કહ્યું કે તેં સારૂં ન કર્યું. તેં બે હત્યા લીધી. જેનું મુખ ન જોવું
૫ જોઇએ એવો તું મને (હવે) છોડી જા. (એમ કહીને) તેણે તેને કાઢી મૂક્યો.
લોકમાં તેની નિંદા ઉછળી (થઇ). તપોવનમાં જઇને તેણે તપસ્વિ-
દીક્ષા લીધી. ખૂબ તપ કરીને મરી તે વણજારો જયસિંહદેવ થયો.
જયતાક તો (પોતાના) સ્થાનનો નાશ થયેલો જોઇ દેશાંતર ગયો. વનમાં તે
જતો હતો તેવામાં તેને 'થં(ખં)ડેર' ગચ્છના સ્વામી શ્રીયશોભદ્રસૂરિ
૧૦ મળ્યા. સૂરિએ કહ્યું કે જે તારૂં હતું તે બધું ગયું. (તો હવે) તું શા
માટે અન્યાય કરે છે ? જયતાકે કહ્યું કે ભૂખ્યો માણસ શું પાપ કરતો
નથી ? તેથી હું સર્વ અકૃત્ય કરૂં છું. સૂરિએ કહ્યું કે હમણા તને દાળભાદિ
ભોજનાદિ કરાવીશ; અનીતિ ન આચર. (તેમણે) તેને કોઇક પાસેથી ભોજન
અને વસ્ત્ર અપાવ્યાં. તેમણે સાર્થમાં તેના હુકમને અનુસરનારા ઘણાને જીવન
૧૫ પર્યંત ચોરીનો નિયમ લેવડાવ્યો. (પછી) તે 'તિલંગ'માં 'ઉરંગલ'પુરને વિષે
ઓઢર વણજારાને ઘેર ભોજનાદિ વૃત્તિથી નોકર થઇને રહ્યો. વિહાર કરતાં
યશોભદ્રસૂરિ ત્યાં આવી પહોંચ્યા. તેઓ જયતાકને ચોટામાં મળ્યા.
શ્રાવકોએ ઉપાશ્રય આપ્યો. જયતાકે ત્યાં જઇ હૃદયની શુદ્ધિપૂર્વક
ચોરીનો નિયમ લીધો. તેણે બીજા ઘણાને નિયમો લેવડાવ્યા. (પછી) મોડેથી
૨૦ તે ઓઢરને ઘેર ગયો. ઓઢરે પૂછ્યું કે તને ક્યાં વાર લાગી ? તારા
વિના કામો બગડે છે. તેણે કહ્યું કે મારા ગુરુ આવ્યા છે. તેમનાં ચરણ-
કમળના વંદનનો મેં આનંદ અનુભવ્યો (અને) નિયમો લીધા. જેને વિષે શ્રદ્ધા
ઉત્પન્ન થઇ છે એવા ઓઢરે કહ્યું કે હું પણ (એ) ગુરુને વંદન કરીશ. જયતાકે
કહ્યું કે પુણ્યથી (આ) પુણ્ય (મળે) છે. ઓઢર ત્યાં ગયો (અને)
૨૫ ગુરુને વંદન કરીને બેઠો. તેણે દેશના સાંભળી; (એથી) તેને તત્ત્વનું જ્ઞાન
થયું. તેણે શ્રાવકપણું ગ્રહણ કર્યું. પછી ગુરુદક્ષિણા લો એમ ઓઢરે
કહ્યું ત્યારે સૂરિએ કહ્યું કે હું મમત્વ અને પરિગ્રહથી રહિત હોઇ
ધનાદિ લેતો નથી. તેમ છતાં જો તારો અત્યંત આગ્રહ જ હોય તો
મહાવીરનું મંદિર કરાવવા રૂપ દક્ષિણા દો. તેણે પ્રાસાદ કરાવ્યો.
૩૦ ઓઢરને જયતાક સાથે ભાઇ જેવો સંબંધ હતો.

એક દિવસ પર્યુષણમાં પરિવાર સાથે જયતાકને લઇને
ઓઢર દેવમંદિર તરફ ચાલ્યો. ફૂલો લઇને ઓઢરે દેવની પૂજા કરી.

તેણે જયતાકને કહ્યું કે આ મારાં ફૂલો લઇ તું પૂજા કર. જયતાકે (ઉત્તર આપતાં) કહ્યું કે (એ) ફૂલો આપનાં છે. એના વડે પૂજા કરવાથી મને શું ફળ? એ વેઠ માત્ર છે. મારી પાસે પણ કેવળ પાંચ કોડીઓ છે. તેનાં પુષ્પો (લઇ તે) વડે જિનેશ્વરની હું પૂજા કરીશ. તેણે તે પ્રકારે પૂજા કરી. આથી જયતાકે અગણિત પુણ્ય ઉપાર્જન કર્યું. ત્યાર બાદ ઓઢર ૫
અને જયતાક ગુરુને વંદન કરવા ગયા. જયતાકે ઉપવાસ કર્યો. બીજે દિવસે તેણે મુનિને (દાન) આપી પારણું કર્યું. એ પ્રમાણે પુણ્ય પ્રાપ્ત કરી મરીને તે શ્રીમૂલરાજના વંશમાં તિહુઅણપાલદેવને ઘેર શ્રીકુમારપાલ થયો. એમ કહીને દેવીઓ વિરમી ત્યારે પ્રભુએ પૂછ્યું કે એની શી ખાતરી? (એટલે) ફરીથી દેવીઓએ કહ્યું કે રાજાને તમે કહેજો કે ૧૦
નવલક્ષતિલંગશૃંગારનગર 'ઉરંગલ' માં માણસોને મોકલો. હજી (ત્યાં) ઓઢરના વંશના લોકો છે. તેમની દાસી (નામે) સ્થિરદેવી જૂના વૃત્તાંતો જાણે છે; તે કહેશે. એમ સાંભળીને તેમણે દેવીઓને વિસર્જન કરી. જતાં જતાં દેવીઓએ ત્યાં ઓઢરના ઘરમાંથી નિધાનો મળવાનું કહ્યું. (આ પ્રમાણે વૃત્તાંત) જાણીને પ્રભુ 'પત્તન' માં રાજા પાસે ગયા. ત્યાં ૧૫
રાજાએ પૂછ્યું એટલે હતું તેવું રાજા આગળ તેમણે કહ્યું. માણસ મોકલી બધું તેણે જાણ્યું. જિનધર્મને વિષે (તેની) સ્થિરતા થઇ. સિદ્ધસેન સાથે પણ વેરનું કારણ સમજાયું. પૂર્વ ભવમાં ગર્ભનો નાશ કરેલો હોવાથી સિદ્ધરાજને પુત્ર ન થયો (એ વાત પણ સમજાઇ). આ પ્રમાણે કુમાર-પાલનો પૂર્વ ભવ છે. ૨૦

॥ इति श्रीहेमचन्द्रसूरिप्रबन्धः ॥ १० ॥

# શ્રીહર્ષકવિનો પ્રબન્ધ

પૂર્વ દિશામાં 'વારાણસી' નગરમાં ગોવિન્દચન્દ્ર નામે રાજા હતો. તે ૭૫૦ અંતઃપુરીના યૌવનના રસના સુવાસવાળો હતો. તેને જયન્તચન્દ્ર
૫ (નામે) પુત્ર હતો. તેને રાજ્ય સોંપી પિતાએ યોગ ગ્રહણ કરી પરલોક સાધ્યો. જયન્તચન્દ્રે ૭૦૦ યોજન જેટલી પૃથ્વી જીતી લીધી. તેને મેઘચન્દ્ર (નામે) પુત્ર હતો કે જે સિંહનાદ વડે સિંહોને ભગાડવા સમર્થ હતો; તો પછી મદાધ,ગન્ધગજોની ઘટાની તો વાત (જ) શી ? તે રાજા ચાલે ત્યારે (તેનું) લશ્કર 'ગંગા' અને 'યમુના'ના જળ વિના તૃપ્ત
૧૦ થતું નહિ. (આમ) બે નદીરૂપ લાકડીના ગ્રહણને લીધે તે લોકમાં 'પંગુલ' રાજા તરીકે પ્રસિદ્ધ થયો. એની ગોમતી (નામની) દાસી ૬૦ હજાર ઘોડાઓને વિષે પાખરનું નિવેશન કરીને અભિષેણ કરતી પરસૈન્યને ત્રાસ આપતી. રાજાને શ્રમ જ શો ? તે રાજાને ઘણા વિદ્વાનો હતા. તેમાં એક હીર નામનો બ્રાહ્મણ હતો. તેનો પુત્ર શ્રીહર્ષ
૧૫ બુદ્ધિશાળીમાં ચક્રવર્તી હતો. તે હજી બાલ્યાવસ્થામાં હતો. સભામાં એક રાજકીય પંડિત વાદીએ રાજાની સમક્ષ (વાદમાં) હીરને જીતી તેનું મોઢું બંધ કર્યું. (આથી) તે લજ્જારૂપ કાદવમાં દટાઇ ગયો તરવારની ધાર જેવું તીક્ષ્ણ વેર તેણે રાખ્યું. મરણસમયે તેણે શ્રીહર્ષને કહ્યું કે હે વત્સ! અમુક પંડિતે મારૂં આહનન કરી રાજાના દેખતાં
૨૦ મને જીત્યો છે, તે મને દુઃખ(રૂપ) છે. જો તું સુપુત્ર હોય તો તું તેને રાજસભામાં જીતજે. શ્રીહર્ષે કહ્યું વારુ. હીર સ્વર્ગે ગયો. શ્રીહર્ષે તો કુટુંબનો ભાર આપ્ત દાયાદોને સોંપી, વિદેશ જઇ, આચાર્યો પાસે તર્ક, અલંકાર, ગીત, ગણિત, ચૂડામણિ, મંત્ર, વ્યાકરણ ઇત્યાદિ સર્વ સ્ફુરાયમાણ વિદ્યાઓ સત્વર ગ્રહણ કરી. 'ગંગા'ને તીરે સુગુરુએ
૨૫ આપેલા 'ચિન્તામણિ' મંત્રની તેણે અપ્રમત્તપણે એક વર્ષ સાધના કરી. (આથી) ત્રિપુરા પ્રત્યક્ષ થઇ. તેને અમોઘ આદેશ ઇત્યાદિ વરદાનોની પ્રાપ્તિ થઇ. ત્યારથી તે રાજગોષ્ઠીઓમાં ભમવા લાગ્યો. તે અલૌકિક ઉલ્લેખોથી શિખરિત જલ્પ કરતો કે જેને કોઇ સમજી શકતું નહિ તેથી લોકોને અગોચર એવી અતિવિદ્યાથી પણ તે ખિન્ન થયો (આથી)
૩૦ ફરીથી ભારતીને પ્રત્યક્ષ કરી તેણે તેને કહ્યું કે હે માતા! અતિપ્રતિભા પણ મને દોષરૂપ થઇ. મારૂં વચન સમજાય એવો મને બનાવ.

ત્યારે દેવીએ કહ્યું કે તું મધ્યરાત્રિએ પાણીથી માથું પલાળી દહીં ખાજે. (અને) પછી સૂઇ જજે. કફના અંશના અવતારને લીધે જડતાનો લેશ તને પ્રાપ્ત થશે. તેણે તેમ કર્યું. સમજાય તેવી વાણીવાળો તે થયો. ખંડનાદિ સેંકડો ગ્રન્થો તેણે રચ્યા. કૃતકૃત્ય બની તે 'કાસી' આવ્યો. નગરતટે રહી તેણે જયન્તચન્દ્રને જણાવ્યું કે હું ભણીને આવ્યો છું. ૫ રાજા પણ ગુણાનુરાગી હોઇ હીરને જીતનારા પંડિતની સાથે તેમજ ચારે વર્ણો સહિત પુરીપરિસરમાં આવ્યો (અને) તેણે શ્રીહર્ષને નમસ્કાર કર્યો. તેણે પણ લોકને યથાયોગ્ય કર્યા. રાજાની તો તેણે એવી સ્તુતિ કરી કે હે યુવતિઓ ! આ રાજા [1]ગોવિન્દનો પુત્ર છે એથી તેમજ એના શરીરની કાંતિથી તમે એમાં તરફ કામબુદ્ધિ રાખશો નહિ; ૧૦ (કેમકે) કામદેવ (તો) દુનિયાઓને જીતતી વેળા સ્ત્રીને અસ્ત્રી બનાવે છે[2] અને આ તો અસ્ત્રીને સ્ત્રી બનાવે છે.[3]

વિસ્તારપૂર્વક ઊંચે સ્વરે એણે (આ શ્લોકની) વ્યાખ્યા (પણ) કરી. સભાને તેમજ રાજાને (એથી) સંતોષ થયો. પિતાના વેરી વાદીને જોઇને તો તેણે કટાક્ષપૂર્વક કહ્યું કે સુકોમળ વસ્તુવાળા સાહિત્યમાં કે ૧૫ દૃઢ ન્યાયના ગ્રહણથી ગાઢવાળા (કઠિણ) એવા તર્કમાં હું પ્રવેશ કરું ત્યારે ભારતી સમાન લીલા આચરે છે. કોમળ ચાદરવાળી પથારી હો કે દર્ભના અંકુરોથી પથરાયેલી ભૂમિ હો પણ પતિ મનગમતો હોય તો સ્ત્રીઓને રતિ સરખી (જ) થાય છે. આ સાંભળીને પેલો વાદી બોલ્યો કે હે દેવ ! હે વાદીન્દ્ર ! તારા સમાન કોઇ ભારતીસિદ્ધ નથી, ૨૦ તો પછી અધિકની (તો) વાત (જ) શી ? (પોતાની) કુશલતાના પરાક્રમથી ઉદ્ધત એવા હજારો હિંસક (પ્રાણીઓ) વનમાં હોય છે. તેમાંના એક સિંહની જ લોકોત્તર તેજની અમે તારીફ કરીએ છીએ કે જેના અભિમાન પૂર્વકના હુંકારથી વરાહના સમૂહોએ ક્રીડા, મદોન્મત્ત હાથીઓએ મદ, નાહલીએ કોલાહળ અને પાડાઓએ હર્ષ ત્યજી ૨૫ દીધો. આ સાંભળીને શ્રીહર્ષ ક્રોધ રહિત હોય તેવો થયો રાજાએ કહ્યું કે અત્ર શ્રીહર્ષને વિષે આમ જ કહેવું ઉચિત છે. પ્રતિવાદી-

---

[1] આનો બીજો અર્થ કૃષ્ણનો પુત્ર પ્રદ્યુમ્ન અર્થાત્ 'કામદેવ' છે.

[2]-[3] સ્ત્રીને અસ્ત્રી બનાવે છે એટલે પુરુષ બનાવે છે એ વિરોધ છે તેમજ અસ્ત્રીને સ્ત્રી કરે છે એ પણ વિરોધ છે. આનો પરિહાર એ છે કે ૩૦ કામદેવ સ્ત્રીને અસ્ત્રધારિણી બનાવે છે, અને આ રાજા શસ્ત્રધારી જનોને પણ સ્ત્રી જેવા કરી દેનારો છે.

પણાથી શો અર્થ ? શ્રીહીરના વેરી ! તેં બરાબર અવસરને ઓળખ્યો એવો અર્થ છે. પૃથ્વીચન્દ્રે (અર્થાત્ રાજાએ) બંનેને પરસ્પર ગાઢ આલિંગન કરાવ્યું. વિસ્તારથી મહેલે લાવી માંગલિકો કરાવી તેણે શ્રીહર્ષને ઘેર મોકલ્યો. 'લાખ સોનૈયા આપવામાં આવ્યા. નિશ્ચિન્ત થયેલા રાજાએ એક દિવસ હર્ષગેર કવીશ્વરને કહ્યું કે હે વાદીન્દ્ર ! કોઈ પ્રબન્ધરત્ન રચ. તે ઉપરથી તેણે નૈષધ ( નામનું ) મહાકાવ્ય રચ્યું. દિવ્ય રસવાળા અને અત્યંત ગૂઢ વ્યંગ્યના ભારથી ઉત્તમ ,એવું એ કાવ્ય એણે રાજાને બતાવ્યું. રાજાએ કહ્યું કે એ ઘણું સુંદર છે; પરંતુ તું ' કાશ્મીર ' જા. ( અને ) ત્યાંના પંડિતોને બતાવજે તેમજ ભારતીના હાથમાં (એ) તું મૂકજે. ભારતી ત્યાં ( શારદા )પીઠ ઉપર સાક્ષાત્ બીરાજે છે. અસત્ય પ્રબન્ધ હાથમાં મૂકાતાં કચરાના ઢગલાની પેઠે તેને તે દૂર ફેંકી દે છે; અને જો સત્ય હોય તો માથું ધૂણાવી સારૂં એમ તે કબૂલ કરે છે. ઉપરથી પુષ્પો પડે છે. રાજાએ આપેલા દ્રવ્યથી વિપુલ સામગ્રી તૈયાર કરી શ્રીહર્ષ ' કાશ્મીર ' ગયો અને તેણે સરસ્વતીના હાથમાં (એ) પુસ્તક મૂક્યું. સરસ્વતીએ તે દૂર ફેંકી દીધું. શ્રીહર્ષે કહ્યું કે તું ઘરડી થઈ છે એટલે (તારી) અક્કલ ગઈ છે કે શું કે જેથી મારા કહેલા (રચેલા ) પ્રબન્ધને પણ ઇતર પ્રબન્ધ જેવો તું ગણે છે ? ભારતીએ કહ્યું કે હે પારકાના મર્મને બોલનાર ! અગ્યારમા સર્ગમાં ૬૪ મા—

देवी पवित्रितचतुर्भुजवामभागा
वागालपत् पुनरिमां गरिमाभिरामाम् ।
एतस्य निष्कृपकृपाणसनाथपाणेः
पाणिग्रहादनुगृहाण गणं गुणानाम् ॥"

—કાવ્યમાં જે તેં કહ્યું છે તે તને યાદ નથી ? ( આમાં ) આમ મને વિષ્ણુની પત્ની તરીકે બતાવી, લોકોમાં મારૂં જે કન્યાપણું રૂઢ થયેલું હતું તેનો તેં લોપ કર્યો છે; તેથી મેં પુસ્તક ફેંકી દીધું. યાચક, છેતરનાર, રોગ, મરણ અને મર્મ કહેનાર એ પાંચ યોગીઓને પણ શોકનાં કારણરૂપ છે. આ પ્રમાણે સરસ્વતીની વાણી સાંભળીને શ્રીહર્ષે કહ્યું કે કોઈક કારણસર એક અવતારમાં તેં નારાયણને પતિ કર્યા. (તેથી) પુરાણોમાં પણ તું વિષ્ણુની પત્ની કહેવાય છે. તો (મેં) સત્ય (કહ્યું) તેમાં તું શાને ગુસ્સે થાય છે ? ગુસ્સે થવાથી શું કલંકથી છૂટાય છે ? એ સાંભળીને પોતાની મેળે તેણે પુસ્તક હાથમાં ધર્યું (લીધું) અને સભા

સમક્ષ ગ્રંથની પ્રશંસા કરી, **શ્રીહર્ષે** ત્યાંના પંડિતોને કહ્યું કે અહિંયાના
**માધવદેવ** નામના રાજાને (આ) ગ્રંથ બતાવો અને **શ્રીજયન્તચન્દ્ર**
ઉપર આ ગ્રંથ શુદ્ધ છે એમ લખી આપો આમ સાંભળવા છતાં તેમજ
**ભારતીને** એ અભિમત છે એમ જાણવા છતાં તેમણે લેખ ન લખી
આપ્યો કે રાજાને (એ ગ્રંથ) બતાવે પણ નહિ (આથી) શ્રીહર્ષ ઘણા ૫
મહિના (ત્યાં) રહ્યો ભાથું ખવાઇ ગયું (એથી) તેણે બળદ વગેરે વેચ્યા
(અને) પરિવાર પણ ઓછો કર્યો

એક દહાડો એ નદીના પાસેના પ્રદેશમાં કૂવાના કાંઠાની તદ્દન નજ
દીકના દેવકુળમાં ગુપ્ત રીતે **રુદ્રનો** જાપ કરતો હતો ત્યાં કોઇક ગૃહ-
સ્થની બે ઉત્સુક દાસીઓ આવી પહેલાં હું જળ ભરૂં અને તું પછી ૧૦
ભરે એમ ઘડામાં જળ ભરવા સબંધમાં તે બને વાદે વળગી તે બે વચ્ચે
સામસામી બોલાચાલી થઇ ઘાત અને પ્રતિઘાતથી માથા ફૂટ્યા (એથી
તે બને રાજકુળે ગઇ રાજાએ સાક્ષીની ગવેષણા કરી તેણે તેમને પૂછ્યું
આ કજીઆમાં કોઇ સાક્ષી છે કે નહિ ? તેમણે કહ્યું કે ત્યાં જાપ જ
વામાં તત્પર એવો એક બ્રાહ્મણ છે રાજાના માણસો ત્યાં ગયા શ્રીહર્ષ
લાવવામાં આવ્યો અને તેને એ બેની નીતિ અનીતિ વિષે
આગ્યું શ્રીહર્ષે સંસ્કૃત ભાષામાં (ઉત્તરરૂપે) કહ્યું કે હે દેવ ! હું પરદે
છું આ બે પ્રાકૃતમાં બોલનારીઓ શું બોલી તે હું સમજી શકું
નથી, ફક્ત તે શબ્દો હું જાણું છું રાજાએ કહ્યું કે તમે કહો ( આ
ઉપરથી ) તે જ ક્રમપૂર્વક તેમના સેંકડો ભાષિત અને પ્રતિભાષિતો તેણે
કહી આપ્યા રાજાને (આ સાંભળીને) અચંબો થયો કે અહો પ્રતિભા !
અહો અવધારણ(શક્તિ) ! બે દાસીઓના વાદનો નિર્ણય કરી, યથા
સંભવ (તેમનો) નિગ્રહ અને અનુગ્રહ કરી (તેમને) મોકલી આપીને
રાજાએ **શ્રીહર્ષને** પૂછ્યું કે આ પ્રમાણેનો બુદ્ધિશાળીઓને વિષે શિરો
મણિ એવા તમે કોણ છો ? શ્રીહર્ષે પોતાની સર્વ કથા કહી કે હે
રાજન્ ! પંડિતોએ કરેલી દુર્જનતાને લીધે તમારા શહેરમાં હું દુઃખ
ભોગવી રહ્યો છું યથાર્થ પરંપરાના જાણકાર રાજાએ પંડિતોને બોલા-
વીને કહ્યું કે હે મૂર્ખો ! તમને ધિક્કાર છે આવા રત્નને વિષે પણ
તમે સ્નેહ રાખતા નથી ? સળગાવેલા અગ્નિમાં ઝટ શરીર હોમાય
તે સારૂં, કિન્તુ ગુણસંપન્નને વિષે જરા પણ મત્સર રાખવો તે સારો ૩૦
નહિ તે નિર્ગુણ દશા સારી છે કે જેનો કોઇ મત્સરી જ ન થાય, કેમકે

પ્રાય[1] સુમનને પણ [2]ગુણયોગની વિમુખતા રહે છે. વાસ્તે તમો લુચ્ચા છો જાઓ પ્રત્યેક જણ પોતપોતાને ઘેર (બોલાવી) આ મહાત્માનો સત્કાર કરો. ત્યારે શ્રીહર્ષે કહ્યું કે જેમ યુવાનોના અંતઃકરણને કોઈ અત્યંત રમણીય રમણી હરી લે છે તેમ તે કુમારોના અંતઃકરણને (પણ) ૫ હરે છે. મારી ઉક્તિ જો અમૃતરૂપ હોઈ સુબુદ્ધિશાળીના ચિત્તને મદમત્ત કરે તો અરસિક પુરુષને આરાધનાના રસને લઈને (?) એને શું નામ અપાય ? આ (ઉપરથી) પંડિતો શરમાઈ ગયા. બધાએ એને (પોતપોતાને) ઘેર લઈ જઈ સત્કાર કરી, (એનો) અનુનય કર્યો રાજાએ સત્કાર્યના જાણકારો સાથે શ્રીહર્ષને 'કાસી' મોકલ્યો. તે (જઈને) જયન્તચન્દ્રને ૧૦ મળ્યો. બધું કહેવાયું ( આથી ) તે ખુશી થયો. લોકમાં નૈષધનો પ્રસાર થયો

એવામાં જયન્તચન્દ્રનો પદ્માકર નામનો પ્રધાન શ્રી'અણહિલ્લ-પત્તન' ગયો ત્યાં સરોવરને કાંઠે ધોબી વડે ધોવાયેલી સાડી ઉપર, કેતકી ઉપર બેસે તેમ ભમરાના સમૂહને બેઠેલું જોઈ વિસ્મય પામી તેણે ૧૫ ધોબીને પૂછ્યું કે જે યુવતિની આ સાડી છે તે (સ્ત્રી) મને બતાવ. એ પ્રધાનના ચિત્તે તે પદ્મિની હોવાનો નિર્ણય કર્યો હતો. ધોબી સાજે નીકળી તેને તેને ઘેર લઈ ગયો અને તે (સાડી) આપી તેની સ્વામિની અને શાલાપતિની પત્ની નામે **સૂહવદેવી** કે જે વિધવા યૌવનવતી અને સુંદર રૂપવાળી હતી તેને બતાવી. શ્રીકુમારપાલ રાજા પાસે તેનો ૨૦ ઉપરોધ કરાવી તેને ઘેરથી લઈ **સોમનાથ**ની યાત્રા કરી તે 'કાસી' ગયો તે પદ્મિનીને તેણે *જયન્તચન્દ્ર*ની ભોગિની બનાવી **સૂહવદેવી** એવી (તેની) ખ્યાતિ થઈ તે અભિમાની વિદુષી હોઈ તે પોતાને લોકમાં 'કલાભારતી' એમ ઓળખાવતી શ્રીહર્ષ 'નરભારતી' કહેવાતો હતો તે એ મત્સરવાળી (સ્ત્રી) સહન ન કરી શકી

૨૫ એક દહાડો તેણે સત્કારપૂર્વક શ્રીહર્ષને બોલાવ્યો અને પૂછ્યું કે તમે કોણ છો ? શ્રીહર્ષે કહ્યું કે હું કલાસર્વજ્ઞ છું રાણીએ કહ્યું કે તે મને પગરખા પહેરાવો એનો શો આશય ? જો આ બ્રાહ્મણ હોવાથી એમ કહે કે હું જાણતો નથી તો અદ્ધ ઠરે. શ્રીહર્ષે (એ વાત) કબૂલ

1 સુમન એટલે પુષ્પ અને ગુણ એટલે દોરો, પુષ્પને દોરામાં પરોવાઇ ૩૦ જમતું નથી તેમ સુમન એટલે ઉત્તમ મનવાળા સજ્જન તેમને ગુણયોગ એટલે ગુણી સાથે સંબંધ કરવા ઉપર વિમુખતા હોય છે—અરુચિ હોય છે.

કરી. (અને પછી) તો ઘેર ગયો. તે તે પ્રકારે પરિકર્મિત એવી ઝાડની છાલો વડે જોડા બનાવી સાંજના ચપળ નેત્રવાળા બની દૂર ઉભા રહી તેણે સ્વામિનીને બોલાવી, અને મોચી પહેરાવે તેમ પગરખાં પહેરાવ્યાં. અભ્યુત્થાન કરજો; હું તો મોચી છું, એમ બોલતાં અને રાજાને પણ તેણે કરેલી કુચેષ્ટા જણાવતાં ખિન્ન બની 'ગંગા' ને તીરે તેણે સંન્યાસનું ગ્રહણ કર્યું. પેલી સામ્રાજ્યની માલિક સૂહુવદેવીએ પુત્રને જન્મ આપ્યો. ૫
તે પણ યૌવન પામ્યો. તે ધીર હતો, પરંતુ અનીતિવાળો હતો. એ રાજાને વિદ્યાધર નામનો મંત્રી હતો. ચિન્તામણિવિનાયકની કૃપાથી સર્વે ધાતુઓને સુવર્ણરૂપ કરવામાં પ્રખ્યાત પ્રભાવવાળા સ્પર્શ-પાષાણ (મણિ)નો લાભ થવાથી તેણે ૮૮૦૦ બ્રાહ્મણોને ભોજનનું દાન ૧૦
કર્યું. એથી તેની 'લઘુ યુધિષ્ઠિર' એવી પ્રખ્યાતિ થઇ. તે કુશના અગ્ર-ભાગ જેવી (તીક્ષ્ણ) બુદ્ધિવાળો હતો. રાજાએ તેને પૂછયું કે રાજ્ય કયા કુમારને હું આપું ? મંત્રીએ કહ્યું કે સુંદર વંશવાળા મેઘચન્દ્રને આપો, નહિ કે રાખેલીના પુત્રને. રાજા તો તેના વડે કામણ કરાયેલો હોઇ તેના પુત્રનેજ આપવાની ઇચ્છા રાખતો હતો. આ પ્રમાણે રાજા અને પ્રધાન ૧૫
વચ્ચે વિરોધ ઉભો થયો. કોઇક પ્રકારે મંત્રીએ રાણીનું વચન અપ્રા-માણિક કરાવીને રાજા પાસે મેઘચન્દ્ર કુમારને રાજ્ય આપવા કબૂલ કરા-વ્યું. (આથી) રાણી ગુસ્સે થઇ. ધનાઢ્ય તેમજ સ્વચ્છંદી હોવાને લીધે તેણે પોતાના મુખ્ય પુરુષોને ('તક્ષશિલા') મોકલ્યા. 'કાસી'નો ભંગ કરવાને ( બોલાવાયેલા ) ' તક્ષશિલા 'ના માલિક સુરત્રાણ ( સુલતાન )ને પ્રયાણે ૨૦
પ્રયાણે સવા લાખ સુવર્ણનું દાન આપીને (આગળ) ચલાવાયેલો તે આવ્યો. વિદ્યાધરને જાસુસ દ્વારા તે (વાત)ની ખબર પડી અને તેણે તે ( હકીકત ) રાજાને કહી. પેલી ( સ્ત્રી )ના કામણથી દિઙ્મૂઢ બનેલા રાજાએ કહ્યું કે આ મારી વલ્લભેશ્વરી આ પ્રમાણે પતિદ્રોહ કરે (જ) નહિ. પ્રધાને તો કહ્યું કે હે રાજન્ ! શાખીન્દ્ર અમુક પ્રયાણે (દૂર) પડ્યો ૨૫
છે. (આ સાંભળીને) રાજા વડે હાંકી કઢાયેલો તે ઘેર ગયો. તેણે વિચાર કર્યો કે રાજા તો મૂઢ છે, રાણી પરાક્રમી છે, તેનો પ્રસાર થએલો છે તેમજ તે અવિવેકી છે; (વાસ્તે) સ્વામીના મરણ કરતાં વહેલું મારૂં મરણ થાય તો ધન્યતા. સવારે પ્રધાન પોતાને ઘેરથી એકલો ચાલી નીકળ્યો. રસ્તે જતાં પિણ્યાક જોઇ તે ખાઇ ગયો. ફરી તે આગળ ગયો. ફૂટેલા ૩૦
ચણાનો લોટ જોઇ તેણે તે ખાવા મન કર્યું. તે બે કુચેષ્ટા ઉપરથી પોતાની તરફ વિધિ વિપરીત છે એવો નિર્ણય કરી રાજા પાસે જઇ તેણે

વિનતિ કરી કે હે દેવ! જો આપની આજ્ઞા હોય તો 'ગંગા'ના જળમાં ડૂબી મરૂં. રાજાએ કહ્યું કે જો તું મરશે તો અમે સુખેથી જીવશું; કર્ણજ્વર મટી જશે. (આથી) મંત્રી દુઃખી થયો. હું હિતકારી વચન ન સાંભળવાં, અનીતિ તરફ વલણ, પ્રિયનો પણ દ્વેષ તેમજ પોતાના
૫ ગુરુજન તરફ તિરસ્કાર એ ખરેખર મરણનાં પૂર્વ રૂપો છે-મૃત્યુ પાસે આવ્યાનાં લક્ષણો છે. (માટે) રાજાનું મરણ આવી લાગ્યું છે. રાજાની રજા લઇ ઘેર જઇ (પોતાનું) સર્વસ્વ બ્રાહ્મણ વગેરેને આપી દઇને સંસારથી વિરક્ત બની 'જાહ્નવી'ના જળમાં પેસી તેણે કુળગોરને કહ્યું કે તમે દાન ગ્રહણ કરો. (તે) બ્રાહ્મણે પણ હાથ લંબાવ્યો. (એટલે) તેણે
१० સ્પર્શપાષાણ આપ્યો. તેણે કહ્યું કે તારા દાનને ધિક્કાર છે કે તું પત્થર આપે છે. એ(વા વિચાર)થી ગુસ્સે થયેલા તેણે (તે) પાણીમા ફેંકી દીધો. તે પત્થર ગંગા દેવીએ ગ્રહણ કર્યો. મંત્રી જળમાં ડૂબી મર્યો. રાજા અનાથ થયો. સુરત્રાણ આવ્યો નગરમાં ભાડે ભાંડ ફૂટવા લાગ્યા. રાજા યુદ્ધ માટે સામો ગયો. પોતાના સૈન્યમાં ૮૪૦૦ [1]નિસ્વાનો થતા
१५ હતા, પરતુ એક પણ નિસ્વાનનો સ્વન રાજા સાંભળતો ન હતો. (આથી) તેણે પાસે ઉભેલાઓને પૂછ્યુ. તેમણે કહ્યું કે મ્લેચ્છના ધનુષના અવાજોમાં બીજા અવાજો ડૂબી ગયા છે. રાજા હૃદયમા હારી ગયો પછી એ હણાયો, (નાસી) ગયો કે મરી ગયો તે જાણવામાં નથી. યવનોએ શહેર લીધું.

॥ इति श्रीहर्ष-विद्याधर-जयन्तचन्द्रप्रबन्धः ॥ ११ ॥

## ( ૧૨ )
## શ્રીહરિહરનો પ્રબન્ધ

શ્રીહર્ષના વંશમાં થયેલો હરિહર ' ગૌડ ' દેશનો વતની હતો અને તે ' સિદ્ધસારસ્વત ' હતો. તે ' ગૂર્જર ' ભૂમિ તરફ ચાલ્યો. ૨૦૦ ઘોડાઓ, ૫૦૦ માણસો અને ૫૦ ઊંટો. ( એટલું લઇ ) મોકળે હાથે અન્નદાન દેતો તે ' ધવલકૃવક ' નામના પાસેના ગામમાં આવ્યો. રાણા શ્રીવીરધવલને, શ્રીવસ્તુપાલને અને શ્રીસોમેશ્વરદેવને જુદા જુદા આશીર્વાદ ( શ્લોક ) પ્રગલ્ભ બાળકને હાથે તેણે મોકલ્યા. ( આથી ) વસ્તુપાલને હર્ષ થયો. (એટલે) તેણે ઊઠીને, બાળકને સાથે લઇ શ્રીવીરધવલને પંડિતનો આશાર્વાદ દેખાડ્યો—કહી સંભળાવ્યો. વળી તેણે તેના ગુણોનું (પણ) વર્ણન કર્યું. રાણાએ કહ્યું કે અત્ર શું ઉચિત છે? પ્રધાને કહ્યું કે હે દેવ! સવારે પંડિતનો પ્રવેશમહોત્સવ વિસ્તારથી કરાવવો જોઇએ તેમજ પુષ્કળ દાન આપવું જોઇએ. રાણાએ કહ્યું કે બરાબર. ત્યાર બાદ મંત્રિરાજ તેમજ બાળક પાછા ફર્યા. બાળકે ત્રીજો આશીર્વાદ પંડિત સોમેશ્વરને દેખાડ્યો. તેની કવિતા જોઇ તેની મત્સરતાનું ઉદ્દીપન થયું. તેણે નિઃશ્વાસપૂર્વક નીચું જોયું અને તે બાળક સાથે બોલ્યો પણ નહિ. ઊઠીને બાળક હરિહર પાસે આવ્યો. તેણે રાણાનું અને પ્રધાનનું સૌમનસ્ય તેમજ સોમેશ્વરનું દૌર્મનસ્ય કહી બતાવ્યું. (આથી) હરિહર સોમેશ્વરદેવ ઉપર ગુસ્સે થયો. સવાર પડી. રાણો મન્ત્રી તેમજ ચારે વર્ણ સાથે સર્વ ઋદ્ધિપૂર્વક સામો ગયો. હરિહરનો મેળાપ થયો. ત્યાં વીરધવલને ઉદ્દેશીને ( તેણે કહ્યું કે ) હે વીર! મને એમ લાગે છે કે તમારો પ્રતાપરૂપ ઉગ્ર અગ્નિ (પ્રકટ) થનાર (છે એમ) જાણીને શંભુ ' સ્વર્ગંગા 'ને મસ્તકે ધારણ કરવા છતાં ' માનસ ' ( સરોવર ) સમીપ બેઠા છે, લક્ષ્મીના પતિ (વિષ્ણુ) ચરણ આગળ બેઠેલી એને વહન કરતાં છતાં સમુદ્રમાં સંતાયા છે અને કમંડળુમાં રહેતી એવી એને ધારણ કરતા સતા બ્રહ્મા કાદવમાં ખૂંચ્યા છે.

જેણે સરભસ રણાંગણે ચઢેલા ' ચૌલુક્ય 'ચૂડામણિનું દર્શન કર્યું છે તેણે ક્ષત્રિયોનો ક્ષય કરવા માટે સામા બાણો ફેંકતા સાક્ષાત્ ભાર્ગવનું દર્શન કર્યું છે, તેણે નિશાચરના અધિપતિ ( રાવણ )નો વધ કરવામાં તત્પર બનેલા રઘુગ્રામણી ( રામ )નું દર્શન કર્યું છે અને તેણે જયદ્રથના વધ માટે પ્રવૃત્ત બનેલા સુભદ્રાના સ્વામી (અર્જુન)નું દર્શન કર્યું છે,

પંડિતે (પેલા) બાળકને પૂછ્યું કે આ સભામાં સોમેશ્વર છે કે નહિ ? બાળકે કહ્યું કે તેઓ ક્રોધને લીધે આવ્યા નથી. એ જાણી પંડિત (ચૂપ) રહ્યો. (ગામમાં) પ્રવેશ થયો. રાણાએ ચમત્કાર ઉપજે તેવાં ધન, કુપ્ય, વસ્ત્ર, પરિજન, ઘોડા વગેરે આપ્યાં. ત્યાર પછી એ ( પંડિત )
૫ પ્રધાનને ઘેર ગયો. (ત્યાં) મોટી સભા (મળી) હતી. મંત્રી ઊઠી સામો (લેવા) આવ્યો અને બોલ્યો કે જે હરિહરના મનોહર વચનનો આસ્વાદ કરાવો છો તો (પછી) મધ નકામું છે, મદિરા વ્યર્થ છે, અને એ અમૃત પણ નિરર્થક છે–એ બધાં નીરસ છે. પંડિતે કહ્યું કે હે દેવ ! હે લઘુ ભોજરાજ ! હે વિચારચતુર્મુખ ! હે સરસ્વતીકંઠાભરણ ! સાભળો,
૧૦ અમે પંડિત છીએ. અમારી માતા ભારતી છે અને તે ત્રિભુવન-ચારિણી છે. એક દહાડો ભારતીની સાથે અમે મહેન્દ્રની સભામાં ગયા. એ ( સભા )નું નામ ' સુધર્મા '. ત્યાં શ્રીમાન્ ઇન્દ્ર, ત્રણ કરોડ સુરાંગનાઓ, ૮૪૦૦૦ સામાજિકો તેમજ બાર સૂર્યો, આઠ વસુઓ, ૧૩ વિશ્વેદેવો, ૩૬ તુષિતો, ૬૦ આભાસ્વરો, ૨૩૬ માહારાજિકો, ૧૧
૧૫ રુદ્રો, ૪૯ વાયુઓ, ૧૪ વૈકુંઠો, ૧૦ સુશર્માઓ, ૧૨ સાધ્યો ઇત્યાદિ પ્રસિદ્ધ દેવતાગણ છે. આ પ્રમાણેની સમૃદ્ધિનું સ્વરૂપ જોઇ અમને વિસ્મય થયો અહો તપશ્ચર્યાના ફળનો શો ભોગ ? એમ અમે ચિંતવતા હતા તેવામાં ત્યાં કોઇ બૂમ પાડતો આવ્યો કે હે દેવ ! હે સ્વર્ગપતિ ! ખરેખર કષ્ટ છે. આપનો 'નન્દન' વનનો પાલક ક્યાં છે ! (કેમકે) આજે અનિર્વાચ્ય
૨૦ ખેદ થાય છે કે કોઇકે અરેરે આ વનમાંથી કલ્પવૃક્ષ હરી લીધું છે. ( ત્યારે ઇન્દ્રે કહ્યું કે ) હે. એમ ન બોલ. માનવો ઉપર કૃપા કરવાના (ઇરાદા)થી મેં જ એને પ્રીતિથી આદેશ કરેલ એ (વૃક્ષ) વસ્તુપાલરૂપે પૃથ્વીતલને તિલકિત કરી રહ્યું છે. આ પ્રમાણેનો વાર્તાલાપ સાંભળી આશ્ચર્ય પામી હું ભારતી સહિત પાંચમા કલ્પદ્રુમરૂપ તમને જોવાને
૨૫ આવ્યો છું. આ પ્રમાણે વિસ્તૃત કાવ્યની વ્યાખ્યા કરી પંડિત થોભ્યો. '(આને) હું શું આપું એમ પ્રધાન વિચારતો હતો તેવામાં ડોડીયા' વંશનો રાણો ભીમદેવ ઉત્તમ તેમજ વાહન ઉપરથી ઉતારાયેલા ચોવીસ ઘોડાઓ અને એક દિવ્ય પટ્ટક ભેટણા તરીકે લાવ્યો. એ બધું જ તેણે પંડિતને આપી દીધું. આથી રાજી થયેલા તેણે તમે પાંચમા કલ્પવૃક્ષ છો એમ
૩૦ કહ્યું અને તે પોતાને ઉતારે ગયો.

કેટલાક દિવસ ગયા પછી સભા મળી ત્યારે ત્યાં સોમેશ્વર સામે બેઠા હતા. તે સમયે રાણાએ પંડિત હરિહરને કહ્યું કે હે પંડિત ! આ

નગરમાં અમે 'વીરનારાયણ' નામનો મહેલ કરાવ્યો છે. તેની પ્રશસ્તિનાં ૧૦૮ કાવ્યો સોમેશ્વરદેવ પાસે કરાવ્યાં છે તે તમે સાંભળો, જેથી શુદ્ધપણાને વિષે જ્ઞાનીઓનો (?) નિશ્ચય થાય, કેમકે મહાલક્ષ્મીની દૃષ્ટિ સમક્ષ નાણાની પરીક્ષા થાય. હરિહરે કહ્યું કે તે (કાવ્યો) કહો. સોમેશ્વરે તે કહ્યાં. તે સાંભળીને હરિહરે કહ્યું કે હે દેવ! (કાવ્યો) સારાં છે તેમજ　૫
એ અમારાં પરિચિત છે, કેમકે 'માલવ' (દેશમાં)ની 'ઉજ્જયંતી'માં ગયેલા એવા અમે 'સરસ્વતીકંઠાભરણ' (નામના) પ્રાસાદના ગર્ભગૃહ (ગભારા)માં પટ્ટિકા ઉપર શ્રીભોજદેવના વર્ણનરૂપ આ કાવ્યો જોયાં છે. જો (આપને) વિશ્વાસ ન આવતો હોય તો એ પરિપાટીપૂર્વક (હું કહું) તે આપ સાંભળો. એમ કહીને ક્રમપૂર્વક અસ્ખલિત (રીતે) એ　૧૦
(એ કાવ્યો) બોલી ગયો. રાણાને (આથી) ખેદ થયો, (પરંતુ) લુચ્ચાઓ રાજી થયા. શ્રીવસ્તુપાલ પ્રમુખ સજ્જનોને દુઃખ થયું. સભા ઊઠી-બરખાસ્ત થઇ. હણાયો હોય, મરાયો હોય, સ્તંભિત થયો હોય, જડ થઇ ગયો હોય એવો સોમેશ્વર થઇ ગયો. તે પોતાને ઘેર ગયો. ઘરમાં પણ શરમના માર્યા એણે કોઇને મો ન બતાવ્યું. તો રાજસભાદિમાં　૧૫
જવાની વાત (જ) શી?

ત્યાર પછી સોમેશ્વર શ્રીવસ્તુપાલને ઘેર જઇ બોલ્યો કે હે પ્રધાન! એ કાવ્યો મારાં જ છે, અન્યથા નથી. તમે મારી શક્તિ જાણો છો. હરિહરે તો મારી આ પ્રમાણે વગોવણી કરી. હું (હવે) શું કરૂં? મન્ત્રીએ કહ્યું કે તમે એને જ શરણે જાઓ; કેમકે પોતાનાથી　૨૦
અધિક (પરાક્રમી) વડે જીતાયેલો (માણસ) પરદેશ જાય છે અથવા તેને શરણે થવું એવો કુશળ (જનો)નો ન્યાય છે. પંડિતે કહ્યું કે તો મને ત્યાં (એની પાસે) લઇ જાઓ. મન્ત્રીએ તેમ કર્યું. પંડિત સોમેશ્વરને બહાર બેસાડી મંત્રી પોતે હરિહર પાસે ગયો અને કહ્યું કે પંડિત સોમેશ્વરદેવ તારી પાસે આવ્યો છે અને વિનતિ કરવા ઇચ્છે છે.　૨૫
હરિહર હસ્યો અને તેણે તેને પોતાની પાસે બોલાવ્યો. ઊભા થઇ આલિંગન દઇ, મોટું આસન આપી (ઇત્યાદિ પ્રકારે) તેણે તેનો સત્કાર કર્યો. સોમેશ્વરે કહ્યું કે હે પંડિત! પારકાના કાવ્ય ચોરવાના કલંકરૂપ કાદવમાંથી તું મને બહાર કાઢ; કેમકે મહાબુદ્ધિશાળીઓ પોતાને ઘેર આવેલા શત્રુનું પણ ગૌરવ કરે છે. પોતાના ઘરમાં આવેલા મત્સ્યને　૩૦
બૃહસ્પતિએ કવિની ઉચ્ચ (પદવી) આપી. પ્રસન્ન થયેલા હરિહરે કહ્યું કે તમે ચિન્તા ન કરો. ફરીથી તમને હું (પહેલાના જેવા) ગૌરવવાળા

બનાવીશ. (આ સાંભળી) પ્રધાન તેમજ સોમેશ્વર પોતપોતાને સ્થાને ગયા. પ્રભાતે રાણાની સભા ભરાતાં સોમેશ્વરને બોલાવાયો અને (એવી) પ્રસ્તાવના યોજાઇ કે પરમેશ્વરી ભારતી જય પામે છે કે જેના પ્રસાદથી મારી આવી શક્તિ છે. શ્રીવસ્તુપાલે કહ્યું કે કેવી ? હરિહરે
૫ કહ્યું કે હે દેવ ! મેં 'કાવેરી' નદીને તીરે 'સારસ્વત' મંત્ર સાધ્યો હતો. હોમ વેળાએ સરસ્વતી દેવી પ્રત્યક્ષ થઇ; (અને) તેણે વર(દાન) યાચવા કહ્યું. મેં કહ્યું કે હે જગતની અદ્વિતીય જનની ! જો તું તુષ્ટ થઇ હોય તો એક વાર કહેલાં ૧૦૮ ઋચા, પટ્પદ, કાવ્ય, વસ્તુક, ધત્ત કે દંડકોના અવધારણ માટે હું સમર્થ બનું. દેવીએ કહ્યું કે તેમ થાઓ.
૧૦ ત્યારથી જે ૧૦૮ બોલે તે હું કહી આપું છું. જેમકે સોમેશ્વરદેવે રચેલાં ૧૦૮ કાવ્યો. રાણાએ કહ્યું કે પ્રતીતિ કરાવો. ૧૦૮ ભણિતો કહેવડાવ્યાં કે જે તે તે છંદમાં હરિહરે પાછાં કહી બતાવ્યાં. ક્ષુધા, તૃષા, આતપ વગેરેની ચિન્તાથી લોક નિરપેક્ષ બન્યા. રાણકેશ્વરે કહ્યું કે હે પંડિત ! તો (તે દિવસે) સોમેશ્વરને શા માટે દૂષિત કર્યો ? હરિહરે
૧૫ કહ્યું કે હે દેવ ! હે રાણેન્દ્ર ! (એ) પંડિતે મારી અવજ્ઞા કરી હતી તેનું એ ફળ મેં (એને) આપ્યું; કેમકે પ્રિય કે અપ્રિય ગમે તે અન્ય તરફથી મળ્યું હોય તેનો જેઓ સવિશેષ બદલો આપતા નથી તેમના કરતાં ફળદ્રુપ જમીન સારી છે. રાણાએ કહ્યું કે તો એમ હોય. પરંતુ સરસ્વતીપુત્રોને પરસ્પર સ્નેહ હોવો વ્યાજબી છે એમ કહી તેણે એક બીજાને ગળે
૨૦ વળગાડ્યા. સોમેશ્વર કલંક રહિત બન્યો. રોજ ઇષ્ટ ગોષ્ઠી થવા લાગી. હરિહર નૈષધ(ચરિત્રગત) કાવ્યો સમયાનુસાર બોલતો. (આથી) વસ્તુપાલ ખુશ થતો (અને કહેતો કે) અહો, પૂર્વે નહિ સાંભળેલાં એવાં આ કાવ્યો છે.

એક દિવસ પંડિત હરિહરને તેણે પૂછ્યું કે આ કયો ગ્રંથ છે ?
૨૫ પંડિતે કહ્યું કે નૈષધ મહાકાવ્ય. (વસ્તુપાલે પૂછ્યું કે) કવિ કોણ ? (પંડિતે કહ્યું કે) શ્રીહર્ષ. શ્રીવસ્તુપાલે કહ્યું કે તો તેની આદર્શ (પ્રતિ) મને બતાવો. પંડિતે કહ્યું કે અન્યત્ર આ ગ્રંથ નથી; (વાસ્તે) ચાર પ્રહર (જ) માટે એની (હસ્તલિખિત) પુસ્તિકા હું (તમને) આપીશ. (એમ કહી) તેણે પુસ્તિકા આપી. રાત્રે લેખકોને રોકીને (મંત્રીએ) તરત જ
૩૦ નવીન પુસ્તક લખાવી લીધું. તેને જીર્ણ રજ્જુ (?) વડે વીંટાળવામાં આવ્યું. વાસ (? કપડા)ના ન્યાસ વડે ધૂસર કરી—જૂના જેવું બનાવી મૂકી છંડાર્યું સવારે તેણે પંડિતને (તેની) પુસ્તિકા (પાછી) આપી. આ તમારું નૈષધ લો. (એમ

કહ્યુ). પડિતે પુસ્તિકા લીધી (એટલે) પ્રધાને કહ્યુ કે અમારા ભડારમા પણ આ શાસ્ત્ર છે એમ અમને યાદ આવે છે. (વાસ્તે) ભડાર જુઓ વિલમ્બપૂર્વક નવીન પ્રતિ ખેંચાઇ અને જોઇ તો "**निपीय यस्य क्षितिरक्षिण कथा**" ઇત્યાદિ(થી શરૂ થતુ) નૈષધ નીકળ્યુ (એ) જોતા (જ) પડિત હરિહરે કહ્યુ કે હે પ્રધાન! આ તમારી જ માયા છે, કેમકે આવા કાર્યોમા અન્યની મતિ ચાલે નહિ તમે પ્રતિપક્ષીઓને યોગ્ય રીતે દબ્યા છે, જૈન, વૈષ્ણવ અને શવ શાસનો સ્થાપ્યા છે, સ્વામીના વશનો ઉદ્ધાર કર્યો છે, આ પ્રમાણે તમારી બુદ્ધિનો પ્રકાશ છે ( ત્યા બાકી શુ રહે છે ? )

એવામા **વીરધવલે** મોકલેની સેના વડે ચપાયેલા મહુગાઇના માલિકે સવા કરોડ સુવર્ણ જેટલો દડ મોકલાવ્યો શ્રીવસ્તુપાલે તો તે સુવર્ણ ચારે દિશાના યાનાળુઓને તેમજ યાચકોને વિવેકપૂર્વક આપી દીધા તે જોઇ હરિહરે વર્ણન કર્યું કે હ, અદ્વિતીય લક્ષ્મી વડે આલિંગન કરાયેલા એવા આની, યાચના માટે ઉંચો હાથ કરેલા અને પોતાના આકારની ગરમીને જેણે ખર્વિત કરી છે એવા શાર્ઙ્ગિ (પુરુષોત્તમ) સાથે સમાનતા ( છે એમ કોઇ કહે તો તે વાત ) હુ સહન કરતો નથી, કેમકે પુરુષોત્તમના કરતા અધિક ગુણના ઉદ્દગારવાળા એવા એણે તો બુદ્ધરૂપ સમુદ્રમાથી લક્ષ્મીને ખેંચી લાવી યાચકોમા કટ્ટે કટ્ટે વહેંચી આપી છે તે વેળા વીરધવલનું 'સપાદકોટિકાચનદાન' એવુ બિરુદ ભાટો વગેરેમા પ્રસિદ્ધિને પામ્યુ પછી હરિહર સોમેશ્વરને નમન કરવા 'દેવપત્તન' ગયો ત્યા પડિત સોમેશ્વરદેવની દુર્જનતા યાદ આવતા ખેદ પામી તેણે એ કાવ્ય કહ્યુ કે ક્યા જવુ, ક્યા આવવુ ક્યા બોલવુ, કોની આગળ કહેવુ ક્યા નિષ્કપટપણે કાવ્યો રચવા, કોની સભામા દાખલ થવુ ? સમસ્ત વિશ્વ ખલરૂપ સર્પથી ગ્રસ્ત છે એટલે બુદ્ધિશાળીઓને કશી ગતિ રહેતી નથી એમ તત્ત્વ જાણીને શિવ! શિવ! હરિહર મૂઢ બન્યો છે ગુણો વડે રાજાની કૃપાની શ્રેણિકાનુ આરોહણ કરીશુ, લક્ષ્મીના અંશો જોઇશુ, કઇક સાહિત્ય ભણીશુ, બીજાને (વાદમા) હરાવીશુ એ પ્રમાણે ચિત્તે કેટલી એ મોહમયી અનર્થની કથીને કરી નથી ? (પણ) હવે જેણે નિર્મળ જ્ઞાનને સ્વાધીન કર્યું છે એવુ ચિત્ત 'સ્વર્ગગગા'ની ઇચ્છા રાખે છે એમ કહી અડધુ ધન આપી દઇને અને બાકીનુ અડધુ લઇને 'ધવલક્કક'મા થઇ રાણા અને મત્રીની રજા લઇ 'કાશી' પહોચી તેણે સ્વાર્થ સાધ્યો

॥ इति हरिहरप्रबन्ध ॥ १२ ॥

# શ્રીઅમરચન્દ્ર કવિનો પ્રબંધ

શ્રી'અણહિલ્લપત્તન'ની પાસે ૮૪ મહાસ્થાનોમાં એક 'વાયટ' નામનું મહાસ્થાન છે. ત્યાં 'પરકાયપ્રવેશ' વિદ્યાથી સંપન્ન એવા
૫ શ્રીજીવદેવસૂરિના સંતાનમાં શ્રીજિનદત્તસૂરિ ગાજતા હતા. તેમના શિષ્ય નામે **અમર** બુદ્ધિશાળીઓમાં ચૂડામણિ (સમાન) હતા. તેમણે **શ્રીજિનદત્તસૂરિ**ના ભક્ત અને કવિરાજ એવા **અરિસિંહ** પાસેથી 'સિદ્ધસારસ્વત' મંત્ર ગ્રહણ કર્યો. એ ગચ્છના મહાભક્ત, વિવેકના ભંડારરૂપ અને કોષ્ઠાગારી પદ્મના અત્યંત વિશાળ ભવનના એકાંત
૧૦ ભાગમાં એકવીસ આચામ્લપૂર્વક, નિદ્રાજય, આસનજય, કષાયજય ઇત્યાદિને વિષે એકચિત્ત બનેલા તેમણે (એ) મંત્રનો જાપ કર્યો, અને વિસ્તારથી હોમ (પણ) કર્યો. એકવીસમે દિવસે મધ્યરાત્રિએ આકાશમાં ઉગેલા ચન્દ્રબિંબમાંથી નીકળીને પોતાના મૂળરૂપે આવી **ભારતીએ** **અમર**ને પોતાના હાથમાં (રાખેલા) કમંડળમાંથી જળ પાયું અને
૧૫ વર(દાન) આપ્યું કે તું સિદ્ધકવિ થા. તેમજ સમગ્ર નૃપતિઓની પૂજાથી ગૌરવિત બન. એ પ્રમાણે વર આપી ભગવતી ગઇ. **અમર** કવીશ્વર થયા. તેમણે **કાવ્યકલ્પલતા** નામે **કવિશિક્ષા**, **છંદોરત્નાવલી** અને **સૂક્તાવલી** રચ્યાં. વળી તેમણે **કલાકલાપ** નામનું શાસ્ત્ર તેમજ **બાલભારત** પણ રચ્યાં. **બાલભારત** (સ. ૧૧, શ્લો. ૬)માં પ્રભાતના વર્ણનને વિષે,
૨૦ સમગ્ર બ્રહ્માંડનો અદ્વિતીય વિજેતા એવો આ મદન કે જેણે શંકરને (હાથે) પરાભવ (પામવા)થી ગુસ્સે થઇ બાણો ત્યજી દીધાં છે તે પ્રકટ શક્તિવાળો હોઇ, દહીં વલોવતી વેળાએ ચપળ નેત્રવાળીની વેણીના મિષથી, દિવસના પ્રારંભમાં તરવાર (ફેરવવા)નો નિર્દયપણે શ્રમ કરતો હોય એમ જણાય છે. આ પ્રમાણે અત્ર વેણીનું તરવારરૂપે વર્ણન કરવાથી
૨૫ તેને, કવિના સમુદાય તરફથી, 'દીપિકાકાલિદાસ' અને 'ઘંટામાઘ'ની પેઠે 'વેણીકૃપાણ અમર' એવું બિરુદ મળ્યું. વળી કવિત્વની પ્રસિદ્ધિથી 'મહારાષ્ટ્ર' વગેરેના રાજેન્દ્રો તરફથી એની પૂજા આવવા માંડી. તે વેળા 'ગૂર્જર'નો સ્વામી વીસલદેવ રાજા 'ધવલક્કક'માં રાજ્ય ચલાવતો હતો. તેણે અમ: કવિના ગુણગ્રામ સાંભળી, (પોતાના) પ્રધાન
૩૦ ઠક્કુર વઇજલને મોકલી સવારે એ. કવીન્દ્રને (પોતાની હજુરમાં) બોલાવ્યા. (તેઓ આવતાં), આસન વગેરે પ્રતિપત્તિ, કરવામાં આવી. મોટી

સભા 'ભરાઇ. (એ પ્રસંગે) અમરે કહ્યું કે આના હાથના પરાક્રમના ક્રમના ચમત્કારને જોઇને આ રંભા કે જેનું ચિત્ત ગુણગ્રામ વડે અદ્વિતીયપણે રંજિત થયેલું છે તે મારે વિષે પ્રેમ નહિ કરે એમ માનીને હે શ્રીમદ્ વીસલદેવ! તમારા યુદ્ધને જોઇને દિવ્યાંગનાનો સમૂહ ક્ષુભિત થયો તે વેળા હરિ રંભાને પોતાની બાથમાંથી મૂકતા નથી. તમે શરૂ કરેલા પ્રચંડ સંહારને વિષે મરણ પામેલા શત્રુવીરોના અતિરેકથી ક્રીડા કરતી લોહીની નાની નદીઓની શ્રેણિઓથી પૃથ્વી કંદ પર્યંત પ્રવાહને પામી-રુધિરની નદીઓમાં પૃથ્વી તરબોળ થઇ ગઇ તે વેળા એનું રક્ષણ કરનારા સર્પલોકના સ્વામીનો આ રક્તભાર હે વજ્રના સ્તંભના જેવા દેદીપ્યમાન હાથવાળા (રાજા)! રત્નોની કાંતિની શ્રેણિના મિષથી તારા મસ્તક ઉપર શોભે છે. સભા (આ સાંભળી) રાજી થઇ. રાજા (પણ) ખુશ થયો. ત્યાર બાદ રાજાએ કહ્યું કે તમે કવીશ્વર છો એમ સંભળાય છે. અમરે કહ્યું કે જો દેવ ગવેષણા કરતા હો તો તે સાચું જ છે. તે ઉપરથી રાજાએ સોમેશ્વરદેવ તરફ નજર કરી એટલે સોમેશ્વરે સમસ્યા આપી. જેમકે મારાં માથામાંનાં ૯૦ અને નેત્રોનાં ૮૦ વ્યર્થ ગયાં. અમરે તરત (એ) પૂર્ણ કરીઃ હે સર્પોના નાથ! તારી આંખે અને માથે આ શી શોભા (થઇ રહી) છે? એ તો (પાર્વતી સાથે) દ્યૂત રમતાં શંભુ ૯૧૦ દાણા જીત્યા તેનાં ચિહ્નો મારે માથે રાખથી કર્યાં છે અને ગૌરી ૧૯૨૦ દાણા જીતી તેથી તેણે મારાં તેટલાં નેત્ર આંજ્યાં છે. તેથી એ શોભા થઇ છે, જેથી બાકીનાં મારાં માથામાંનાં ૯૦ અને લોચનમાંનાં ૮૦ વ્યર્થ ગયાં છે. અત્ર 'शिरोऽक्ष्णाम्' એથી માથાથી યુક્ત આંખોનો એમ 'મધ્યમપદ લોપી' સમાસ કરવો; કેમકે દ્વન્દ્વ (કરવા જતાં) તો પ્રાણીના અંગરૂપ હોઇ એકવદ્‌ભાવ થવો જોઇએ. ત્યાર બાદ 'વામન' સ્થળવાસી કવિ સોમાદિત્યે સમસ્યા આપી કે ધનુષ્યની કોટિ ઉપર ભ્રમર છે, તેના ઉપર પર્વત છે અને તે ઉપર સમુદ્ર છે. અમરે કહ્યું કે મહાદેવના, ચન્દ્રનાં કિરણોથી ઉત્તમ (બાહ્ય) કપાલે પાર્વતીના લલાટનો આશ્લેષ થતાં કસ્તૂરીના પુંડ્રની પ્રતિકૃતિ થઇ છે. એની સમીપ જટા છે અને ત્યાં 'ગંગા' છે. આ બધું અહો ધનુષ્કોટિ ઉપર ભ્રમર, તેના ઉપર પર્વત અને તેના ઉપર જલધિ (જેવું) છે. ત્યાર પછી 'કૃષ્ણ' નગરના નિવાસી કમલાદિત્યે સમસ્યા આપી કે મચ્છરના ગળાના છિદ્રમાં હાથીનું ટોળું પેઠું. અમરે (એમ સમસ્યા) પૂરી કે તટ ઉપરના જંગલમાંના વિહારથી સ્વચ્છંદી બનેલ જ્યાં યાદસ્ છે ત્યાં મચ્છરના

ગળાના છિદ્રમાં હાથીનું ટોળું પેઠું. હે બગલા ! આવો સમુદ્ર સાંભળ્યો છે ? જ્યાં તિમિઓ બહુ પાતળાં હોય એવા કોઇક તલમાં તું ક્ષણમાં જા. ત્યાર બાદ 'વીસલ' નગરના નાનાકે સમસ્યા આપી કે યુવતિ રાત્રે ગીત ગાતી નથી. અમરે કહ્યું કે ધ્વનિની મધુરતા સાંભળીને (ચન્દ્રગત)
૫ હરણુ એકદમ ભૂમિ ઉપર ઉતરી આવતાં એ લાંછન વિનાનો બનેલો ચન્દ્ર મારા વદનની બરોબરી ન કરે એ માટે રાત્રે યુવતિ ગીત ગાતી નથી. આ પ્રમાણે ઘણા કવિઓએ આપેલી ૧૦૮ સમસ્યા શ્રીઅમરે પૂરી. ત્યાર બાદ રાજાએ કહ્યુ કે ખરેખર શ્રીઅમર કવિચક્રવર્તી છે. તે દિવસે સાંજ સુધી સભા બેસી રહી રાજાને તેમજ સભ્યજનને પણ
૧૦ લાંઘણ થઇ. કાળ પસાર થતો હોવા છતાં રસના આવેશમાં તેના જાણકારોને તેનું ધ્યાન રહેતું નથી. બીજે દિવસે શીઘ્ર કાવ્યરૂપ પ્રમાણોના ઉપન્યાસો વડે એણે પ્રામાણિકોને જીત્યા. ત્રીજે દિવસે રાજાએ પૂછ્યું કે અત્યારે અમને શી ચિન્તા છે તે કહો. અમરે કહ્યું કે હે દેવ ! સ્વર્ગમા ઐરાવણના જમણા કાનમાં લુકિતો (?) કેમ દૂર ગયાં ? રાજા
૧૫ સ્વસંવાદથી ખુશ થયો અને તેણે માથું ધૂણાવ્યું. રોજ આવજા કરતા (કવિએ) જિનધર્મી બનાવેલો રાજા (રોજ) ચૈત્યોમાં પૂજા કરતો.

એક દહાડો રાજાએ ( અમરચન્દ્રને ) પૂછ્યું કે આપના કલાગુરુ કોણ છે ? અમરે કહ્યુ કે અરિસિંહ કવિરાજ. ( રાજાએ કહ્યુ કે ) તો સવારે એમને લાવજો. અમરચન્દ્ર કવિરાજને સવારે રાજા પાસે લાવ્યા. તે વેળા રાજા તરવાર ફેરવતો (?) હતો. રાજાએ પૂછ્યું
૨૦ કે આ કવિરાજ છે ? કવિરાજે કહ્યુ કે હા. રાજાએ કહ્યુ કે સમયોચિત કંઇક બોલો. અરિસિંહે કાવ્ય કહ્યું કે તમારી તરવારને ઘડતાં વધેલા દ્રવ્ય વડે બ્રહ્માએ કૃતાન્તને ઘડ્યો છે અને સર્પને તો હાથના (આમ તેમ) ઉદ્વર્તનથી ઘડ્યો છે. સ્વચ્છ, સ્વચ્છ અને એક બીજાથી અધિક અર્પણ કરવાનો આપના હાથનો ગુણ તરવારમાં સંક્રમિત થયો છે જેથી
૨૫ તેણે પૃથ્વીના અર્થીઓને વિષે સ્વર્ગની પદવી આપી ( વળી ) તારી સોબતથી એ બદ્ધમુષ્ટિ થયો નથી જેથી શત્રુરૂપ રાજાઓની પીડને વિષે ઉદ્દામ રોમનો ઉદ્ગમ પોતાની મેળે અત્યન્ત મુદિત બની રહે છે હે વીસલ(દેવ)! તું શા માટે તરવાર ધારણ કરે છે ! ( તારું નામ સાભળતાં જ ) શત્રુઓ મુખમાં જે બળવાળાં ઘાસો નાખે છે તેનું
૩૦ છેદન કરવા માટે–તે કાપવા માટે એ અસમર્થ છે. હે દેવ ! તમે 'મલય' ગિરિ છો. તમારા હાથ ચંદન વૃક્ષ છે. તે ઉપર કાજળ જેવી આકૃતિવાળો

અને તરવારની બે ધારરૂપ જીભવાળો સર્પ ક્રીડા કરે છે. એ શત્રુરૂપ ઝાડના સ્કન્ધોને વિષે પોતાના અંગને અનર્ગલપણે વીંટી દે (છે) અને પછી છેક આકાશ સુધીના વિસ્તારવાળી અને નિર્મળ કીર્તિરૂપ દીર્ઘ કાંચળી ઉતારે છે. (આ) અદ્ભુત કવિતા જોઇને રાજાએ કવિરાજને (પોતાનો) નિત્ય સેવક બનાવ્યો અને (તેને) મોટો ગ્રાસ આપ્યો. ૫

એક દિવસ શ્રીવીસલદેવે ભોજનાંતે ઘાસ હાથમાં લઇ અરિસિંહને કહ્યું કે આ ઘાસનું તત્કાલ વર્ણન કરો. જો તમે મનોહર પ્રકારે (એનું) વર્ણન કરશો તો હું ગ્રાસ બમણો કરીશ, નહિ તો બધા ગ્રાસનો ત્યાગ કરાવીશ. આ કહેતાની વાર જ અપ્રતિહત પ્રતિભાવાળા તેણે કહ્યું કે સાગર ખારો છે, યજ્ઞો જ્વાળાવાળા છે, અભ્ર વિષમય છે, અને ૧૦ ચન્દ્ર ક્ષયવાળો છે એટલે ત્યાં અમૃત છે એમ કહેવું નકામું છે. એ (અમૃત) તો દાનવોના ભયથી ઘાસમાં જ લીન થયેલું છે, જે ખાવાથી ગાયોને અમૃતનો પ્રસવ થાય છે અને જે પોતાના મુખમાં નાખીને (તમારા) શત્રુઓની જાતિ તમારા ખડ્ગરૂપ યમના મુખમાંથી બચી જાય છે. રાજા ધ્વનિત થયો. એણે ગ્રાસ બમણો કર્યો. કાલાંતરે અમરે ૧૫ કોષ્ઠાગારિક પદ્મના કહેવાથી પદ્માનન્દ નામનું શાસ્ત્ર રચ્યું. આ પ્રમાણે દરરોજ કવિતારૂપ કલ્લોલનું (ત્યાં) સામ્રાજ્ય હતું.

॥ इति श्रीअमरचन्द्रकविप्रबन्ध ॥ १३ ॥



( ૧૪ )

# મદનકીર્તિનો પ્રબન્ધ

'ઉજ્જયિની'માં વિશાલકીર્તિ (નામે) દિગંબર હતો. તેને મદન-
કીર્તિ (નામનો) શિષ્ય હતો. પૂર્વ, પશ્ચિમ અને ઉત્તર એ ત્રણ
૫ દિશામાંના સર્વ વાદીઓને જીતીને 'મહાપ્રામાણિક ચૂડામણિ' એવું
બિરુદ ઉપાર્જન કરી તે પોતાના ગુરુથી અલંકૃત 'ઉજ્જયિની' ગયો.
(અને) તેણે ગુરુને વંદન કર્યું. પહેલેથી જ જનપરંપરા પાસે તેની કીર્તિ
તેણે સાંભળી હતી. (એથી) તેણે એ મદનકીર્તિની ભૂરિ ભૂરિ પ્રશંસા
કરી. તે પણ આનંદ પામ્યો. કેટલાક દિવસ પછી તેણે ગુરુને કહ્યું કે
૧૦ હે ભગવન્! હું દક્ષિણના વાદીઓને જીતવાને ઇચ્છું છું. ત્યાં જાઉં?
રજા આપો. ગુરુએ કહ્યું કે હે વત્સ! તું દક્ષિણમાં જઈશ નહિ; કેમકે
એ દેશ ભોગોનો ભંડાર છે. ત્યાં ગયેલો કયો તત્ત્વજ્ઞાની પણ ખરેખર
ભ્રષ્ટ થતો નથી? ગુરુના વચનનું ઉલ્લંઘન કરી વિદ્યાના ગર્વથી ઉન્મત્ત
બનેલો તેમજ જાળ, કોદાળી, નિસરણી વગેરે સાથે ઘણા શિષ્યોથી
૧૫ પરવરેલો તે 'મહારાષ્ટ્ર' વગેરેના વાદીઓ(ના મદ)ને ચૂર્ણ કરતો 'કર્ણાટ'
દેશ પહોંચ્યો. ત્યાં 'વિજયપુર'માં પોતાની મેળે ત્રણ વિદ્યાના જાણકાર
બનેલા, વિબુધોને વત્સલ અને સભામાં બેઠેલા એવા કુન્તિભોજ નામના
રાજાને દ્વારપાલ દ્વારા નિવેદન કરાયેલા તેણે જોયો અને તેણે તેનું વર્ણન કર્યું:
હે દેવ! તારા ભુજદંડના ગર્વની ગરિમાના ઉદ્ગારના પ્રતાપરૂપ અગ્નિની
૨૦ જ્વાળાથી તપેલા (?) કીર્તિરૂપ પારાની ઘડીમાં (બહાર) ફૂટી નીકળતા
બિન્દુઓ શેષ નાગ, કેટલાક તારા, કેટલાક ક્ષીરસમુદ્રો, કેટલાક હિમાલયો,
શંખો, છીપો, કરકો. કપૂર, કુન્દ અને ચન્દ્ર(રૂપે પરિણમ્યાં) છે. હે
કુન્તિભોજ! આપની કીર્તિ સ્વર્ગંગામાં સ્નાન કરી દિક્‌પાલોની આસપાસ
ફરીને સૂર્યમય ગોળાને ધારણ કરતી સાત સમુદ્ર અને પૃથ્વીમંડળને
૨૫ ઓળંગી તમારે વિષે મારું એક પત્નીવ્રત છે—તમે જ મારા પતિ છો
એવી પ્રસિદ્ધિ માટે (એક બાજુ) વિષ્ણુના પગને અને (બીજી બાજુ)
શેષ નાગનાં મસ્તકોને પણ નિરંતર સ્પર્શે છે (આ સાંભળીને) રાજાને
ચમત્કાર થયો. (એટલે) મહેલની પાસેની જગ્યામાં તેણે દિગંબરને
રાખ્યો. રાજાએ કહ્યું કે અમારા પૂર્વજોના વર્ણનથી યુક્ત એક ગ્રંથ
૩૦ તમે રચો. તેણે કહ્યું કે હે દેવ! હું એક દિવસમાં પાંચસે શ્લોકો રચવા
સમર્થ છું; પરંતુ તેટલા લખવા સમર્થ નથી. કોઈ લેખક આપો.

રાજાએ કહ્યું કે અમારી પુત્રી નામે મદનમંજરી પડદામાં રહીને લખશે. દિગંબરે ગ્રંથ રચવો શરૂ કર્યો. રાજપુત્રી પાંચસો ( શ્લોકો ) લખતી. એમ કેટલાક દિવસો ગયા.

એક દહાડો કોયલના ટહુકાને જીતનાર તેનો સ્વર સાંભળતી થકી રાજપુત્રી વિચારવા લાગી કે આનું રૂપ પણ સુંદર હશે ( પરંતુ ) પડદામાં રહીને તે કેમ દેખાય ? ત્યારે ( લાવ ) હું ઉપાય કરૂં. રસોઇમાં મીઠું ખૂબ નાંખું. તે ( દિગંબર ) પણ આવી વિદુષી તેમજ સુંદર સ્વરવાળી રાજપુત્રીને જોવા પ્રચ્છતો હતો. મીઠું બહુ હોય તે બોલ્યો કે અહો [1]લવણિમા ! રાજપુત્રીએ કહ્યું કે અહો નિર્દયતા ! આ પ્રમાણે આલાપ પ્રત્યાલાપ થતાં બંનેએ મર્યાદારૂપ વસ્ત્રના પડદાને દૂર કર્યો. પરસ્પર દિવ્ય રૂપનું દર્શન થયું. તેવામાં દિગંબરે કહ્યું કે જે નલિનીએ ચન્દ્રના બિમ્બને જોયું નહિ તેનો જન્મ એળે ગયો. રાજપુત્રીએ પણ કહ્યું કે જે ચન્દ્રે નલિનીને જોવા છતાં વિકસિત કરી નથી તેની ઉત્પત્તિ નિષ્ફળ છે. ત્યાર પછી મદનની અન્ય ચપલતાઓ જાણે નેત્રની પ્રીતિનો ઉદ્દ્ભવ ન કરતી હોય તેવાં વચનથી મદન નિરંકુશ બનતાં તે બેનું કૌમારવ્રત ખંડિત થયું. ( પછી ) વિકથા ચાલવા માંડી. (આથી) ગ્રંથ થોડો તૈયાર થતો. સાંજે રાજા શાસ્ત્ર(રૂપ એ ગ્રંથ) જોતો (અને પૂછતો કે ) આજે થોડું તૈયાર થયું તેનું શું કારણ છે ? દિગંબર તેમાં ત્રણ ચાર વિષમ પદ્યો નાંખતો. પછી તે રાજા આગળ કહેતો કે હે દેવ ! મારી એ પ્રતિજ્ઞા છે કે હું ( મારા શ્લોક ) નહિ સમજનાર લેખક પાસે લખાવતો નથી. તારી પુત્રીને આ સ્થાન કષ્ટે સમજાયું. આ પ્રમાણે કાલમાં વિલંબ થવાથી ગ્રંથ ઓછો તૈયાર થાય છે. રાજાએ વિચાર કર્યો કે આ શઠનો જ ઉત્તર છે. એકદા ગુપ્ત ચર્યા કરૂં ( અને જોઉં ) કે આ બે શું કરે છે ? રાત વીતી એટલે એક દિવસ રાજા ગુપ્ત રૂપે એકલો તે બે ગ્રંથ નિર્માણ કરતાં હતાં તે પ્રદેશની ભીંતને આંતરે (જઇ) ઉભો. તે જ વેળા દિગંબરે રાજપુત્રીને પ્રણયકલહના અનુનયરૂપ ( વચન ) કહ્યું કે હે [2]સુભ્રુ ! તું ગુસ્સે થઇ એથી મેં ખાવાનું છોડી દીધું છે, કામિનીઓની કથા ત્યજી દીધી છે, અને સ્વર્ગંધ, ધૂપ વગેરે સુવાસોનું દૂરથી જ નિરાકરણ કર્યું છે.

૧ લવણનો ભાવ. મીઠું ખૂબ પડ્યું છે. આનો ગુહ્યાર્થ 'લાવણ્ય' છે.
૨ હે સુંદર ભ્રૂવાળી ( કામિની ) !

હે રાગવાળી (રમણી)! મને પગે પડેલો જોઇ તું ગુસ્સો તજ, હવે કૃપા કર; (કેમકે) હે પ્રિયા! તારો વિરહ થતાં ખરેખર બધી દિશા મને અંધ થઇ ગઇ છે. આ કાવ્ય સાંભળીને બંનેની દુઃશીલતાનો નિર્ણય કરી તે ધીમે પગે (ત્યાંથી) નીકળી ગયો. રાજા (પોતાને) ૫ સ્થાને ગયો. ક્રોધાયમાન થયેલા તેણે તત્કાલ દિગંબરને બોલાવ્યો અને આવતાં (વેંત જ) કહ્યું કે હે પંડિત! **सुभ्रु! त्वं कुपितेत्यपास्त-मशनं** ઇત્યાદિ આ નવીન પદ્ય શું છે? દિગંબરે વિચાર્યું કે રાજાએ મારી ગુપ્ત ચર્યા કરી છે. હું અપરાધી પકડાયો છું. તો પણ જેમ તેમ (બંધબેસતો) ઉત્તર આપું. એમ વિચારીને તેણે રાજાને કહ્યું કે હે ૧૦ દેવ! બે દિવસ થયા મારી આંખે પીડા થાય છે. તેના ઉપશ્લોક માટે અનુનયરૂપ આ પદ્ય હું બોલ્યો હતો. એ પ્રમાણે પ્રસ્તાવના કરી ક્ષોભ પામ્યા વિનાના તેણે તે જ પ્રકારે તરત જ એ (પદ્ય)ની વ્યાખ્યા કરી.[1] એ પ્રજ્ઞા વડે રાજા ખુશી થયો, કિન્તુ અકૃત્યના દર્શનથી તે ગુસ્સે થયો. (આથી) ભ્રૂભંગપૂર્વક તેણે નોકરોને કહ્યું કે આ કુકર્મ કરના- ૧૫ રને બાંધો અને (તેને) મારી નાંખો. તેમણે તેને બાંધ્યો તે સાંભળીને રાજપુત્રી હાથમાં શસ્ત્રિકાવાળી એવી (પોતાની) ૩૨ સખીઓ સાથે આવી. રાજાની દૃષ્ટિ સમક્ષ આવીને તેણે પોતે કહ્યું કે આ મારા મનમાં રુચિ ગયેલાને મૂકો. જો તમે નહિ છોડી મૂકો તો ૩૪ હત્યા થશેઃ એક દિગંબરની અને ૩૩ યુવતિઓની. તે ઉપરથી રાજાને મંત્રીઓએ ૨૦ વિનવ્યો કે હે દેવ! તમે જ આને આની પાસે રાખી. યુવકોનું સ્ત્રીની પાસે રહેવું એ મદનવૃક્ષનો દોહદ (પૂર્ણ બરાબર) છે. કોને દોષ દેવો! ચિત્રમાં આલેખાયેલી હોય તો પણ મૃગાક્ષીઓ મનને હરે છે. તો પછી મદન વડે વિકસિત વિભ્રમ વડે ભ્રમિત નેત્રવાળીઓ શું ન કરે? (તેથી) પ્રસન્ન થઇ દિગંબરને છોડી મૂકો. અને વળી આ (પુત્રી પણ) એની જ ૨૫ (પત્ની) હો. એ સાંભળીને તેને છોડી મૂકીને તે (રાજપુત્રી)ને તેણે તેની જ પત્ની કરી. એ રાજ્યના ભાગનો પાત્ર બનાવાયો. સસરાએ દિગ્વિજય દ્વારા (મેળવેલ) ધનો તેને સોંપ્યાં. એ (દિગંબર) વ્રત છોડીને ભોગી બન્યો. એ પ્રકારનો વૃત્તાન્ત (એના) ગુરુ વિશાલકીર્તિએ 'ઉજ્જયિની'માં સાંભળ્યો અને વિચાર્યું કે અહો યૌવન, દોલત અને

---

૩૦ [1] સમગ્ર પદ્ય આંખને પણ લાગુ પડે છે. જેમકે 'રાગિણિ' થી 'હે લાલ રંગવાળી!' એવો અર્થ આ પક્ષમાં ઘટે છે. આંખ દૂખવા આવે ત્યારે જે રતાશ થાય તે રતાશવાળો એમ અત્ર બંધબેસતું થાય છે.

કુસંગનો મહિમા કેવો છે કે જેથી આવા પ્રકારનો આ યતી, વિદ્વાન, વાદી, યોગનો જાણકાર હોવા છતાં આવી જાતના ઉગ્ર દુર્ગતિમાં પડવારૂપ મૂળવાળા કુમાર્ગે ચડ્યો. હા, હા, ધિક્કાર. પરિચ્છેદની પાર, સમસ્ત વચનોના અવિષયરૂપ, વળી આ જન્મમાં જે અનુભવમાર્ગે આવેલો નથી એવો તેમજ વિવેકના વિનાશથી વૃદ્ધિ પામેલા મહામોહરૂપ ગહનવાળો ૫ એવો કોઇક વિકાર અંતરને જડ કરે છે અને સંતાપને વિસ્તારે છે. એમ વિચારી ચાર ચતુર શિષ્યોને તે (દિગંબર)ને બોધ (પમાડવા) માટે તેણે મોકલ્યા. તેમણે ત્યાં જઇ એને કહ્યું કે હે પંડિત ! તમે ક્ષણભંગુર એવા સ્ત્રીસંગના સુખથી વિરમો. કરુણા, પ્રજ્ઞા અને મૈત્રીરૂપ વધૂજનનો સંગ કરો; કેમકે હારથી [1]આક્રાન્ત એવું ઘન સ્તનમંડળ કે મણિથી ૧૦ જડિત અને (મેખલાના) રણકારવાળું નિતંબબિંબ ખરેખર નરકમાં શરણરૂપ થતું નથી.

આ પ્રમાણે ગુરુએ તને પ્રતિબોધ્યો છે; સમજ, મોહ ન કર (પરંતુ) એણે (તો) નિર્લજ્જતાને લીધે ગુરુને ઉદ્દેશીને પદ્યો પત્રમાં લખી (તે પત્ર) તેમના હાથમાં (મૂકી) તેમને વિદાય કર્યા. તેઓ ત્યા ગયા ગુરુએ પદ્યો ૧૫ વાંચ્યાં. તર્ક નિશ્ચિત નથી. શ્રુતિઓ ભિન્ન ભિન્ન છે. એવો (એક) ગુરુ નથી કે જેનું વચન પ્રમાણરૂપ હોય. ધર્મનું તત્ત્વ તો ગુફામાં રહેલું છે. જે રસ્તે મહાજન જાય એ (જ ખરો) રસ્તો છે. જે પ્રિયાદર્શનથી સરાગ ચિત્તે પણ નિર્વાણ મળે છે તે જ પ્રિયાદર્શન હો. અન્ય દર્શનો શા કામનાં છે ! જેના અધરપલ્લવ દંશિત થયા છે એવી, ૨૦ ચકિત થઇ હસ્તના અગ્ર ભાગને હલાવતી, હે શઠ ! મને મૂકી દે એમ કોપથી યુક્ત વચનો વડે જેની ભ્રૂલતા નાચી રહી છે એવી તેમજ (ચારુ ચન્દ્રવદનમાંથી નીકળતા) સત્કાર વડે અંચિત નેત્રવાળી એવી માનિનીને જેમણે સરભસ ચુંબન કર્યું છે તેમણે અમૃત મેળવ્યું છે; (બાકી) મૂઢ સુરોએ સાગરનું (કેવળ) શ્રમ માટે મંથન કર્યું. ઇત્યાદિ ૨૫ જોઇ ગુરુ મૂગા રહ્યા. મદનકીર્તિ વિવિધ વિલાસો કરવા લાગ્યો.

**इति मदनकीर्तिप्रबन्धः ॥ १४ ॥**

---

૧. વ્યાપ્ત.

## ( ૧૫ )

## સાતવાહનનો પ્રબન્ધ

આ 'ભારત' વર્ષમાં દક્ષિણ ખંડમાં 'મહારાષ્ટ્ર' દેશના [1]અવતંસરૂપ શ્રી 'પ્રતિષ્ઠાન' નામે નગર છે. પોતાની સમૃદ્ધિ વડે ઇન્દ્રપુરનો પણ પરાભવ કરનારૂં તે (નગર) કાલાંતરે ક્ષુદ્ર ગામ જેવું થઇ ગયું. ત્યાં એક દહાડો બે વિદેશી વિપ્રો પોતાની વિધવા બેન સાથે આવી કોઇ કુંભારની શાળામાં રહ્યા. કણવૃત્તિ કરીને અને બેન પાસે કણો વીણી લાવીને તેણે કરેલા આહારપાક વડે તેઓ ઠરાવેલા સમયે (નિર્વાહ) કરતા હતા.

એક દિવસ તે વિપ્રોની એ બેન પાણી ભરવા માટે 'ગોદાવરી' (નદીએ) ગઇ. તેનું અપ્રતિરૂપ સ્વરૂપ જોઇ કામવશ બનેલા (નદીની) અંદર હ્રદમાં રહેનારા શેષ નામના નાગરાજે હ્રદમાંથી બહાર નીકળી મનુષ્યનું રૂપ ધારણ કરી તેની સાથે બળપૂર્વક સંભોગક્રીડા કરી. ભવિતવ્યતાના વિલાસથી એટલે કે દૈવયોગે સાત ધાતુથી રહિત હોવા છતાં દિવ્ય શક્તિ વડે તેના દેહમાંથી નીકળેલા શુક્રરૂપ પુદ્ગલનો (તેને વિષે) સંચાર થવાથી તેને ગર્ભ રહ્યો પોતાનું નામ પ્રકાશીને અને આપત્તિસમયે મને યાદ કરજે એમ કહીને (તે) નાગરાજ 'પાતાલ' લોકમાં ગયો. તે ઘેર ગઇ. લજ્જાથી પીડાતી હોવાથી તેણે એ વૃત્તાન્ત પોતાના ભાઇઓને ખરેખર કહ્યો નહિ. કાલક્રમે ભાઇઓએ ગર્ભનાં ચિહ્નો જોઇ એને ગર્ભિણી તરીકે ઓળખી. અન્ય શંકાનો અભાવ હોવાથી મોટા (ભાઇ)ના મનમા એવી શંકા ઉત્પન્ન થઇ કે આનો ખરેખર નાનાએ ઉપભોગ કર્યો છે. નાનાને પણ એવો વિકલ્પ થયો કે જરૂર મોટાએ આનું શીલ ખંડિત કર્યું છે. આ પ્રમાણે પરસ્પર કલુષિત ચિત્તવાળા તેઓ તેને એકલી મૂકીને જૂદે જૂદે દેશ ગયા. વધતા જતા ગર્ભવાળી તે પણ પારકાને ઘેર કામ કરી પ્રાણ ટકાવવા લાગી. ક્રમે કરીને પૂરે દિવસે સમગ્ર લક્ષણોથી લક્ષિત દેહવાળા પુત્રને તેણે જન્મ આપ્યો. દેહ અને ગુણોથી ક્રમસર વૃદ્ધિ પામતો તે સમાન ઉમરના (મિત્રો) સાથે રમતા બાલક્રીડાથી પોતે રાજા બની તેમને કૃત્રિમ હાથી, ઘોડા, રથ વગેરે આપતો. આ પ્રમાણે 'સન્' ધાતુનો દાન અર્થ થતો હોવાથી લોકોએ સાતવાહન એવું તેનું નામ પાડ્યું. પોતાની માતા વડે પળાતો તે સુખે રહ્યો.

---

[1] શિરોભૂષણ.

આ તરફ 'ઉજ્જયિની'માં 'અવન્તિ'ના નરેશ શ્રીવિક્રમાદિત્યની સભામાં કોઇ નિમિત્તિયાએ 'પ્રતિષ્ઠાન'પુરમાં સાતવાહન રાજા થશે એમ કહ્યું.

(એ સમયે) એ જ ('ઉજ્જયિની') પુરીમાં એક વૃદ્ધ બ્રાહ્મણે પોતાના આયુષ્યનો અંત (આવેલો)જાણી પોતાના ચાર પુત્રોને બોલાવી કહ્યું કે વત્સો! હું મરી જાઉં ત્યાર બાદ મારી શય્યાના ઓસીકા(ની નીચે)ના જમણા પાયાથી માંડીને ચારે પાયાઓની નીચે રહેલા ચાર નિધિકળશો તમારે મોટા પ્રમાણે ગ્રહણ કરવા જેથી તમારો નિર્વાહ થશે. પુત્રોએ વારુ (કહી) પિતાનો આદેશ સ્વીકાર્યો. તેનું મરણ થતાં તેની ઔર્ધ્વદૈહિક (ક્રિયા) કરી તેરમે દિવસે ભૂમિ ખોદીને ચારેએ યથાયોગ્ય નિધિકળશો ગ્રહણ કર્યા. તેઓ ઉઘાડીને જોવા જુએ છે તેવા પહેલાના કુંભમાં સુવર્ણ, બીજાના કુંભમાં કાળી મટોડી, ત્રીજાના કુંભમાં ભુશ (ઉમી?) અને ચોથાના કુંભમાં હાડકાં દેખાયાં. તે ઉપરથી સૌથી મોટા સાથે બીજા (નાના) ત્રણ વિવાદ કરવા લાગ્યા કે પેલું સુવર્ણ (તને જે મળ્યું છે) તે અમને પણ વહેંચીને આપ. તેણે તે ન આપ્યું એટલે તેઓ 'અવન્તી'પતિના ધર્માધિકારી પાસે ગયા. ત્યાં પણ તેમના વિવાદનો નિર્ણય થયો નહિ. તેથી ચારે 'મહારાષ્ટ્ર' જનપદમાં ગયા.

સાતવાહન તો કુંભારની મટોડી વડે રોજ નવા નવા હાથી, રથ, અને સુભટ બનાવતો કુંભારશાલામાં બાલક્રીડાના દુર્લલિત વડે ઉત્પન્ન થયેલ સ્થિતિવાળો સમય પસાર કરતો હતો. પેલા બ્રાહ્મણપુત્રો 'પ્રતિષ્ઠાન' પત્તનમાં આવી આમ તેમ ભમતાં કુંભારની શાળામાં (આવી) રહ્યા. ઇંગિત આકાર (જાણવા)માં નિપુણ એવો સાતવાહન તો તેમને જોઇને બોલ્યો કે હે બ્રાહ્મણો! તમે ચિન્તાતુર કેમ દેખાઓ છો? તેમણે કહ્યું કે હે જગતને વિષે અદ્વિતીય સુભગ! તેં અમને કેવી રીતે ચિન્તાયુક્ત ચિત્તવાળા જાણ્યા? કુમારે કહ્યું કે ઇંગિતોથી શું જણાતું નથી? તેમણે કહ્યું કે એ બરાબર છે, પરંતુ તારી આગળ ચિન્તાનું કારણ જણાવવાથી શો લાભ? (કેમકે) તું (તો) ખરેખર બાળક છે. બાળકે કહ્યું કે મારાથી પણ તમારું સાધ્ય સિદ્ધ થાય (તેમ હશે તો હું જરૂર તેમ કરીશ); વાસ્તે એ ચિન્તાનું કારણ જણાવો. તેના વચનની વિચિત્રતાથી જેમનું હૃદય હરાયું હતું એવા તેમણે એ ઉપરથી નિધિના નિર્ગમથી માંડીને તે 'માલવ'પતિની સભામાં પણ વિવાદના નિર્ણયનો અંત ન આવ્યો ત્યાં

સુધીના પોતાના સમસ્ત સ્વરૂપનું નિવેદન કર્યું. સ્મિત વડે વ્યાપ્ત અધરવાળા કુમારે તો કહ્યું કે, હે બ્રાહ્મણો ! હું તમારા ઝગડાનો નિર્ણય કરું છું. સાવધાન થઇને સાંભળો. જેને પિતાએ સોનાનો કળશ આપ્યો છે તે તેનાથી જ નિવૃત્ત હો-તેણે તેનાથી સંતોષ માનવો; જેના કળશમાંથી
૫ કાળી મરોડી નીકળી તે ક્ષેત્ર, કેદાર વગેરેનું ગ્રહણ કરે; જેના (કળશ)માં ભુસ છે તે કોઠારમાં રહેલાં સર્વ ધાન્યોનો સ્વીકાર કરે, અને જેના (કળશ)માંથી હાડકાં નીકળ્યાં તે ઘોડો, ભેંસ, દાસી, દાસ વગેરે ગ્રહણ કરે. એમ તમારા પિતાનો આશય છે. આ પ્રમાણે બાળકનું કહેલું સાંભળીને બ્રાહ્મણો કે જેમનો કજીઓ પતી ગયો હતો તેઓ
૧૦ તેના વચનને પ્રમાણરૂપ માની તેની રજા લઇ પોતાની નગરીએ પાછા આવ્યા. તેમના વિવાદના નિર્ણયની એ કથા નગરીમાં પ્રસિદ્ધિ પામી. રાજાએ પણ તેમને બોલાવી પૂછ્યું કે શું તમારા વિવાદનો નિર્ણય થયો ? તેમણે કહ્યું કે હા, નાથ ! (થયો). કોણે નિર્ણય કર્યો એમ રાજાએ કહ્યું ત્યારે તેમણે સાતવાહનનું સમગ્ર અને સત્ય સ્વરૂપ
૧૫ કહ્યું. તે સાંભળીને તે બાળકની મતિસમૃદ્ધિ જોઇ [1]દૈવજ્ઞે પહેલાં કહેલું કે 'પ્રતિષ્ઠાન'માં તેનું રાજ્ય થશે તે યાદ આવતાં તેને પોતાના પ્રતિપંથી સમજીને મનમાં ક્ષોભ પામી તે નરેશ્વરે તેને મારી નંખાવવાના ઉપાયનું ચિર કાળ ચિન્તન કર્યું અભિઘાત કરાદિ પ્રયોગો દ્વારા એને મારી નંખાવતા તો અપકીર્તિ તેમજ ક્ષાત્ર વૃત્તિની ક્ષતિ થાય એમ
૨૦ વિચારી ચતુરંગ સેનાનો સમૂહ તૈયાર કરી 'અવન્તિ'ના પતિએ 'પ્રતિષ્ઠાન'પત્તન તરફ પ્રયાણ કરી તેને યથેષ્ટ રીતે ઘેરી લીધી. તે જોઇને તે ગામો ભયભીત થઇ વિચારવા લાગ્યા કે ગુસ્સે થયેલા 'માલવ'પતિનો કોના ઉપર આ આટલો (બધો) આટોપ છે ? અત્ર તો નથી રાજા, નથી રાજ્ય (ઠાકોર ?), નથી વીર કે નથી કોઇ
૨૫ તેવો કિલ્લો વગેરે. તેઓ આ પ્રમાણે વિચાર કરતા હતા તેવામાં 'માલવ'પતિએ મોકલેલા દૂતે આવીને સાતવાહનને કહ્યું કે હે કુમાર ! તારા ઉપર ગુસ્સે થયેલો રાજા સવારે તને મારી નાંખશે: એથી તારે યુદ્ધાદિનો ઉપાયનું ચિંતનનું અવધારણ કરવું-યુદ્ધ વગેરે માટે જે તૈયાર કરવી હોય તે કરવી. દૂતનાં વચનો સાંભળ્યા પછી
૩૦ પણ તે નિર્ભયપણે નિરંતર રમ્યા કરતો હતો.

એવામાં જેમને પરમાર્થ જણાયો છે એવા તેના બે મામાઓ કે

1 જોશી.

જેમના એક બીજા તરફના દુર્વિકલ્પો નાશ પામ્યા હતા તેઓ ફરીથી 'પ્રતિષ્ઠાન' આવ્યા. પરસૈન્યને જોઇને તેમણે પેલી પોતાની બેનને કહ્યું કે હે બેન ! જે દેવે તને આ પુત્ર આપ્યો છે તેને જ તું યાદ કર જેથી તે જ આને મદદ કરશે. તે વચન ઉપરથી નાગપતિનું પ્રાચીન વચન યાદ આવતાં માથે ઘડો મૂકી 'ગોદાવરી'ના નાગહ્રદે જઇ અને (ત્યાં) સ્નાન કરી તે જ નાગપતિનું તેણે આરાધન કર્યું. નાગરાજે તરત જ પ્રત્યક્ષ થઇ વચન ઉચ્ચાર્યું કે હે બ્રાહ્મણી ! શા માટે તેં મને યાદ કર્યો છે ? પ્રણામ કરી, જેવું હતું તેવું તેણે કહ્યું એટલે શેષરાજે કહ્યું કે હું તારો પતિ ( બેઠો ) છું ત્યાં સુધી તારા પુત્રનો પરાભવ કરવા કોણ સમર્થ છે ? એમ કહીને તે ઘડો લઇને હ્રદમાં તે બોળીને તેમજ અમૃતકુંડમાંના અમૃતથી તે ઘડાને ભરીને તેણે તેને આપ્યો. સાતવાહનને માટીના બનાવેલ ઘોડા, રથ, હાથી અને પાયદળના સમૂહને આ અમૃત છાંટજે, જેથી તે સજીવન થઇ પરચક્રને ભાંગી નાંખશે-સામા સૈન્યને હરાવશે. વળી એ જ અમૃતના ઘડાથી તારા પુત્રનો 'પ્રતિષ્ઠાન' પત્તનના રાજ્ય ઉપર અભિષેક થશે. કામ પડે તો ફરીથી મને યાદ કરજે. એમ કહી નાગપતિ પોતાને સ્થાને ગયો. અમૃતનો ઘડો લઇને પોતાને ઘેર જઇ તેણે તેનાથી પેલા માટીના સૈન્યને પુષ્કળ છાંટયું. દિવ્ય પ્રભાવથી સવારે સજીવન બની તે સૈન્ય સામું જઇ પરસૈન્ય સામે યુદ્ધ કરવા મંડયું. સાતવાહનના એ લશ્કરે 'અવન્તિ'પતિનું સૈન્ય ભાંગી નાંખ્યું. વિક્રમ રાજા પણ નાસીને 'અવન્તી' ગયો. ત્યાર પછી સાતવાહનનો રાજ્યાભિષેક થયો. પોતાની વિભૂતિ વડે વસ્તુના સમૂહના ઉત્તમ નામનો જેણે પરાભવ કર્યો છે એવું 'પ્રતિષ્ઠાન' ધવલગૃહ, દેવમંદિર, હાટની શ્રેણિ, રાજમાર્ગ, કોટ, ખાઇ વગેરેથી યુક્ત પત્તન બન્યું. ધીરે ધીરે 'દક્ષિણાપથ'ને અનૃણ (? અનૂપ) બનાવી અને 'તાપી'ના તીર સુધી 'ઉત્તરાપથ'ને સાધીને સાતવાહને પોતાનો સંવત્સર પ્રવર્તાવ્યો અને તે (પોતે) જૈન બન્યો. મનુષ્યોનાં નેત્રને જેણે શીતલતા આપી છે એવાં ચૈત્યો તેણે કરાવ્યાં. પચાસ વીરો પૈકી પ્રત્યેકે પણ પોતપોતાના નામ વડે અંકિત નગરમાં જિનમંદિરો બનાવ્યાં. અન્ય દર્શનના લોકમાં પ્રસિદ્ધ એવું સાતવાહનનું બાકીનું ચરિત્ર પણ કંઇક કહેવાય છે:—

જ્યારે શ્રીસાતવાહન પૃથ્વીનું રક્ષણ કરતો હતો ત્યારે પચાસ વીરો 'પ્રતિષ્ઠાન' નગરની અંદર અને પચાસ વીરો નગરની બહાર રહેતા હતા. એવામાં એ જ નગરમાં એક બ્રાહ્મણનો શૂદ્રક નામનો પુત્ર ગર્વથી

ઉદ્ધત બન્યો. આ આપણા કુળને ઉચિત નથી એમ કહી તેના પિતાએ અભિમાનથી યુદ્ધનો શ્રમ કરતા એવા તેનો પ્રતિષેધ કર્યો, છતાં તે અટક્યો નહિ. એક દહાડો પિતા સાથે જતાં એ બાર વર્ષના બાળકે શહેરમાં રહેનારા બાપલા, ખૂંદન વગેરે પચાસ વીરોથી યુક્ત સાતવાહનને બાવન હાથના માપવાળી શિલાને શ્રમાર્થે ઉપાડતો જોયો. કોઈ વીરે ચાર આંગળ, કોઈએ ૭ આંગળ તો કોઈએ આઠ આંગળ અને ભૂપતિએ ઘુંટણ પર્યંત શિલાને ભૂમિથી ઉપાડી. એ જોઈને શૂદ્રકે સ્ફુરાયમાણ પરાક્રમપૂર્વક કહ્યું કે તમારામાંથી કોઈ આ શિલાને માથા સુધી ઊંચી કરવા સમર્થ છે! તેમણે પણ ઈર્ષ્યાથી કહ્યું કે જો તું (તારી જાતને) સમર્થ માનતો હોય તો તું જ ઉપાડ તે સાંભળીને શૂદ્રકે તે શિલાને આકાશમાં એવી ઉછાળી કે તે દૂર ઊંચે ગઈ શૂદ્રકે ફરીથી કહ્યું કે આપનામાંથી જે સમર્થ હોય તે આને પડતી અટકાવે બીકથી ભ્રાન્ત નયનવાળા બનેલા સાતવાહન પ્રમુખ વીરોએ તેને વિનતિપૂર્વક કહ્યું કે હે મહાપરાક્રમી! તું અમારા પ્રાણનું રક્ષણ કર, રક્ષણ કર. તેણે પેલી પડતી (શિલા)ને એવો એક [1]મુષ્ટિપ્રહાર કર્યો કે તેના ત્રણ કટકા થઈ ગયા. તેમાંનો એક કટકો ત્રણ યોજન ઉપર પડ્યો, બીજો નાગહ્રદમા અને ત્રીજો પ્રતોલીના દ્વાર આગળ [2]ચતુષ્પથમાં પડ્યો, જે આજે પણ તેવો જ જનોના દીઠામાં આવે છે તેના પરાક્રમના વિલાસથી વિસ્મય પામેલા ચિત્તવાળા ભૂપતિએ શૂદ્રકનો સારો સત્કાર કરી (તેને) નગરરક્ષક બનાવ્યો બીજા હથિયારોનો નિષેધ કરી રાજાએ તેને કેવળ દંડરૂપ આયુધની જ અનુજ્ઞા આપી. અનર્થના નિવારણ માટે શૂદ્રકે બહાર ફરતા વીરોને નગરમાં દાખલ થવા દીધા નહિ.

એક દિવસ પોતાના મહેલના ઉપરના ભાગમાં સૂતેલો સાતવાહન રાજા મધરાતે- દેહચિંતાર્થે ઊઠ્યો (તો તે વખતે) નગરની બહાર નજીકમા કરુણ રુદન સાભળીને તેનો પત્તો મેળવવા માટે તરવાર હાથમાં રાખી પારકાના દુઃખ વડે દુખિત હૃદયવાળા (બનવાના તેના) સ્વભાવને લઈને તે ઘરમાંથી નીકળ્યો. વચમાં શૂદ્રકે તેને જોયો અને તેણે તેમને સવિનય પ્રણામ કરી મહારાજે (બહાર) નીકળવાનું કારણ પૂછ્યે ભૂપતિએ કહ્યું કે બહાર નગરની સમીપમાં કરુણ આક્રંદથી યુક્ત આ

1 મુઠ્ઠી મારી. 2 ચકલે.

ધ્વનિ સંભળાય છે તેના કારણની પ્રવૃત્તિ જાણવા માટે હું જઇ રહ્યો છું. આ પ્રમાણે રાજાએ કહ્યું એટલે શૂદ્રકે વિનતિ કરી કે હે દેવ ! પૂજ્યપાદ પોતાના મહેલને અલંકૃત કરવા માટે પધારો. હું જ તે પ્રવૃત્તિ લઇ આવીશ. એમ કહીને ભૂપતિને પાછો વાળી રુદનના અવાજ અનુસાર નગરની બહાર જવા તે પોતે પ્રવૃત્ત થયો. આગળ જતા કાન દઇને (સાંભળતા) તેણે 'ગોદાવરી'ના પ્રવાહમા કોઇને રડતો સાંભળ્યો તે ઉપરથી કમ્મર કસીને શૂદ્રક તરતો તરતો જેવો નદીના મધ્યમા જઇ પહોંચ્યો તેવો તેણે પાણીના પૂરમાં તણાતા એક મનુષ્યને રડતો જોયો. તેણે એને કહ્યુ કે તું કોણ છે અને શા સારૂ રડે છે ? એમ કહેવાતા તે અતિશય રડયો આ પ્રમાણેના આગ્રહથી તેણે સ્પષ્ટ કહ્યું કે હે સાહસિકોમાં શિરોમણિ ! તું મને અહીંથી કાઢીને રાજાની સમીપ લઇ જા જેથી ત્યાં હું મારો વૃત્તાન્ત કહીશ. એમ બોલતા એવા તેને શૂદ્રકે ઉંચકવા જેમ જેમ પ્રયાસ કર્યો તેમ તેમ તે ઉંચકાયો નહિ તેથી નીચે કોઇ યાદસ્ (જલજંતુ) વડે એ પકડાયો હશે એવી આશકા લાવી દ્રકે તરત જ નીચે તરવાર ફેરવી ત્યાર બાદ ઉદ્ધાર કરનાર શૂદ્રકના હાથે કેવળ મસ્તક જ ચડયુ લોહીની ધારા વહેતી હતી એવા મસ્તકને જલદી જોઇ શૂદ્રક શોકાતુર બની ચિંતવવા લાગ્યો કે મારા ઉપર પ્રહાર નહિ કરનારને હણનારા અને શરણે આવેલાના ઘાતક એવા મને ધિક્કાર છે એ પ્રમાણે આત્માની નિન્દા કરતો વજ્રથી હણાયો હોય તેમ એક ક્ષણ તે મૂર્છિત થઇ ગયો ત્યાર બાદ ચેતન આવતા તેણે ચિર કાળ વિચાર કર્યો કે આ દુશ્ચેષ્ટા હું રાજાને કેવી રીતે જણાવીશ ? એથી શરમાઇ ગયેલા ચિત્તવાળા તેણે ત્યા જ લાકડાંની ચિતા રચી અને ત્યા અગ્નિ સળગાવ્યો. પછી મસ્તકને સાથે લઇને જેવી તેણે ઊંચી જ્વાળામા પ્રવેશ કરવા પ્રવૃત્તિ કરી તેવામા જ તે મસ્તકે કહ્યું કે હે મહાપુરુષ ! તું શા સારૂ આમ કરે છે ? રાહુની પેઠે હું સર્વદા મસ્તકરૂપ જ છુ; તેથી તું નાહક શોક ન કર, કૃપા કર અને મને રાજા પાસે લઇ જા. આ પ્રમાણે તેનું વચન સાંભળી અચંબો પામેલા ચિત્તવાળો અને એ જીવે છે એથી રાજી થયેલો શૂદ્રક તે મસ્તકને પટ્ટાંશુકમા વીંટીને સવારે રાજા પાસે ગયો. રાજાએ પૂછ્યુ કે હે શૂદ્રક ! આ શુ છે ? એણે પણ કહ્યું કે હે દેવ ! જેના રુદનનો અવાજ દેવે રાત્રે સાંભળ્યો હતો તે આ છે. એમ કહીને તેનું પૂર્વે કહેલુ સર્વ વૃત્તાન્ત તેણે જણાવ્યુ. ફરીથી રાજાએ તે જ મસ્તકને પૂછ્યુ કે તું કોણ છે અને તારૂં અહીં શા

સારૂ આવવું થયું ? તેણે કહ્યું કે હે મહારાજ ! આપની કીર્તિ બંને કાને સાંભળી કરુણ રુદનના મિષથી (મારી) જાતને જણાવી હું આપની પાસે આવ્યો. આપને મેં જોયા. એથી મારાં નેત્રો આજે કૃતાર્થ થયાં છે. તું કઇ કળા યથાર્થ રીતે જાણે છે એવી રાજાની આજ્ઞા (પૃચ્છા)થી તેણે
૫ નિરવ (?) ગીત ગાવાનું શરૂ કર્યું. ક્રમે કરીને તેના ગાનની કળાથી રાજા પ્રમુખ આખીએ સભા મોહ પામી. એ માયાસુર નામનો અસુર કપટ કરી રાજાની પૂજ્ય રૂપપિયવાળી પટ્ટરાણીનું હરણ કરવાની ઇચ્છાથી આવ્યો હતો. (પરંતુ) એ (વાત) કોઇના પણ જાણવામાં ન હતી. લોકોએ કેવળ મસ્તકના દર્શનથી એનું પ્રાકૃત ભાષામાં સીસુલા
૧૦ એવું નામ પાડ્યું. ત્યાર બાદ દરરોજ તબૂરાને પણ હઠાવે એવા મધુર સ્વરે તેનું ગાન થતાં તેનું સ્વરૂપ દાસીને મોઢે મહાદેવીએ સાંભળ્યું. રાજાને વિનવીને તેણે તે મસ્તક પોતાની પાસે મંગાવ્યું. રોજ રાણી તેને ગવડાવતી. કેટલીક દહાડે રાત્રે લાગ જોઇને માયાસુરે તેનું તરત જ હરણ કર્યું. તેણે તેને પોતાના 'ધરાવલંબિ' નામના વિમાનમાં બેસાડી.
૧૫ રાણીએ કરુણ રુદન કરવા માંડ્યું: અરેરે મને કોઇ હરી જાય છે (આ) પૃથ્વી ઉપર એવો કોઇ વીર છે કે જે મને છોડાવે ? તે સાભળીને ખૂંદલ નામના વીરે આકાશમાં ઉડીને તે વિમાનનો ઘંટ હાથે મજબૂત પકડી લીધો. તેથી હાથ વડે રોકાયેલું તે વિમાન આગળ ચાલ્યું નહિ. ત્યાર બાદ માયાસુરે વિચાર્યું કે આ વિમાન કેમ ચાલતું
૨૦ નથી ? હાથ વડે ઘંટનું અવલંબન લીધેલા વીરને જેવો તેણે જોયો તેવો(જ) તેણે ખડ્ગ વડે તેનો હાથ કાપી નાંખ્યો (એથી) વીર પૃથ્વી ઉપર પડ્યો અને એ અસુર આગળ ચાલ્યો. ત્યાર પછી દેવીના હરણના વૃત્તાન્તથી વાકેકગાર બનેલા ભૂપતિએ ૪૯ વીરોને હુકમ કર્યો કે પટ્ટરાણીનું કોણે હરણ કર્યું છે તેની શોધ કરો. પ્રથમથી જ શૂદ્રક ઉપર
૨૫ અસૂયા (ધારણ કરવા)માં તત્પર એવા તેમણે કહ્યું કે હે મહારાજ ! શૂદ્રક જ જાણે; (કેમકે) તે જ તે મસ્તક લાવ્યો હતો (અને) તે જ દેવીને હરી ગયું. તે ઉપરથી તેના ઉપર ગુસ્સે થયેલા રાજાએ તેને શૂલિએ ચડાવવાનો હુકમ કર્યો. ત્યાર પછી દેશની રીતિ (ચાલ) પ્રમાણે રાતા ચંદનથી વિપ્ત દેહવાળા એવા તેને ગાડામાં સુવડાવી અને તેની
૩૦ સાથે તેને મજબૂત બાંધીને જેવા રાજપુરુષો (તેને) શૂલિ (દેવા) માટે ચાલ્યા તેવામાં ૫૦ વીરો પણ એકઠા મળી શૂદ્રકને કહેવા લાગ્યા કે હે મહાવીર ! શા માટે આપ રાંડની જેમ મરો છો ? અશુભનું કાલ-

હરણ કરવું અર્થાત્ અણી ચૂકાવવી એ ન્યાયપૂર્વક રાજા પાસે તું કેટલાક
દિવસની મુદત માગ (અને) બધે દેવીનું હરણ કરનારાને શોધ. કેમ
તું એકાએક જ પોતાની વીરતાની કીર્તિને દૂર કરે છે-ઝાંખ લગાડે છે!
તેણે કહ્યું કે ત્યારે રાજા પાસે જાઓ (અને) એ માટે રાજાને વિનવો.
તેમણે પણ તેમ કર્યું એટલે રાજાએ શૂદ્રકને પાછો બોલાવ્યો. તેણે　૫
પણ સ્વમુખે વિનતિ કરી કે હે મહારાજ! મુદત આપો જેથી પ્રત્યેક
દિશામાં દેવીને તેમજ તેનું હરણ કરનારને હું શોધું. રાજાએ દશ
દિવસની મુદત આપી. શૂદ્રકના ઘરમાં બે કુતરા હતા જે તેની સાથે
રહેતા હતા. રાજાએ કહ્યું કે આ બે કુતરાને જામીન તરીકે
અમારી પાસે મૂક (અને) દેવીનો પત્તો મેળવવા માટે તું જાતે ભૂમંડળમાં　૧૦
ફર. એ પણ આદેશ પ્રમાણ છે એમ કહીને (એ) પરાક્રમી નીકળી
પડ્યો. પૃથ્વીપતિએ તે બે કૂતરાને સાંકળે બાંધી ખાટલાના પાયા
સાથે બાંધ્યા. શૂદ્રક તો ચારે બાજુ ફર્યો-રખડ્યો. ફરવા છતાં પણ
જ્યારે પ્રસ્તુત અર્થની કેવળ ખબર પણ કોઇ ઠેકાણે તેને ન મળી
ત્યારે તેણે વિચાર્યું કે અહો મારી આ અપકીર્તિનો પ્રાદુર્ભાવ થયો કે　૧૫
આ સ્વામીનો દ્રોહી બની દેવીને હરી ગયો. તે (દેવી)નો કોઇ પણ ઠેકાણે
પત્તો મળ્યો (મળતો) નથી; વાસ્તે મરણ એ જ મારૂં શરણ હો. એમ
વિચારી તેણે લાકડાં વડે ચિતા રચી-ખડકાવી અને અગ્નિ સળગાવ્યો.
જેવો તે તેમાં દાખલ થવા જતો હતો તેવામાં પેલા બે દેવાધિષ્ઠિત
કૂતરાઓએ જાણ્યું કે અમારો નાથ મરણ ઇચ્છી રહ્યો છે. તે ઉપરથી　૨૦
દેવતાઇ શક્તિ વડે સાંકળો ભાંગીને તે બે વિના વિલંબે ત્યાં ગયા કે
જ્યાં શૂદ્રકે ચિતા ખડકાવેલી હતી. દાંત વડે કેશ ખેંચીને તેણે
શૂદ્રકને બહાર કાઢ્યો. એકાએક તે (બે કૂતરા)ને જોઇને અચંબો પામેલા
ચિત્તવાળા તેણે કહ્યું કે હે મહાપાપી! તમે દુષ્ટોએ આ શું કર્યું?
રાજાના મનમાં વિશ્વાસનો ઘાત થશે કે જામીનરૂપ (બે કૂતરાઓ)ને　૨૫.
પણ તે પોતાની સાથે લઇ ગયો. કૂતરાઓએ કહ્યું કે તું ધીરજ ધર
અને બતાવેલી દિશાને જલદી તું અનુસર. તારે શી ચિન્તા છે? એમ
કહીને આરાધ્ય થકાને તેઓ તેની સાથે ઉપડ્યા. ક્રમે તેઓ 'કોલ્લાપુર'
પહોંચ્યા. ત્યાં આવેલા મહાલક્ષ્મી દેવીના મંદિરમાં તેઓ દાખલ થયા. ત્યાં
તે દેવીની પૂજા કરી કુશના સંસ્તારે બેસી શૂદ્રક ત્રણ રાત　૩૦
રહ્યો. ત્યાર બાદ ભગવતી મહાલક્ષ્મીએ પ્રત્યક્ષ થઇ તેને કહ્યું હે વત્સ!
તું શું શોધે છે? શૂદ્રકે કહ્યું કે હે સ્વામિની! સાતવાહન રાજાની

મહિપીનો પત્તો કહે તે ક્યાં છે અને તેનું હરણ કોણે કર્યું છે?
શ્રીદેવીએ કહ્યું કે સર્વ યક્ષ, રાક્ષસ, ભૂત વગેરે દેવગણોને ભેગા કરી
તેની ખબર હું તને જણાવીશ, પરંતુ તેમને માટે બલિ ઉપહાર વગેરે
તારે તૈયાર કરી રાખવો. જ્યાં સુધી તેઓ ધરાઈને બલિ વગેરેનો
૫ ઉપભોગ કરી સંતોષ ન પામે ત્યાં સુધી તું વિઘ્નો(થી તારી જાતને)
સાચવજે. તે ઉપરથી શૂદ્રકે દેવતાઓના તર્પણ માટે કુંડ રચાવી હોમ કરવો
શરૂ કર્યો બધા દેવગણો મળ્યા તેમણે પોતપોતાનો ભોગ અગ્નિમુખે ગ્રહણ
કર્યો. તેવામાં તે હોમનો ધૂમાડો પસરતો પસરતો જ્યાં માયાસુર હતો તે
સ્થાનમાં પહોંચ્યો. લક્ષ્મીએ આદેશ આપેલા શૂદ્રકના હોમના સ્વરૂપથી
૧૦ જાણીતો બનેલા તેણે પણ હોમમાં વિઘ્ન કરવા માટે કોલ્લાસુર
નામના પોતાના ભાઈને મોકલ્યો કોલ્લાસુર પોતાના સૈન્ય સાથે આકાશ
(માર્ગે) આવ્યો. દેવગણોએ તે દીઠું અને તેઓ અચંબો પામ્યા ત્યાર
બાદ (પેલા) બે કૂતરાઓ દિવ્ય શક્તિથી દૈત્યો સાથે યુદ્ધ કરવા લાગ્યા,
પરંતુ દૈત્યોએ ક્રમે કરીને તેમને મારી નાખ્યા તેથી શૂદ્રક પોતે યુદ્ધ
૧૫ કરવા તૈયાર થયો. દંડ સિવાય અન્ય આયુધના અભાવને લીધે દંડ વડે
જ તેણે ક્રમે કરીને ઘણા અસુરોને મારી નાખ્યા ત્યારે દૈત્યોએ તેનો
જમણો હાથ કાપી નાંખ્યો ફરીથી તેણે ડાબે હાથે જ દંડયુદ્ધ કર્યું તે
પણ છેદાતાં જમણા પગે દંડ ગ્રહી તે યુદ્ધ કરવા લાગ્યો. તે દૈત્યોએ
કાપી નાખ્યો એટલે ડાબે પગે દંડ ગ્રહણ કરી તે યુદ્ધ કરવા લાગ્યો.
૨૦ દૈત્યોએ તે પણ ક્રમે છેદી નાખ્યો ત્યાર બાદ દાંતોથી દંડ પકડીને તેણે
યુદ્ધ કરવા માંડ્યુ ત્યારે તેમણે (તેનું) મસ્તક છેદી નાખ્યું. ત્યાર બાદ ગળા
સુધી તૃપ્ત થયેલા દેવગણોએ પેલા શૂદ્રકને ભૂમિ ઉપર પડેલા મસ્તકવાળો
જોઈને અહો, અમને ભોગ આપનારા વીરકને શું થયું એમ પરિતાપ
પામી યુદ્ધ કરવા માંડ્યુ અને કોલ્લાસુરને મારી નાંખ્યો ત્યાર પછી
૨૫ શ્રીદેવીએ શૂદ્રકને અમૃત છાંટીને ફરીથી એના અંગો સાંધી દીધા અને
તેને ફરીથી જીવતો કર્યો. તેણે (પેલા) બે કૂતરાઓને પણ જીવતા કર્યા
દેવીએ પ્રસન્ન થઇ તેને ખડ્ગરત્ન આપ્યું અને આનાથી તું અજેય
થઇશ એવો વર પણ આપ્યો. ત્યાર પછી મહાલક્ષ્મી વગેરે દેવગણો
સાથે સાતવાહનની દેવીની શોધ માટે સમસ્ત ત્રિભુવનમાં ભમીને
૩૦ શૂદ્રક મહાસાગરે પહોંચ્યો ત્યાં એક ઊંચા વડના ઝાડને જોઈ જેવો
તે આરામ લેવા માટે એના ઉપર ચઢ્યો તેવો તેણે તેની ડાળીએ ઊંધા
માથે લટકતો અને લાકડીની ખીલીમાં ઉપર બાંધેલા પગવાળો એક

રુપને જોયો. તે વળી જીભ પ્રસારી અંદર પાણી પીતો અને જલ-
રાદિને ખાતો તેમની નજરે પડ્યો. શૂદ્રકે પૂછ્યું કે તું કોણ છે અને
ા માટે આ પ્રમાણે લટકે છે? તેણે કહ્યું કે હું માયાસુરનો સૌથી
ાનો ભાઇ છું. તે મારો મોટો ભાઇ કામદેવના ગર્વને અધીન બની
પ્રતિષ્ઠાન'ના અધિપતિ સાતવાહન રાજાની મહિષી સાથે ક્રીડા કરવાની
અભિલાષાવાળો, રાવણે સીતાનું હરણ કર્યું હતું, તેમ એને હરી લાવ્યો
છે). એ પતિવ્રતા એને ઇચ્છતી નથી; તેથી મેં મારા મોટા ભાઇને
હ્યું કે પરસ્ત્રીનું હરણ કરવું તે તારે માટે યોગ્ય નથી. પરાક્રમથી જેણે
જગતનું આક્રમણ કર્યું હતું તેવો [1]દશકંધર પરસ્ત્રીઓને વિષે ક્રીડા
કરવાની ઇચ્છા (કરવા)થી કુળનો નાશ કરી નરકે ગયો. આ પ્રમાણેનાં
વચનોથી નિષેધાયેલ માયાસુરે મારા ઉપર ગુસ્સે થઇ આ વડની
ડાળીએ મને ટાંગીને આ પ્રમાણે મારી વિડંબના કરી છે. હું (મહામહેનતે)
જીભ પસારી સમુદ્રમાં સંચરતા જળચર વગેરેને ખાતો પ્રાણયાત્રા કરું
છું-જીવું છું. એ પ્રમાણે સાંભળીને શૂદ્રકે પણ કહ્યું કે હું તે જ રાજાનો
નોકર નામે શૂદ્રક તે જ દેવીને શોધવા માટે આવ્યો છું. તેણે કહ્યું કે
જો એમ હોય તો મને છોડાવ જેથી હું સાથ આપી તેને તેમજ તે
દેવીને બતાવું. તેણે પોતાના સ્થળની આસપાસ લાખનો કિલ્લો કર્યો
છે. તે નિરંતર બળતો જ રહે છે. તેથી તેને ઓળંગી તેમાં દાખલ
થઇને અને તેને પાડીને દેવી પાછી લાવવી જોઇએ. એ પ્રમાણે
સાંભળીને પેલી તલવાર વડે તેના લાકડાંનાં બંધનો છેદીને તેને આગળ
કરી શૂદ્રક દેવગણોથી પરિવરાયેલો ઉપડીને અને કિલ્લો ઓળંગીને તે
સ્થાનમાં પેઠો. દેવગણોને જોઇને માયાસુરે પોતાની સેનાને યુદ્ધ માટે
મોકલી. તેનો નાશ થતાં તે પોતે લડવાને તૈયાર થયો. તે ઉપરથી
ક્રમે કરીને શૂદ્રકે તે ખડ્ગથી તેનો વધ કર્યો. ત્યાર બાદ દેવીને 'ઘંટાવલિબ'
વિમાનમાં બેસાડીને દેવગણો સાથે તે 'પ્રતિષ્ઠાન' તરફ ઉપડ્યો

આ તરફ અવધિ પ્રમાણે ઠેરવેલા દશમા દિવસને આવેલો
જાણીને ભૂપતિએ વિચાર્યું કે અહો મારે મહાદેવી નથી, મારે નથી
શૂદ્રક વીર તેમજ નથી (મારે) પેલા કૂતરાઓ. દુષ્ટ બુદ્ધિવાળા એવા મેં
જ બધું નષ્ટ કર્યું છે. આ પ્રમાણે શોકથી પરિવાર સહિત જ પ્રાણનો
ત્યાગ કરવાની અભિલાષાવાળા તેણે ચંદનાદિ લાકડાંથી શહેરની

---

[1] રાવણ.

બહાર ચિતા રચાવી. જેવા ક્ષણમાં પરિજન ચિતામાં અગ્નિ
નાંખતો હતો તેવામાં દેવગણમાંથી એક વર્ધાપક આવ્યો અને તેણે
વિનયપૂર્વક વિનતિ કરી કે હે દેવ ! તમારું સદ્ભાગ્ય છે; મહા-
દેવી આવ્યાં. કાનને મનોહર એવું તે સાંભળીને ભૂપતિ કે જેનું હૃદય
૫ સ્ફુરાયમાણ આનંદથી કંદલિત થયું હતું તેણે ઊંચું જોયું તો આકાશમાં
દેવગણ તેમજ શૂદ્રક તેની નજરે પડયાં. એ તેમજ મહાદેવી પણ
વિમાનમાંથી ઉતરી રાજાને પગે પડયાં. ભૂપતિએ શૂદ્રકને સાનંદ અભિ-
નંદન આપ્યું. વળી તેણે તેને અડધું રાજ્ય આપ્યું. ઉત્સવપૂર્વક નગરમાં
શૂદ્રકને દાખલ કરી તેનું મનોહર ચારિત્ર સાંભળનારા રાજાએ મહિષી સાથે
૧૦ રાજ્યલક્ષ્મી ભોગવી.

એ સાતવાહનને ચન્દ્રલેખા વગેરે ૫૦૦ પત્નીઓ હતી. બધીએ
૭ ભાષાની કવિતાની જાણકાર હતી. રાજા તો વ્યાકરણ (પણ) શીખ્યો
ન હતો. ઉનાળો આવ્યો. જલક્રીડા શરૂ કરવામાં આવી. ચન્દ્રલેખા
શીતાલુ હોઇ તેનાથી શીત સહન ન થતું. રાજા તો પ્રેમપૂર્વક પીચકારી વડે
૧૫ પાણીથી તેનું નિરંતર સિંચન કરતો હતો તેથી તેણે સંસ્કૃતમાં કહ્યું કે હે
દેવ ! મા મોદકૈ પૂરય. સંસ્કૃતનું તત્ત્વ નહિ જાણનો હોઇ 'મોદક' નામ
સાંભળીને હાલે દાસી પાસે મોદકની પટલિકા (ટોપલી ?) મંગાવી.
ચન્દ્રલેખા તે જોઇને પતિની બુદ્ધિની ભ્રાન્તિના દર્શનથી હસી કે અહો
મહારાજની શાસ્ત્રથી ઉત્તેજિત બુદ્ધિની વિશાલતા ! રાજાને પણ (આ)
૨૦ ઉપહાસ જણાયો. રાજાએ પૂછ્યું કે શા માટે અમારો ઉપહાસ કરો
છો ? રાણીએ કહ્યું કે હે પ્રિય ! અન્ય અર્થની જગ્યાએ અન્ય અર્થ
( આપનાથી ) સમજાયાથી આપને હું હસી. રાજાને શરમ લાગી. તરત
જ વિદ્યા માટે ત્રણ રાત્રિ સુધી ઉપવાસ દ્વારા ભારતીનું આરાધન કરી
તેને પ્રત્યક્ષ કરી અને તેના વરથી મહાકવિ બની તેણે સારસ્વત વ્યા-
૨૫ કરણ વગેરે સેંકડો શાસ્ત્રો રચ્યાં. એ રાજાના ગુણે કરીને ભારતી દેવીએ
પ્રસંગે (સ્વર્ગથી) ઉતરી આવી (કહ્યું). એક દહાડો તેણે ભારતીને
વિનતિ કરી કે સમગ્ર નગરને પહોરા અડધા પ્રહર સુધી શીઘ્ર
કવિરૂપ બનાવો. દેવીએ તેમજ કર્યું. એક દિવસમાં દશ કરોડ ગાથાઓ
થઇ. તે રચાયેલ (પુસ્તક) સાતવાહનનું શાસ્ત્ર થયું. તે પૃથ્વીપતિનો
૩૦ ખરમુખ નામનો દંડનાયક શૂરવીર, ભક્ત, વિદ્વાન્, પુણ્યાત્મા અને
આરબસિદ્ધ હતો. એક વાર હાલે ખરમુખને આજ્ઞા કરી કે 'મથુરા'

ગ્રહણ કરો. આદેશ પ્રમાણ છે એમ કહીને બહાર વ્યાપારીઓ પાસે આવી તેણે (તેમને) રાજાનો હુકમ કહ્યો. વ્યાપારીઓએ કહ્યું કે હે ખરમુખ ! બે 'મથુરા' છે. એક (તો) પાંડવોએ રચેલી "દક્ષિણ મથુરા' (અને) બીજી 'પૂર્વ મથુરા' કે જેના ગોષ્ઠમાં કૃષ્ણ ઉત્પન્ન થયા હતા અને જ્યાં વૃન્દાવન વગેરે વનો છે. (એ) બેમાંથી ૫
કઈ 'મથુરા'નું ગ્રહણ કરવું તે પૂછ. ખરમુખે કહ્યું કે તે પ્રતાપસૂર્યને પૂછવાને કોણ સમર્થ છે ? તે કહેશે તે કે શું તમે મારું મન જાણતા નથી ? વળી તેનો ક્રોધ સત્વર પ્રાણ હરનારો છે. (વાસ્તે) બંને 'મથુરા' આપણે લઈશું. સેનાના બે વિભાગ કરી એક જ દિવસે મધ્યાહ્નને ખરમુખે બે 'મથુરા' ગ્રહણ કરી. તે બે નગરીના ગ્રહણની વધામણી કહેવા ૧૦
બે પુરુષો આવ્યા. હર્ષપૂર્વક રાજા (એ) બે સાથે બોલતો હતો તેવામાં ત્રીજો એક આવ્યો. તેણે કહ્યું કે હે દેવ ! સદ્‌ભાગ્યે આપ દ્વારા (તૈયાર) કરાવાતા જૈન મંદિરના ભૂમિતલમાં અક્ષય નિધિ પ્રકટ થયો છે. તેના સામું એ જોતો હતો તેવામાં પ્રેમમંજૂષા દાસી અંતઃપુરમાંથી આવી (અને બોલી કે) હે નાથ ! દેવી ચન્દ્રલેખાને સર્વાંગે લક્ષણ વાળો પુત્ર આવ્યો ૧૫
છે. ચારેને રાજાએ વધામણી આપી. તે હર્ષથી એને મોટો ઉન્માદ થયો. તેથી લોકોને એકઠા કરી ઘોડે ચઢી 'ગોદાવરી'ના તીરે આવી ઊંચે સ્વરે તેણે (નદી)ને કહ્યું કે હે ગોદાવરી ! પૂર્વ સમુદ્રથી સાધિન થયેલી તું સાચું બોલઃ તારા તટ ઉપર સાલિવાહનના જેવું કુળ છે ? ઉત્તરમાં 'હિમાલય' અને દક્ષિણમાં સાલિવાહન રાજા. એથી તુલ્ય ભારના ૨૦
બોજાથી આક્રાન્ત પૃથ્વી કોઈ તરફ નમી જતી નથી. તેનો તે પ્રકારનો ગર્વ જોઈ મહામંત્રીઓ માંહોમાંહે મંત્રણા કરવા લાગ્યા કે રાજા લક્ષ્મી વડે ચંચળ બન્યો છે; તેથી (કહ્યું પણ છે કે) જો પુરુષ લક્ષ્મી વડે જીતાયો તો બે લોકો તે હારી ગયો; (પરંતુ) જો એ (લક્ષ્મી) પુરુષ વડે જીતાય તો એનાથી બંને લોકો જીતાયા. તેથી કરીને એને દુઃખ ઉપજાવીને (તેના) ૨૫
ગર્વરૂપ રોગનો ઉચ્છેદ કરવો ઉચિત છે. એમ વિચારી તેમણે રાજાને ખબર આપી કે હે દેવ ! લલાટ તપે એવો સૂર્ય થવા આવ્યો છે. ભોજનનો સમય થયો છે. (વાસ્તે) મહેલે પધારો. એમ કહીને તેઓ (તેને) મહેલે લઈ ગયા. ત્યાં પણ ગર્વથી તે થાંભલા વગેરે કૂટવા લાગ્યો. તે ૩૦
ઉપરથી મંત્રીઓએ વીરોને વિષે ભૂષણરૂપ ખરમુખને સંતાડીને રાજાને કહ્યુંઃ હે દેવ ! ખરમુખ રોગથી તરત જ દેવલોક પામ્યો છે. તેનું શ્રવણ થતાં રાજાએ દુઃખથી અને શોકથી મદ ત્યજી દીધો. શોકથી તો તેણે

વિહ્વલતાને ધારણ કરી. ત્યાર બાદ પ્રધાનોએ જણાવ્યું કે હે પ્રજાનાથ !
વિદેશથી આવેલા અને મરેલાને જીવાડવાની વિદ્યાથી વાકિફગાર (જનોએ)
ખરમુખને જીવતો કર્યો છે. જો આદેશ હોય તો ચરણકમલયુગલના
તટમાં એ દેખાય. એમ કહેવાતાં તે સ્વસ્થ થયો. ખરમુખ દેખાયો.
૫ રાજા ખૂબ તુષ્ટ થયો. એ પ્રમાણે તેનો ઉદય થયો.

એક વેળા એ 'ગોદાવરી'ને તીરે ક્રીડા કરતો હતો. તે વારે એક
મત્સ્ય જળમાંથી મુખ બહાર કાઢી હસ્યો. (એથી) રાજા બીધો તેમજ
અચંબો પામ્યો. રાત્રે ધ્યાનથી આકર્ષાયેલી અને (એથી) આવેલી બ્રાહ્મીને
તેણે પૂછ્યું કે હે દેવી ! મત્સ્ય શા માટે હસે છે ? બ્રાહ્મીએ કહ્યું કે હે
૧૦ વત્સ ! પૂર્વના ભવમાં તું આ જ નગરમાં લાકડાનો ભાર ઊંચકનારો
(કઠિયારો) હતો. તેં મધ્યાહ્ને લાકડાં ( વેચવાના ) કષ્ટથી ઉપાર્જન
કરેલ ધન વડે ખરીદેલા અને ઊના પાણીમાં વિલોડિત કરેલ સક્તુ
માસક્ષપણક ઋષિને આનંદથી આપ્યાં. તે પુણ્ય વડે તું સમ્રાટ્ ( તરીકે )
અવતર્યો છે. ત્યાંનો એક વ્યંતર એ (વાત) જાણે છે. મત્સ્યમાં સંક્રમીને
તે હસ્યો તે તેં જોયું. રાજાએ કહ્યું કે હસવાનો શો આશય છે ? બ્રાહ્મીએ
૧૫ કહ્યું કે આ આશય છે–દાનથી ઋદ્ધિ પામેલો આ દાનને વિષે મંદ
આદરવાળો છે. પોતાના કાર્યને વિષે મૂઢ એવા જીવલોકને ધિક્કાર છે.
**સાતવાહન** બોલ્યો કે તે વ્યંતરે મારી ચર્ચા શા માટે કરવી જોઇએ ?
બ્રાહ્મીએ કહ્યુંઃ પૂર્વ ભવમાં એ તારો જ મિત્ર હતો. તેણે કંજુસાઇથી
કંઇ પણ દાન દીધું હતું નહિ. ફક્ત તારા દાનની કંઇક તેણે અનુમોદના
૨૦ કરી હતી. તે પુણ્ય વડે એ વ્યંતરરૂપે અવતર્યો છે, તેથી તેનું તારે વિષે
હિતચિંતવ છે. તારા મંત્રના સામર્થ્યથી ખેંચાઇ પ્રત્યક્ષ થતી એવી મને
તે તારી માતા સમાન જાણે છે, તેથી એ તેમ હસ્યો એમ જાણ. તે
વૃત્તાન્તના બોધથી ભૂપતિએ સારી પેઠે દાતારપણું સ્વીકાર્યું. બ્રાહ્મીએ અને
શ્રીએ આપેલ 'શબ્દવેધ' રસની સિદ્ધિથી તે ઇચ્છાદાની માની જૈન થયો.
૨૫ એ હાલ રાજાના આવા વિવિધ વૃત્તાન્તો છે. કેટલા કહેવાથી પાર આવે ?
તેણે 'ગોદાવરી'ને તીરે પ્રાસાદમાં મહાલક્ષ્મીની સ્થાપના કરી. તે તે
સ્થાનોમાં તેણે બીજા પણ યથાયોગ્ય દેવોને બેસાડ્યા.

તે રાજા વિશાળ રાજ્ય લાંબા કાળ પર્યંત ભોગવતો હતો તેવામાં
એક દહાડો કોઇ કઠિયારો કોઇ વણિકની શેરીમાં રોજ મનોહર લાકડાં
૩૦ લઇ જઇ વેચતો હતો. એક દહાડો તે ત્યાં ન ગયો ત્યારે વણિકે
તેની બેનને પૂછ્યું કે શા માટે તારો ભાઇ આજે મારી શેરીમ

આવ્યો નથી? તેણે કહ્યું: હે શ્રેષ્ઠિવર્ય! મારો ભાઈ હાલ સ્વર્ગીઓમાં વસે છે. વણિકે કહ્યું: કેવી રીતે? તેણે કહ્યું: [1]કંકણના બંધનથી માંડીને (શરૂ થતા) વિવાહપ્રકરણને વિષે ચાર દિવસ પુરુષ પોતે સ્વર્ગીઓમાં જાણે રહેતો હોય એમ માને છે; કેમકે તેને ઉત્સવ જોવાનું કુતૂહલ છે. તે સાંભળીને રાજાએ પણ વિચાર કર્યો કે ૫ અહો હું કેમ સ્વર્ગીઓમાં ન વસું? ચાર ચાર દિવસે નિરંતર વિવાહના ઉત્સવમય જ હું રહીશ. એમ વિચારી ચારે વર્ણોમાં જે જે કન્યાને રૂપશાલી અને યુવાન જુએ કે સાંભળે તેને તેને તે ઉત્સવપૂર્વક પરણતો. એમ ઘણો કાળ જતાં લોકોએ વિચાર્યું કે અહો આ શું થવા બેઠું છે? શું બધા વર્ણોએ સંતાન વિનાના રહેવું? બધી કન્યાઓને રાજા જ પરણે ૧૦ છે. અને (આ પ્રમાણે) અબળાના અભાવમાં સંતતિ ક્યાંથી હોય? એ પ્રમાણે લોકો ખિન્ન થતાં 'વિવાહવાટિકા' નામના ગામમાં રહેનારા એક બ્રાહ્મણે પીઠજા દેવીનું આરાધન કરી તેને વિનતિ કરી કે હે ભગવતી! અમારાં સંતાનોનું વિવાહ-કાર્ય કેવી રીતે થશે? દેવીએ કહ્યું કે હે બ્રાહ્મણ! હું તારા ઘરમાં કન્યાનું રૂપ લઈને અવતરીશ. જ્યારે રાજા મને માંગે ૧૫ ત્યારે (તારે) મને તેમને દેવી. બાકીનું હું કરીશ. તે જ પ્રમાણે રાજાએ તેને રૂપવાળી જોઈને બ્રાહ્મણ પાસે (તેની) માંગણી કરી. તેણે પણ કહ્યું કે મેં (એ તમને) આપી, પરંતુ હે મહારાજ! આપે અહીં જાતે આવીને મારી કન્યા પરણવી પડશે. રાજાએ (એ વાત) સ્વીકારી. જોષીએ આપેલા લગ્નમાં ક્રમથી વિવાહ માટે તે ઉપડ્યો. રાજા તે ૨૦ ગામમાં સસરાના કુલે પહોંચ્યો. દેશાચાર મુજબ વહુ અને વરની વચ્ચે પડદો કરાયો-અંતરપટ ધરાયો. ખોબા 'યુગંધરી' લાજેથી ભરવામાં આવ્યો. લગ્નની વેળાએ પડદો દૂર કરાતાં બંને (જણાં) એક બીજાના માથા ઉપર લાજ નાંખવા લાગ્યા. હવે ખરેખર હસ્તમેળાપ થશે એમ માની રાજાએ તેની સામું જોયું તો તેણે તેને ભયંકર ૨૫ રૂપવાળી રાક્ષસી દીઠી. વળી તે લાજ કઠણ અને કર્કર પત્થરરૂપે રાજાના માથા ઉપર પડવા લાગ્યા. રાજા પણ આ કંઈક વિકૃત છે એમ જાણી નાઠો. તેવામાં તે પૂંઠે લાગી પત્થરના કટકાઓ વર્ષાવતી રહી. તે ઉપરથી રાજા પોતાના જન્મરયણરૂપ નાગહ્રદમાં પેઠો અને ત્યાં જ તે મરણ પામ્યો. આજે પણ તે પીઠજા દેવી શેરીની બહાર પોતાના મંદિરમાં રહેલી છે. ક્રમે કરી કાલિકા દેવીએ બકરીરૂપ વિકુર્વીને ૩૦

[1] કાંકણદોરા.

વાવમાં પ્રવેશ કરી કરણ ધ્વનિ વડે શૂદ્રકને પણ છેતર્યો. એથી તે તેને કાઢવા (અંદર) દાખલ થયો. ( પરંતુ તેમ કરવા જતા ) પડી ગયેલા એવા તેની તરવાર કુવાના દ્વાર આગળ આડી પડી જવાથી તેનું શરીર ( એ વડે ) છેદાઇ એ મરણ પામ્યો, કેમકે વર આપતી વેળા આ દિવ્ય
૫ તરવારથી તારૂં મરણ થશે એમ મહાલક્ષ્મીએ ફરમાવ્યું હતું ત્યાર પછી શાન્તિકુમારનો રાજ્ય ઉપર અભિષેક થયો સાતવાહનના મરણ પછી આજે પણ કોઇ રાજા, 'પ્રતિષ્ઠાન' વીરક્ષેત્ર હોવાથી તેમા પ્રવેશ કરતો નથી. અહીં જે (વાર્તા)મા અસંભવિત (જણાતું) હોય ત્યા પરસિદ્ધાન્તને કારણરૂપ માનવો, કેમકે જૈન અસગત વાણી (વદનાર) મનુષ્ય નથી
૧૦ શ્રીવીર મોક્ષે ગયા ત્યાર પછી ૪૭૦ વર્ષે વિક્રમાર્ક રાજા થયો આ સાતવાહન તેનો પ્રતિપક્ષી હોવાથી તે સમયનો અને કાલિકસૂરિ પછી જેણે પર્યુષણાને એક દિવસ આગળ આણી તે ( કોઇ ) બીજો સાતવાહન સંભવે છે. નહિ તો—

"नवसयतेणउएहिं समइक्कंतेहिं वीरमुक्खाओ ।
१५ पज्जोसवणचउत्थी कालयसूरेहिं तो ठविआ ॥ "

—એ પ્રાચીન ગાથા સાથે વિરોધનો પ્રસંગ આવે છે ભોજપદને વિષે બહુ ભોજો અને જનકપદને વિષે બહુ જનકો રૂઢ હોવાથી સાતવાહન પછી સાતવાહન ( થયો છે એમ કહેવામાં ) વિરોધ જણાતો નથી

इति सातवाहनचरित्रम् ॥ १९ ॥



## ( ૧૬ )

# વંકચૂલનો પ્રબન્ધ

'પારેત' જનપદમાં 'ચર્મણ્વતી' મહાનદીને તટે વિવિધ અને
ધન વનો વડે ગહન એવી 'ઢીંપુરી' નામે નગરી જયવંતી વર્તે છે. આ
જ 'ભારત' વર્ષમાં વિમલયશા નામનો રાજા થઇ ગયો. સુમંગલા ૫
દેવી સાથે વૈષયિક સુખ ભોગવતાં તેને બે સંતાનો ઉત્પન્ન થયાં. તેમાં
(એક) પુત્ર (નામે) પુષ્પચૂલ અને (એક) પુત્રી ( નામે ) પુષ્પચૂલા.
અનર્થનો સમૂહ ઉત્પન્ન કરનારા પુષ્પચૂલનું લોકોએ વંકચૂલ એવું નામ
પાડયું. મહાજન દ્વારા ઠપકો અપાયેલા રાજાએ ગુસ્સામાં વંકચૂલને ૧૦
નગરમાંથી કાઢી મૂકયો. પોતાના પરિવાર અને સ્નેહને લીધે પરવશ એવી
બેન સાથે રસ્તે જતાં તે ભયંકર અટવીમાં ( આવી ) પડ્યો. ત્યાં ભૂખ
અને તરસથી તેને પીડાતો જોઇ ભિલ્લો (તેને) પોતાની પલ્લીમાં લઇ
ગયા. (ત્યાર બાદ) પૂર્વ પલ્લીપતિના પદે તેને સ્થાપવામાં આવ્યો. તેણે
રાજ્યનું પાલન કર્યું. ગામ, નગર, સાર્થ વગેરેને તે લૂંટતો. ૧૫

એક વાર 'અર્બુદ' પર્વતથી 'અષ્ટાપદ'ની યાત્રાએ નીકળેલા સુસ્થિત
સૂરિ પોતાના ગચ્છ સહિત સિંહગુહા' નામની તે જ પલ્લીમાં આવી ચડયા.
(એવામાં) વર્ષાકાળ આવ્યો. પૃથ્વી જીવોથી વ્યાપ્ત બની. સાધુ સાથે આલો-
ચના કરી વંકચૂલ પાસેથી વસતિ માંગી સૂરિ ત્યાં જ રહ્યા. તેણે પ્રથ-
મથી જ એવી વ્યવસ્થા કરી કે મારા સીમાડામાં ધર્મકથા ન કરવી; ૨૦
કેમકે તમારી કથામાં અહિંસાદિ ધર્મ છે અને એ પ્રમાણે મારા લોકો
નિર્વાહ કરી શકે તેમ નથી. (ભલે) એમ હો એમ કબૂલ કરી ગુરુ
ઉપાશ્રયમાં રહ્યા. વંકચૂલે બધા પ્રધાન પુરુષોને બોલાવી કહ્યુ કે હું
રાજપુત્ર છું, તેથી મારી પાસે બ્રાહ્મણ વગેરે આવશે; વાસ્તે તમારે
પલ્લીમાં જીવહિંસા ન કરવી તેમજ માંસ, મદિરા વગેરેનો પ્રસંગ ઉભો ૨૫
થવા ન દેવો. એમ કરાતાં સાધુઓને પણ અજુગુપ્સિત આહાર પાણી
કલ્પશે. ચાર મહિના સુધી તેમણે તે પ્રમાણે જ કર્યું. વિહાર (કરવા)નો સમય
આવ્યો. શ્રમણોનાં, શકુનોનાં, ભમરાઓના સમુદાયોનાં, ગાયોનાં ટોળાં-
ઓનાં અને શરદ (ઋતુ)નાં વાદળાંઓનાં રહેઠાણો અનિયમિત હોય
છે ઇત્યાદિ વાક્યો ( કહેવા ) વડે સૂરિએ વંકચૂલની રજા લીધી. ૩૦
પછી વંકચૂલ તેમની સાથે ચાલ્યો. પોતાની સીમા પ્રાપ્ત થતાં તેણે
જણાવ્યું કે અમે પારકાની સીમમાં દાખલ થતા નથી. સૂરિએ કહ્યુ

કે અમે અન્ય સીમમાં પેઠા છીએ; તેથી દક્ષિણ્યતાથી તમને કંઇક ઉપદેશ આપીશું. તેણે કહ્યું કે જેનો મારાથી નિર્વાહ થઇ શકે તે(વા) ઉપદેશ દ્વારા આ મનુષ્યના ઉપર અનુગ્રહ કરશો. તે ઉપરથી સૂરિએ ચાર નિયમો આપ્યા. જેમકે (૧) અજાણ્યાં ફળો ન ખાવાં, (૨) સાત આઠ પગલાં (પાછળ) ખસીને ઘા કરવો, (૩) પટ્ટદેવીનું સેવન નહિ કરવું અને (૪) કાગડાનું માંસ ન ખાવું. તેણે તે કબૂલ કર્યાં. ગુરુને નમીને તે પોતાને ઘેર ગયો. એક વેળા સાર્થ ઉપર ધાડ પાડવા ગયો. (અપ)શુકનના કારણથી સાર્થ ગયો નહિ [1]તેનું ભાથુ ખૂટયુ. રાજન્યો ભૂખથી પીડા પામ્યા. 'કિંપાક' ઝાડને ફળેલું તેમણે જોયું. તેમણે ફળો લીધાં. તેનું નામ તેઓ જાણતા નહતા એટલે [2]એણે ખાધા નહિ. બાકી બધાએ ખાધાં. તેઓ 'કિંપાક' ફળ (ખાવા)થી મરી ગયા. તે ઉપરથી તેણે વિચાર કર્યો કે અહો નિયમોનું ફળ! ત્યાર પછી એ એકલો જ પલ્લીમાં આવ્યો. રાત્રે તે પોતાના ઘરમાં દાખલ થયો. દીવાના પ્રકાશથી તેણે પુષ્પચૂલાને પુરુષના વેષમાં પોતાની પત્ની સાથે સૂતેલી જોઇ. એ બેના ઉપર તે ગુસ્સે થયો. આ બન્નેને તરવારના પ્રહારથી હું છેદી નાંખું એવો જેવો તેણે મનસૂબો કર્યો તેવો જ નિયમ યાદ આવ્યો. તેથી સાત આઠ પગલાં પાછા ખસીને ઘા કરતાં ખડ્ગથી ખટ્કારો થયો. બેને કહ્યું કે વંકચૂલ જીવો. તેનું વચન સાંભળીને શરમાઇ ગયેલા તેણે પૂછ્યું કે આ શું? તેણે પણ નટનો વૃત્તાન્ત કહ્યો: હે ભાઇ! અહીં પ્રતિભૂપતિના દૂતો નટનો વેષ ધારણ કરી આવ્યા હતા તે પલ્લીમાં વંકચૂલ હોય તો તે અમારું નૃત્ય જુએ એમ તેમણે કહ્યું. તે વેળા મેં વિચાર્યું કે હાલ ભાઇ વંકચૂલ ઘરમાં નથી. તે વારે તારો વેષ ધારણ કરી મેં તેમની પાસે નૃત્ય કરાવ્યું. મેં તેમને દાન આપ્યું. તેઓ પોતાને સ્થાને ગયા. ત્યાર પછી ઘણી રાત (પસાર થઇ) ગઇ હોવાથી નિદ્રાને અધીન બનેલી હું તે જ વેષે ભાભી પાસે સૂઇ ગઇ. એ પ્રમાણેનો વૃત્તાન્ત સાંભળી તે મનમાં અત્યન્ત ખેદ પામ્યો.

કાલક્રમે તે તે રાજ્ય ચલાવતો હતો તેવામાં તે જ પલ્લીમાં તે જ આચાર્યના ધર્મઋષિ અને ધર્મદત્ત નામના બે શિષ્યો કોઇક વેળા [3]વર્ષારાત્ર રહ્યા. ત્યાં તે બેમાંથી એક સાધુએ ત્રણ માસક્ષપણ કર્યું; બીજાએ તો ચાર માસક્ષપણ કર્યું વંકચૂલે તો તેમને આપેલા નિયમોનું ભવિષ્યમાં શુભ ફળપણું જોઇને વિનતિ કરી કે હે ભદન્તો! મારા

---

૧ વંકચૂલનું. ૨ વંકચૂલે. ૩ ચોમાસું.

ઉપર દયા લાવીને કાંઇક કોમળ ધર્મોપદેશ આપો. તે ઉપરથી તેમણે પાપનો નાશ કરનારી એવી ચૈત્ય કરાવવાની દેશના આપી. 'શરાવિકા' પર્વતની સમીપમાં રહેલી તે જ પલ્લીમાં 'ચર્મણ્વતી' નદીને તીરે તેણે પણ ઊંચું અને મનોહર મંદિર કરાવ્યું. તેમાં શ્રીમહાવીરની પ્રતિમાનું સ્થાપન કરાયું. તે તીર્થરૂપે રૂઢ થયું. ચારે દિશામાં ત્યાં સંઘો આવવા લાગ્યા. કાલાંતરે કોઇ નૈગમ પત્ની સહિત સમસ્ત સંપત્તિ પૂર્વક તેની યાત્રા માટે ઉપડી ક્રમે કરીને 'રતિ' નદીએ આવી પહોંચ્યો. વહાણ ઉપર આરૂઢ થયેલા તે દંપતીએ મંદિરનું શિખર જોયું. પછી એકદમ સોનાના કચોળામાં કુંકુમ, ચંદન અને કપૂર નાંખીને નૈગમની પત્નીએ તેમાં (જળ) નાંખવું શરૂ કર્યું. પ્રમાદથી તે (કચોળું) જળની તળિયે પડયું. ત્યારે વણિકે કહ્યું કે અહો આ કચોળું અનેક કોટિ મૂલ્યવાળાં રત્નોથી જડેલું હોઇ રાજાએ ઘરેણે આપ્યું હતું. (હવે) ત્યારે રાજાથી કેમ છૂટવું ? એ પ્રમાણે દીર્ઘ કાળ પર્યંત ખેદ પામી પલ્લીપતિ વંકચૂલને તેણે કહ્યું કે આ રાજાની વસ્તુની શોધ કરાવો. તેણે પણ માછીને હુકમ કર્યો. તે તે શોધવા નદીમાં પેઠો. શોધ કરતાં તેણે જળના તળિયે સોનાના રથમાં રહેલ જીવંતસ્વામી શ્રી-પાર્શ્વનાથનું બિંબ જોયું. (અને) તે બિંબને હૃદયે તે કચોળું જોયું. માછીએ કહ્યું કે આ દંપતી ધન્ય છે કે કેસર, કપૂર અને ચંદનના વિલેપનને યોગ્ય એવી પ્રભુની છાતી ઉપર એ (જઇને) બેઠું. ત્યાર બાદ તે લઇને તેણે તે નૈગમને આપ્યું. તેણે તેને બહુ ધન આપ્યું. નાવિકે બિંબનું સ્વરૂપ કહ્યું. તે ઉપરથી શ્રદ્ધાળુ વંકચૂલે તેને જ (તેમાં) પ્રવેશ કરાવી તે બિંબ બહાર કઢાવ્યું. સોનાના રથને તો ત્યાં જ રહેવા દીધો. પૂર્વે ભગવાને રાજાને સ્વપ્નમાં કહ્યું હતું કે ફૂલની માળા નખાતાં જ્યાં તે જઇને રહે ત્યાં બિંબની શોધ કરવી. તે અનુસાર બિંબ લાવીને તેણે તે વંકચૂલ રાજાને આપ્યું. ખરેખર નવીન ચૈત્ય હું કરાવું ત્યાં સુધી આ અહીં રહે એવા વિચારથી તેણે પણ તેને શ્રીવીરની પ્રતિમાના બહારના મંડપમાં સ્થાપન કર્યું. અન્ય ચૈત્ય તૈયાર કરાતાં રાજકીયોએ જ્યારે તેની ત્યાં સ્થાપના કરવા માટે તેને ઉપાડવાનો આરંભ કર્યો ત્યારે તે બિંબ ઉપડયું નહિ. દેવતાના અધિષ્ઠાનને લીધે આજે પણ ત્યાં જ તે તે પ્રમાણે જ રહેલું છે. માછીએ ફરીથી પલ્લીપતિને વિજ્ઞપ્તિ કરી કે હે દેવ ! નદીમાં દાખલ થયેલા એવા મેં ત્યાં બીજું બિંબ પણ દીઠું હતું. તેને પણ બહાર કાઢવું ઉચિત છે (જેથી) તે પૂજાથી આરૂઢ થાય. એ

ઉપરથી પલ્લીપતિએ પોતાની પર્ષદાને પૂછ્યું કે આ બે બિંબોનું સંવિધાન
કોઇ જાણે છે ? કોણે ખરેખર આ બેને નદીમા જળને તળિયે મૂક્યાં ? એ
પ્રમાણે સાંભળીને એક પ્રાચીન (વાત)ના જાણકાર સ્થવિરે કહ્યું કે હે
દેવ ! એક નગરમાં પૂર્વે રાજા હતો. (તેના ઉપર ચડી) આવેલા પર-
૫ સૈન્ય સાથે યુદ્ધ કરવા માટે સમસ્ત સેનાના સમૂહને તૈયાર કરી તે
ગયો. તેની પટ્ટરાણી પોતાનું સર્વસ્વ તેમજ એ બે બિંબોને સોનાના
રથમાં મૂકી જળદુર્ગ છે એમ (મનસૂબો) કરીને 'ચર્મણ્વતી'માં કૌટુંબિકને
તે સોંપીને (?) રહી. લાંબા વખત સુધી તે (રાજા) યુદ્ધ કરતો હતો. તેવામાં
કોઇક લુચ્ચો ખરેખર એવી વાત લાવ્યો કે આ રાજાને પેલા પરસૈન્યના
૧૦ માલિકે મારી નાંખ્યો. તે સાંભળીને દેવીએ તે કૌટુંબિકનું આક્રમણ
કરી જળને તળિયે તે નાંખ્યું. અને તેણે પોતે પણ દેહ છોડયો. તે
રાજા પરસૈન્યને જીતીને જેવો પોતાના નગરમાં આવ્યો તેવો દેવીનો
પ્રાચીન વૃત્તાન્ત સાંભળીને સંસારથી વિરક્ત બની તેણે ભાગવતી દીક્ષા
સ્વીકારી. તેમાંનું એક બિંબ દેવ દ્વારા બહાર લવાતાં પૂજાઇ રહેલું છે.
૧૫ જો બીજું પણ બહાર નીકળે (તેમ હોય) તો તેવો ઉપક્રમ કરો. તે
સાંભળીને પરમ શ્રાવકચૂડામણિ વંકચૂલે પેલા જ માછીને તે લાવવા
(તે જળમાં) પ્રવેશ કરાવ્યો. તે બિંબને કેડ સમાન જળને તળિયે રહેલું
તેમજ બહારનું બાકીનું શરીર નીચું જોઇને તેણે (તેને) બહાર કાઢવાના
અનેક ઉપાયો કર્યા. (પરંતુ) તે બહાર નીકળ્યું નહિ. એ ઉપરથી દેવતાનો
૨૦ પ્રભાવ વિચારી અને (બહાર) આવી તેણે તે સ્વરૂપ રાજાને જણાવ્યું.
આજે પણ તે ખરેખર ત્યાં જ છે. આજે પણ સંભળાય છે કે વહાણ
અટકી જતાં કોઇક વૃદ્ધ માછીને તેનું કારણ શોધતાં તે સોનાના રથની
[1]યુગંધરિલિકા મળી. તેને સોનાની જોઇને તે લોભીએ વિચાર્યું કે ક્રમે
કરીને આ આખા રથને લઇ હું ઋદ્ધિશાળી થાઉં તે ઉપરથી તેણે રાત્રે
૨૫ ઉંઘ આવી નહિ. કોઇક અદૃષ્ટ પુરુષે કહ્યું કે આને ત્યાં જ મૂકીને સુખે
રહે; નહિ તો હું તને જલ્દી મારી નાંખીશ. ભયભીત બનેલા તેણે યુગ-
ફીલિકા ઇત્યાદિ ત્યાં મૂકી દીધાં દેવતા વડે અધિષ્ઠિત પદાર્થોને વિષે શું
સંભવતું નથી ? આ કાળમાં પણ સંભળાય છે કે પત્થર જેવા (મજબૂત)
હાથવાળો કોઇ મ્લેચ્છ શ્રીપાર્શ્વનાથની મૂર્તિ ભાંગવા તૈયાર થતાં
૩૦ તેનો હાથ સ્તંભિત થયો. મોટી પૂજાવિધિ કરી ત્યારે તે સાજો થયો.

---

[1] ધૂંસરીની ખીલી.

શ્રીવીરની મૂર્તિ મોટી હતી. તેની અપેક્ષાએ શ્રીપાર્શ્વનાથની મૂર્તિ નાની હતી, એથી એ દેવ મહાવીરના અર્ભકરૂપ છે એમ ( માની ) એનું 'મેદાશ્રેલણ' એવું નામ (લોકોએ) પાડયુ અધિક પ્રભાવના કારરૂપ શ્રીચેલ્લણ દેવની સામે તે બે મહર્ષિઓએ સોનાના મુગટનો આમ્નાય સાધ્યો અને ભણ્યો આગળ તેનો પ્રકાશ કર્યો. તે ' ઝિહગુહા ' ૫ પછી વખત જતાં ' ઢિંપુરી ' એ નામથી પ્રસિદ્ધ નગરી બની. આજે પણ સકળ સંઘ તે જ નગરીમા યાત્રા-ઉત્સવોથી એ ભગવાન્ શ્રીમહા વીરની અને એ ચેલ્લણ પાર્શ્વનાથની આરાધના કરે છે.

એક વાર 'ઉજ્જયિની'માં ખાતર પાડવા માટે ચોરની વૃત્તિથી વંકચૂલ કોઇક શ્રેષ્ઠી (શેઠિયા)ના ઘરમા ગયો, (પરતુ) કોલાહલ સાભળી તે ચાલ્યો ૧૦ ગયો. ત્યાર બાદ તે દેવદત્તા (નામની) વેશ્યાના ઘરમા પેઠો. તેણે તેને કોઢિયાની સાથે સૂતેલી જોઇ ત્યાથી નીકળી તે (અન્ય) શેઠિયાને ઘેર ગયો. ત્યા એક વીસવાસી જેટલી નામામા ભૂલ આવતી હતી એથી કઠોર વચનો વડે પોતાના પુત્રની નિર્ભર્ત્સના કરી ઘરમાથી શ્રેષ્ઠીએ તેને બહાર કાઢી મૂકયો (એમ) રાત પૂરી થઇ ગજકુળમા જાઉં એવુ ૧૫ તેણે વિચાર્યું તેવામા સૂર્ય ઉગ્યો પલ્લીપતિ નગરમાથી નીકળીને ઘોને લઇને અને ઝાડ તળે દિવસ પૂરો કરીને ફરીથી રાત્રે રાજભડાગની બહાર આવ્યો ઘોને પૂંછડે વળગીને તે ભડારમા પેઠો ગુસ્સે થયેલી- રાજાથી રીસાયેલી પટ્ટરાણીએ તેને જોયો તેણે પૂછ્યુ કે તુ કોણ છે ? તેણે કહ્યુ કે ચોર. તેણે કહ્યું કે બીતો નહિ મારી સાથે તું સગમ ૨૦ કર. તેણે કહ્યુ કે તુ કોણ છે ? તેણે પણ કહ્યુ કે હુ પટ્ટરાણી છુ. ચોરે કહ્યુ કે જો એમ હોય તો તુ મારી મા (બરાબર) છે, એથી હું જાઉં છુ એ પ્રમાણે તેણે નિશ્ચય કર્યો એટલે તેણે નખો વડે પોતાના શરીરને વિદારીને ઉઝરડા પાડી અને પોકાર કરી આરક્ષકોને બોલાવ્યા તેમણે એને પકડયો રાણીને અનુનય કરવા-મનાવવા આવેલા રાજાએ ૨૫ તે જોયું રાજાએ પોતાના પુરુષોને કહ્યું કે એને મજબૂત-મક્કુ કસીને બાધશો નહિ. તેમણે એને સાચવી રાખ્યો સવારે રાજાએ પૂછ્યુ ( ત્યારે ) તેણે કહ્યુ કે હે દેવ ! ચોરી માટે હું દાખલ થયો હતો પછીથી દેવીએ દેવભડારમાં મને જોયો બીજું કાઇ તેણે કહ્યું નહિ, તેથી પ્રસન્ન થયેલા અને બન્યુ હતું તે જાણનારા રાજાએ તેને પુત્ર ૩૦ તરીકે સ્વીકાર્યો અને સામંતપદે સ્થાપ્યો દેવીની વિડબના થતી વંકચૂલે અટકાવી. અહો ! નિયમોનું શુભ ફળ છે એવુ તેણે નિરંતર ચિંતવ્યુ

એક દહાડો કામરૂપ રાજાને સાધવા માટે રાજાએ તેને મોકલ્યો
અને તે ગયો. યુદ્ધમાં પ્રહારો વડે જર્જરિત બનેલો એવો તે તેને હરાવીને
પોતાને સ્થાને ગયો. રાજાએ વૈદ્યો બોલાવ્યા ઘા ઉપર વ્રણ હોવાથી રોગ
વધતો ગયો એટલે તેમણે કહ્યું કે હે દેવ ! કાગડાનું માંસ (ખવડાવવા)થી
૫ આ સારો થશે. તેને જિનદાસ શ્રાવક સાથે પહેલેથી જ મિત્રતા હતી.
તેથી તેને (બોલાવી) લાવવા માટે રાજાએ એક પુરુષને મોકલ્યો કે જેથી
તેના વચનથી તે કાગડાનું માંસ ખાય. તે વખતે બોલાવાયેલો જિનદાસ
'અવંતી' આવતો હતો તેવામાં તેણે બે દિવ્ય અને સુંદર દાંતવાળી
સુંદરીઓને રડતી જોઇ. (તે ઉપરથી) તેણે પૂછ્યું કે તમે કેમ રડો
૧૦ છો ? તેમણે કહ્યું કે અમારા સ્વામીનું 'સૌધર્મ'થી ચ્યવન થયું છે.
એથી અમે રાજપુત્ર વંકચૂલની પ્રાર્થના કરીએ છીએ; પરંતુ તું જતાં
તે માંસ ખાશે, એથી એ દુર્ગતિમાં જશે; તેથી અમે રુદન કરીએ
છીએ તેણે કહ્યું કે હું એવું કરીશ કે જેથી એ (માંસ) ન ખાય. તે
ગયો અને તેણે રાજાના ઉપરોધથી વંકચૂલને કહ્યું કે કાગડાનું માંસ તું
૧૫ ગ્રહણ કર; સારો થયા બાદ તું પ્રાયશ્ચિત્ત કરજે. વંકચૂલે કહ્યું કે તું જાણે
છે કે અકાર્ય કરીને પ્રાયશ્ચિત્ત ગ્રહણ કરવું જોઇએ તો પછી પહેલેથી
જ તે ન કરવું એ સારૂં છે. કાદવને ધોવા કરતાં દૂરથી (પણ એનો)
સ્પર્શ ન કરવો એ વાક્ય વડે તેણે રાજાનો નિષેધ કર્યો. વ્રતના સમૂહનો
વિશેષ સ્વીકાર કરી તે 'અચ્યુત' કલ્પમાં ગયો. (પાછો) વળતા
૨૦ જિનદાસે તે બે દેવીઓને તે જ પ્રમાણે રુદન કરતી જોઇને કહ્યું કે
તમે કેમ રડો છો ? તેને તો મેં માંસ ખવડાવ્યું નથી. તેમણે કહ્યું કે અધિક
આરાધન કરવાથી તે 'અચ્યુત' (કલ્પ) પામ્યો. તેથી તે અમારો
સ્વામી ન થયો. આ પ્રમાણે જૈન ધર્મના પ્રભાવનો દીર્ઘ કાળ પર્યંત
વિચાર કરી જિનદાસ પોતાને ઘેર ગયો. આ 'ઢિંપુરી' તીર્થનું
૨૫ નિર્માણ કરાવનારો વંકચૂલ છે.

इति वङ्कचूलप्रबन्धः ॥ १६ ॥

# (૧૭)

## શ્રીવિક્રમાદિત્યનો પ્રબન્ધ

વિક્રમાદિત્યના પુત્ર વિક્રમસેન રાજાને પુરોહિતે આશીર્વાદ આપ્યો કે તું (તારા) પિતા વિક્રમાદિત્યથી અધિક થજે. તે વેળા દેવતાથી અધિષ્ઠિત અને સિંહાસનને વિષે રહેલી લાકડાની ચાર પૂતળીઓ હસી. ત્યારે વિક્રમસેને પૂતળીઓને પૂછ્યું કે તમે કેમ હસો છો ? તેમણે કહ્યું કે તેની સાથે (તારી) સમાનતા પણ ઘટતી નથી, (તો પછી) નામની અધિકતા ક્યાંથી ? પહેલીએ કહ્યું કે 'અવન્તી'માં વિક્રમ રાજા અપૂર્વ અને સાચી વાર્તા કહેનારાને ૫૦૦ દીનારો આપતો. એ સાંભળીને ખર્પર ચોરે ૫૦૦ દીનારોની યાચના કરી અને એક વાત કહી:

'ગંધવત્' સ્મશાનની નજીક પાતાલકૂપમાં દેવીહરસિદ્ધિએ મોકલેલા દીવાને મેં પડતો જોયો. (અને) મેં પણ તેની પાછળ ઝંપલાવ્યું. ત્યાં પાતાળમાં દિવ્ય મહેલ દેખાયો. ત્યાં એક તેલનું કડાયું ઉકળતું નજરે પડ્યું તેની પાસે એક પુરુષ જોવામાં આવ્યો. મેં તેને પૂછ્યું કે તું અહીં શા માટે (ઊભો) છે ? તેણે કહ્યું કે આ મહેલમાં શાપ વડે ભ્રષ્ટ થયેલી દિવ્ય કન્યા (વસે) છે. તે કહે છે કે જે તેલના કડાયામાં ઝંપલાવે તે મારો સો વર્ષ સુધી પતિ થાય. એ ઉપરથી હું એમાં પડવા માટે અહીં ઊભો છું. પરંતુ (એ) સાહસ (કરવાની હિંમત) નથી. એ પ્રમાણેની વાર્તા દ્વારા તેણે ૫૦૦ દીનારો મેળવી. તે ખર્પરની સાથે રાજા પણ તે વિવર દ્વારા ત્યાં ગયો. તેણે તેલના કડાયામાં ઝંપલાવ્યું. કન્યાએ તેને અમૃત વડે જીવાડ્યો. જેવી તે રાજાને પસંદ કરે છે તેવું જ રાજાએ કહ્યું કે (આ મારી) આગળ ઉભેલા પુરુષને તું પસંદ કર. તેણે તેને પસંદ કર્યો. આ પ્રમાણે જે પરોપકારી છે તેનાથી અધિક એ કેમ હોય ?

બીજીએ કહ્યું કે 'કાસી'થી બે બ્રાહ્મણો આવ્યા. વિક્રમાર્કે રાજાનું સ્વરૂપ પૂછ્યું. તેમણે કહ્યું કે અમારા દેશમાં પાતાલમાં વિવર છે. તેમાં આંધળો રાક્ષસ (રહે) છે. અમારા દેશનો નાથ તેલના કડાયામાં ઝંપલાવી પોતાના માંસ વડે રાક્ષસને પારણું કરાવે છે અને રાક્ષસ પણ તેને ફરીથી જીવતો કરે છે. વળી સાત ઓરડાઓ તે સોનાથી ભરી દે છે. તે (રાજા) રોજ સવારે સાતે ઓરડાઓ દાન દઈને ખાલી કરે છે. એ સાંભળીને વિક્રમ પણ ત્યાં ગયો. કડાયામાં ઝંપલાવી રાક્ષસને

પોતાનું માંસ ખવડાવી તે ફરીથી જીવતો થયો. ફરીથી તેનું ભક્ષણ કરાયું અને તે (ફરીથી) જીવતો કરાયો. રાક્ષસને જે શાપથી બંધાયો હતો તે શાપનો અંત આવ્યો. તે આંખે દેખતો થયો. જોઈને તેણે કહ્યું કે સાહસ કરનાર તું કોણ છે? તેણે કહ્યું કે હું વિક્રમ છું. હું તારા ઉપર
૫ પ્રસન્ન થયો છું; (વાસ્તે વર) માગ (એમ રાક્ષસે કહ્યું). રાજાએ કહ્યું કે જો તું પ્રસન્ન થયો હોય તો આ રાજાના સાત ઓરડાઓ સદા સુવર્ણથી પરિપૂર્ણ રહે (તેમ કર). તેમજ વળી એને ફરીથી કડાયામાં ઝપલાવવા વગેરેની પીડા ન હો. રાક્ષસે કહ્યું કે એમ હો. એથી એ કેવી રીતે વિક્રમાર્કથી અધિક થશે? એ સમાન પણ નથી; એથી હું હસી.

૧૦ ત્રીજીએ કહ્યું કે એક દહાડો વિક્રમાર્ક પોતાના નગરમાં વસતા અને માથે ટાલવાળા કુંભાર જોડે દેશાંતર ગયો. (ત્યાં તેને) પારકાના શરીરમાં પ્રવેશ કરવાની વિદ્યા જાણનારો યોગી મળ્યો. તેનું આવર્જન થતાં તે પ્રસન્ન થયો અને તેણે (એ) વિદ્યા આપવા માંડી. રાજાએ કહ્યું કે પહેલાં એ મારા મિત્રને આપો. તેણે કહ્યું કે એ લાયક નથી.
૧૫ ગુણ વડે રાજી બનેલા યોગીએ આગ્રહને લીધે તેને પણ આપી. પછી તેણે રાજાને (પણ) જબરજસ્તીથી આપી. 'અવંતી' જઈ રાજાએ રાજ્ય કરવા માંડયું. એક દહાડો પટ્ટ અશ્વ મરી ગયો. વિદ્યાની પરીક્ષા કરવા માટે રાજાએ તેમાં પોતાનો જીવ ઘાલ્યો. (એટલે) કુંભારે પોતાનો જીવ રાજાના શરીરમાં ઘાલ્યો. કુંભાર રાજ્ય કરવા લાગ્યો. તેણે ઘોડાને
૨૦ મારી નાંખવા વિચાર કર્યો. (તેથી) રાજાનો જીવ તો પૂર્વે મરેલા પોપટના શરીરમાં પેઠો. (એ) પોપટ પણ સોમદત્ત શેઠની [1]પ્રોષિતભર્તૃકા પત્ની કામસેનાને ઘેર ગયો. તે તેની ચતુરાઈથી ખુશી થઈ રાણી પાસે જતી નહિ. શેઠ આવ્યો. તે રાણી પાસે ગઈ. તેણે નહિ આવવાનું કારણ પૂછ્યું. તેણે પોપટની ચતુરાઈરૂપ કારણ કહ્યું. તેણે પોપટને
૨૫ મંગાવ્યો. જેમ પહેલાં રાજાથી તે રાજી થતી તેમ તે તેનાથી રાજી થઈ.
એક દિવસ રાણીના સ્નેહની પરીક્ષા કરવા માટે પોપટ ઘરોળીના શરીરમાં પેઠો. રાણીએ તેના વિયોગથી કાષ્ઠભક્ષણ કરવું શરૂ કર્યું. રાજાના જીવે પોપટને જીવાડયો. તે રાણીને અટકાવવામાં આવી. પોપટે (પોતાનો) સમસ્ત વૃત્તાન્ત રાણીને કહ્યો. રાણીએ કુંભારનું આવર્જન કર્યું. (એથી) પેલા
૩૦ કુંભારના જીવે પ્રસન્ન થઈ વિદ્યા બતાવવા માટે મરેલા બોકડાના શરીરમાં પોતાનો જીવ મેલ્યો. રાજા પોતાના શરીરમાં પેઠો. બકરો બીકથી

[1] જેનો પતિ પરદેશ ગયો હોય તેવી સ્ત્રી.

ધ્રુજવા લાગ્યો. રાજાએ કહ્યું કે બીવાની જરૂર નથી. હું તારા જેવો થનાર નથી. હું દયાળુ છું. તું સુખે જીવ, ચર અને પાણી પી. તેથી એ તેની બરાબર કેમ થવાનો ?

ચોથીએ કહ્યું કે એક દિવસ **વિક્રમાર્કે** ઉત્તમ મહેલ કરાવ્યો. રાજા (તે) જોવાને ત્યાં ગયો. ત્યાં ચકલાંનું જોડું બેઠેલું હતું. ચકલાએ કહ્યું કે (આ) મહેલ સુંદર છે. ચકલીએ કહ્યું કે સ્ત્રીરાજ્યમાં **લીલા** દેવીનું જેવું બહારનું ઘર છે તેવો આ છે. રાજાએ તે સાંભળ્યું. ત્યાં જવાની (તેને) ઉત્કંઠા થઇ, પરંતુ (તે) સ્થાન તો તે જાણતો હતો નહિ તેથી તે ચિંતાતુર થયો. કેવળ ભટ્ટ રાજાનો આશય જાણીને તે સ્થાન જાણવા માટે ચાલ્યો. માર્ગમાં 'લવણ' સમુદ્ર અને ત્યાર પછી 'ધૂલી' સમુદ્ર ઉતરીને ત્યાંના મદનમંદિરમાં તે રહ્યો. મધ્ય રાત્રિએ ઘોડાના ખોંખારાના અવાજથી સૂચિત તેમજ દિવ્ય ભૂષણોથી અલંકૃત દિવ્ય સ્ત્રીઓનું એક ટોળું આવ્યું. તેમની સ્વામિનીએ મદનની પૂજા કરી. તેઓ પાછી વળતી હતી તેવામાં ઘોડાના પૂછડે વળગીને તે ત્યાં ગયો. દાસીઓની નજરે પડતાં તેઓ તેને સ્વામિની પાસે લઇ ગયા. તેણે સ્નાનાદિ કરાવ્યું. રાત્રે તે ઘરમાંજ રહ્યો. સુતાં પેલીએ કહ્યું કે મને **વિક્રમાદિત્ય** પતિ હોજો અથવા તો જે ચાર શબ્દો વડે જગાડે તે. એમ કહીને તે સુઇ ગઇ. તેણે વિચાર્યું કે શું ચાર શબ્દોથી પણ નાહ જાગે ? ( લાવ ) તો હું જ એને જગાડું. તેણે ચાર શબ્દો કર્યા. જ્યારે તે ન જાગી ત્યારે તેણે ( તેના ) પગનો અંગુઠો દાબ્યો. તેણે લાત મારી તો જ્યાં **વિક્રમાદિત્ય** સુતો હતો ત્યાં (જઇને) તે પડયો. રાજાએ પૂછયું કે આ શું ? તેણે સઘળો વૃત્તાન્ત કહ્યો. તે ઉપરથી અગ્નિ નામના વેતાલ ઉપર આરૂઢ થઇ રાજા ત્યાં ગયો. વેતાલ સંતાઇ ગયો. રાજાને દાસીઓ ત્યાં લઇ ગઇ. તેણે (એની) ભક્તિ કરી. તેનું રૂપ જોઇને તે રાગી બની; પરંતુ સુતાં તેણે પ્રતિજ્ઞા કરી. અને તે જ પ્રમાણે કહ્યું. રાજાએ દીવામાં રહેલા વેતાલને કહ્યું કે હે પ્રદીપ ! કોઇક કથા કહે. તેણે કહેવા માંડી: કોઇ બ્રાહ્મણ હતો. તેને એક પુત્રી હતી. તે જુદા જુદા ગામમાં ચાર વરોને આપેલી હતી. ચારે આવ્યા. (એથી) વિવાદ થયો. તેણે મોટું અનર્થ જોઇને કાષ્ઠ-ભક્ષણ કર્યું. સ્નેહથી એક વરે પણ ચિતામાં ઝંપલાવ્યું. એક હાડકાં લઇને 'ગંગા' ગયો. એક ત્યાં ઝુંપડી બનાવીને રાખનું રક્ષણ કરવા (ત્યાં જ) રહ્યો. એક દેશાંતર ગયો. ભમતાં (ભમતા) તે 'સંજીવિની' વિદ્યા શીખ્યો. ફરીથી તે ત્યાં આવ્યો. બીજા પણ આવ્યા. પેલીને જીવાડવામાં આવી,

ફરીથી વિવાદ થયો. તો ચારમાં એ કોની પત્ની થાય ? રાજાએ કહ્યું કે હું નહિ બોલું, તું જ બોલ. તેણે કહ્યું કે જે ચિતાની સાથે ઊઠ્યો તે ભાઇ થયો. જે હાડકાં લઇ ગયો તે પુત્ર થયો. ઉત્પન્ન કરવાના કારણથી જેણે જીવાડી તે પિતા થયો. જેણે રાખની રક્ષા કરી તે પાલક
૫ થવાથી પતિ થયો.

રાજાએ પાનની પેટીને બીજી વાત પૂછી. વેતાલ વડે અધિષ્ઠિત હોવાથી તેણે પણ કહ્યું કે કોઇક સ્થળે વિધવા બ્રાહ્મણી હતી. તેને જારથી પુત્રી થઇ. રાત્રે તેનો બહાર ત્યાગ કરવા તે ગઇ. આ તરફ ત્યાં કોઇ શૂળીએ ચઢાવેલો જીવતો હતો. તેના પગ સાથે એ અથડાઇ. તેણે કહ્યું
૧૦ કે કયો પાપી દુઃખીને પણ દુઃખ આપે છે ? તેણે કહ્યું કે શું દુઃખ છે ? તેણે પણ કહ્યું કે શરીરની પીડા વગેરે; વિશેષમાં નિષ્પુત્રત્વ કહ્યું. શૂળીએ ચઢેલા પુરુષે ફરીથી કહ્યું કે તું પણ કહે કે તું કોણ છે ? તેણે પોતાનું ચરિત્ર કહ્યું. તે સાંભળીને તેણે કહ્યું કે પહેલાં હરણ કરેલું, ભૂમિમાં દાટેલું અને અહીં રહેલું એવું મારું ધન તું ગ્રહણ કરી મારી સાથે (તારી)
૧૫ પુત્રીને પરણાવ. બ્રાહ્મણીએ કહ્યું કે તું હમણાં મરી જશે. છોકરી નાની છે. (તો) ક્યાંથી પુત્રની ઉત્પત્તિ થશે ? તેણે કહ્યું કે ઋતુકાલમાં કોઇને પણ દ્રવ્ય આપીને પુત્ર ઉત્પન્ન કરાવજે. તેણે બધું તેમજ કર્યું. પુત્ર ઉત્પન્ન થતાં જ તેને રાજદ્વાર આગળ ફેંકવામાં આવ્યો. રાજાએ (તે) કોઇને આપ્યો. વખત જતાં છોકરા વગરના રાજાના રાજ્ય ઉપર એને જ બેસાડવામાં
૨૦ આવ્યો. શ્રાદ્ધને દિવસે 'ગંગા'માં પિંડનું દાન કરવા તે ગયો. જળમાંથી ત્રણ હાથ નીકળ્યા. તે રાજા અચંબો પામ્યો. કોના હાથને દાન દઉં ? તો હે રાજા ! કહે, કોને પિંડ આપવો જોઇએ ? રાજાએ કહ્યું કે ચોરના હાથને.

રાજાએ સુવર્ણપાલકને કહ્યું (એટલે) તેણે પણ કથા કહીઃ કોઇ એક
૨૫ ગામમાં કોઇ કુલપુત્ર (વસતો) હતો. તેને અન્ય ગામમાં પરણાવેલો હતો, પરંતુ તેની પત્ની સસરાને ઘેર આવતી ન હતી. તેને સ્વજનો નિર્ગુણ (એમ કહી) હસતા.એક દહાડો બધા માણસોથી પ્રેરાયેલો તે મિત્ર સાથે ત્યાં ગયો. રસ્તામાં તેણે યક્ષને મસ્તક નમાવ્યું. તેના પ્રભાવથી પેલી (સ્ત્રી) આદરવાળી થઇ અહીં આવવા પ્રવૃત્ત થઇ. યક્ષભવન સમીપ આવતાં તે એકલો યક્ષને નમવા ગયો.
૩૦ યક્ષે સ્ત્રીના લોભથી તેનું મસ્તક છેદી નાંખ્યું. બહુ વાર થઇ એટલે મિત્ર આવ્યો. તે અવસ્થા પામેલા ધનિકને તેણે જોયો. તેણે વિચાર્યું કે લોકો

કહેશે કે એણે સ્ત્રી માટે એને મારી નાખ્યો. તો મારે પણ મરવું યોગ્ય છે. એ પ્રમાણે વિચારી તેણે પણ પોતાનું મસ્તક કાપી નાંખ્યું. ઘણો વખત થયો એટલે પેલી પણ આવી. બંનેને એ દશામાં જોઈને તેણે વિચાર્યું કે લોક પહેલાં પણ (મને) દૂષી કહેતા હતા. હવે પતિનો ઘાત કરનારી કહેશે તો હું મરું. એમ વિચારી ગળા ઉપર તેણે શસ્ત્રિકા લગાવી. ૫ તેવામાં જ યક્ષે તેનો હાથ ધરી રાખ્યો. (અને કહ્યું કે) તું સાહસ ન કર. તેણે કહ્યું કે બંનેને જીવાડો. યક્ષે કહ્યું કે ધડ ઉપર જેનાં જેનાં માથાં હોય તે તું મૂક. આતુર એવી તેણે ઉંધાં ચત્તાં ધડો મૂક્યાં. તે એમાં પત્નીનો વિવાદ થયો. એક કહે કે (આ) મારી પત્ની છે. બીજો પણ તેમ જ કહેતો. તો એ કોની ? રાજાએ કહ્યું કે સમગ્ર શરીરમાં મસ્તક ઉત્તમ ૧૦ છે એ વચનથી જેના ધડે મસ્તક હોય તે પતિ.

કપૂરની પેટીએ કથા કહીઃ કોઈક ગામથી પોતપોતાની કળાના જાણકાર ચાર મિત્રો દેશાંતર ચાલ્યા. તેમાં એક [1]લાકડા ઘડનાર, બીજો સોની, ત્રીજો શાલાપતિ અને ચોથો બ્રાહ્મણ હતો. તેઓ રાત્રે કોઈ વનમાં રહ્યા. પહેલે પહોરે સુથાર પહેરે રહ્યો. તેણે પૂરેપૂરી યુવતિ જેવી લાક- ૧૫ ડાની પૂતળી બનાવી. બીજા પહોરે સોની ચોકી કરવા લાગ્યો. તેણે તેને ઘરેણાંથી શણગારી. ત્રીજે પહોરે શાલાપતિએ તેણે [2]ક્ષૌમ પહેરાવ્યાં. ચોથે (પહોરે) બ્રાહ્મણે તેણે જીવતી કરી. સવારે તેને જીવતી જોઈ બધા તેનું ગ્રહણ કરવાની ઇચ્છાથી પરસ્પર લડવા લાગ્યા. તો હે વિક્રમાદિત્ય રાજા! એ કોની (પત્ની કહેવાય)? પેલી નામ સાંભળીને ક્ષોભ પામી. રાજાએ ૨૦ કહ્યુંઃ તે હું જાણતો નથી. તેમણે ન કહ્યું ત્યારે તેણે કહ્યું કે હે રાજા! તે કોની ? રાજાએ કહ્યું કે સોનીની. હાલ પણ જે સોનું ઘડાવે તે જ પતિ થાય છે. તેણે પૂછ્યું કે તમે કોણ છો ? દીવામાં રહેલા વેતાલે કહ્યું કે એ પેલો વિક્રમાદિત્ય છે. તે ખુશ થઈ અને તેને પરણી. તેણે લઈને તે 'અવંતી' ગયો. જો એના જેવા હોય તો સમાન (ગણાય). તો ૨૫ અધિકતાની શી વાત ? એથી હસવું આવ્યું. વિક્રમસેને અભિમાન મૂક્યું. ત્યાર બાદ વિક્રમસેને પુરોહિતને પૂછ્યું કે જો ખરેખર આ લાકડાની પૂતળીઓ મારા પિતાને અદ્ભુત ગુણવાળા વર્ણવે છે તો તેઓ જ લોકમાં ઉત્તમતારૂપે પ્રથમ અવતર્યા હશે. (આથી) તે પૂર્વે તો કોઈ પણ તેમના જેવા

---

[1] સુથાર. [2] રેશમી વસ્ત્ર.

ઉત્તમ થયા નથી એમ અમે કહીએ છીએ. પુરોહિતે કહ્યું કે હે નૃપ !
આ રત્નગર્ભા અનાદિ છે. (અને) ચાર યુગોનો સમૂહ (પણ) અનાદિ છે.
યુગે યુગે નરરત્નો ઉત્પન્ન થાય છે. હું જ મુખ્ય છું એવું અભિમાન
કલ્યાણકારી નથી. વળી તે ચાલતું ( પણ ) નથી; કેમકે તારા પિતા વિક્ર-
૫ માદિત્યના મનમાં એક દહાડો એમ થયું કે જેમ રામે વ્યવહાર કરી
લોકને સુખી કર્યા તેમ હું પણ કરું. તે ઉપરથી તેણે રામાયણની વ્યાખ્યા
કરાવી. તેમાં જેમ રામનાં દાન, ( ધર્મ )સ્થાનની સ્થાપના, વર્ણાશ્રમની
વ્યવસ્થા અને ગુરુભક્તિ હર્તા-સંભળાયાં તેમ તેણે બધું આરંભ્યું. તે
ઉપરથી તે પોતાને 'અભિનવ રામ' કહેવડાવવા લાગ્યો. તે જોઇને પ્રધા-
૧૦ નોએ વિચાર્યું કે આપણા સ્વામી કે જે ગર્વથી પોતાને તેના જેવા માને
છે તેઓ અનુચિત કરે છે. પ્રસંગ મળતાં એમનો આ ગર્વ ઉપાયથી
ઉતારવો જોઇએ.

આ તરફ તારા પિતા વિક્રમાદિત્યે પૂછ્યું કે લોકમાં એવું
કોઇ પણ ક્યાંએ છે કે જે પૂર્વે નહિ સાંભળેલું એવું રામનું આચરણ
૧૫ અમને જણાવે ? તે ઉપરથી બીજા મંત્રીથી પ્રેરાયેલા એક વૃદ્ધ મંત્રીએ
કહ્યું કે હે રાજેશ્વર ! 'કોશલા'માં એક ઘરડો બ્રાહ્મણ ( રહે ) છે. તે
શ્રીરામની પરંપરાગત કેટલીક વાર્તાઓ સારી રીતે જાણે છે. બોલાવી
પૂછી જોઇએ. રાજાએ તેને બોલાવ્યો. ગૌરવપૂર્વક આવેલા તેની પૂજા
કરીને તેણે પૂછ્યું કે હે બ્રાહ્મણ ! રામની કોઇ નવી કથા તું કહે.
૨૦ બ્રાહ્મણે કહ્યું કે હે પૃથ્વીપતિ ! જો તું 'કોશલા' આવે તો રામનો
કોઇ પ્રબંધ સાક્ષાત્ બતાવું. અહીં રહીને તો તે કહેતાં પાર ન આવે.
ત્યારે રાજાએ રાજ્યનો ભાર પ્રધાનો ઉપર મૂક્યો. તે પોતે મોટા સૈન્ય
સાથે ઘરડા બ્રાહ્મણની જોડે 'અયોધ્યા'ની સમીપમાં ગયો (અને) છાવ-
ણીમાં રહ્યો. તે વારે તે જ સર્વ દિશાનો માલીક છે એમ (સમજી) નિર્ભય
૨૫ બનેલા બ્રાહ્મણને રાજાએ કહ્યું કે રામ દેવનું ચરિત્ર દેખાડો. તે ઉપરથી
બ્રાહ્મણે એક શાળાને સ્થળ બતાવીને કહ્યું કે આ પૃથ્વીનો ભાગ ખોદાવો.
ત્યાર બાદ રાજાએ (તે) ખોદાવ્યો. ખાણો ખોદાતાં સૌથી પ્રથમ સોનાનો
કચરો અને પથ્થર પછી સોનાની [1]પાળખિઓ પ્રગટ થઈ. ઉપરની ધૂળ દૂર
કરવામાં આવી. રાજાએ [2]પશ્ચાનુપૂર્વીથી પહેલી, બીજી અને ત્રીજી ક્ષણે
૩૦ સોનાની જોઇ.

૧ આનો અર્થ 'પાલખી' સૂચવાયો છે. ૨ છેલ્લેથી પહેલા.

ચતુર્થ ક્ષણમાં ધૂળ દૂર કરાતાં સોનાના તારથી સીવેલું અને
જ્યોતિની જાળની જટાથી યુક્ત માણેકોથી જડેલું એવું એક મોટું પગરખું
જોવામાં આવ્યું. અચંબો પામેલા રાજાએ (તે) લઇને હૃદય ઉપર ચાંપ્યું તથા
માથા ઉપર મૂક્યું (અને તે બોલી ઊઠ્યો કે) અહો આ રત્નની જાતિ માન્ય
છે! ત્યારે બ્રાહ્મણે કહ્યું કે હે દેવ! મોચીની પત્નીના આ પગરખાને ૫
તારા જેવા રાજાએ અડકવું યોગ્ય નથી. (ત્યારે) વિક્રમે કહ્યું કે તે મોચણ
પણ ધન્ય છે કે જેનું આવું પગરખું છે. તું કહે કે આ શી કથા છે?
ત્યારે બ્રાહ્મણ બોલ્યો કે હે પૃથ્વીપતિ! જ્યારે શ્રીરામ રાજ્ય કરતા હતા
ત્યારે અહીં મોચીનાં ઘરો હતાં. આ એક મોચીનું ઘર છે. તેની પત્ની
બહુ લાડકી હતી. એથી તે અભિમાન ધારણ કરતી. તે વિનય સાચવતી ૧૦
નહિ. તેથી તેણે તેને મારીને હાંકી કાઢી. વળી દુઃખ (કંકાસ)ને લઇને
જા એમ તેણે કહ્યું. તેથી ગુસ્સે થઇ આ એક પગરખું તટમાં પડતાં તે
પહેર્યા વિના અને બીજું તો પહેરીને તે પોતાને પિયર ગઇ. જઇને
પતિનું કઠોર વચન તેણે પિતાને કહ્યું. પિતાએ બે દિવસ રાખી અને
તેનું આવર્જન કર્યું. પછીથી તેણે કહ્યું કે હે બેન! કુલીન સ્ત્રીને પતિ જ ૧૫
શરણ છે. ત્યાં જ તું જા. તેણે કહ્યું કે (મારું) માનભંગ થાય તેમ હોવાથી
હું નહિ જાઉં. બે વાર, ત્રણ વાર ઉક્તિઓ અને પ્રત્યુક્તિઓ કહેવામાં
આવી. માતાપિતાના કહેવા છતાં જ્યારે તે સાસરે ન ગઇ ત્યારે પિતાએ
કહ્યું કે હે બેન! હું એમ માનું છું કે જો શ્રીરામ પોતે સીતા અને
લક્ષ્મણ સાથે અહીં આવીને તારો અનુનય કરી તને સાસરાના કુળમાં ૨૦
મોકલે તો તું ત્યાં જાય. મિથ્યા અભિમાનવાળી તેણે પણ કહ્યું કે આ
(વાત) એમ જ છે. જો રામ જ આવે તો હું જાઉં, નહિ તો નહિ. ચરરૂપે
નીમાયેલા અને ગુપ્ત રહેલા સુરોએ જઇને રામને આ વૃત્તાન્ત જણાવ્યો
અને કહ્યું કે હે દેવ! મોચીની પુત્રીનો આ વૃત્તાન્ત છે. તે ઉપરથી દેવ
શ્રીરામ પ્રજાવત્સલ હોઇ સવારે સીતા, લક્ષ્મણ અને પ્રધાન સાથે પેલા ૨૫
મોચીને ઘેર ગયા. (અને) તેમાં દાખલ થયા. અચંબો પામેલા મોચીઓએ
તેમની પૂજા કરી અને વિજ્ઞપ્તિ કરી કે હે દેવ! આપે અમારા જેવા
કીટા ઉપર આ કેટલો બધો પ્રસાદ કર્યો? સ્વપ્ને પણ એવું સંભરતું
નથી કે દેવ અમારી સેવા કરે. આવવાનું શું કારણ છે? શ્રીરામે કહ્યું
કે તારી પુત્રીને સાસરાના કુળમાં મોકલવા માટે અમે આવ્યા છીએ. ૩૦
તે વરાકીની તેરી જાતની પ્રતિજ્ઞા છે. તે ઉપરથી રાજી થયેલા પિતાએ
ઓરડામાં જઇ પુત્રીને કહ્યું કે હે મુગ્ધા! તારી પ્રતિજ્ઞા પૂર્ણ થઇ છે.
દેવી સહિત શ્રીરામ દેવ પણ આવ્યા છે. ચાલ (અને) તે જગન્નાથને
વંદન કર. ત્યાર બાદ સંતોષ પામી તે રામ પાસે આવી. અને તેણે તેને

નમન કર્યું. પ્રજાના પિતા (સમાન તેણે) કહ્યું કે હે બેન ! તું સસરાને ઘેર જા. તેણે કહ્યું કે (આપનો) આદેશ પ્રમાણ છે. ત્યાર બાદ તે સાસરે ગઇ. (અને) રામ પોતાને સ્થાને ગયા. શ્રીવિક્રમ ! આનું બીજું પગરખું ત્યાં પિતાનું ઘર ખોદતાં મળશે. હે નાથ! આવ. તે ખોદાવીએ. રાજા ત્યાં ગયો. તે ખોદાવવામાં આવ્યું. બીજું પગરખું પણ મળ્યું. સોનાનું ઘર નજરે પડ્યુ. એ પ્રમાણે બીજાં (રયણો) તે બ્રાહ્મણે ખોદાવ્યાં અને તે સોનું લીધું. રાજાએ બ્રાહ્મણને પૂછ્યું કે હે બ્રાહ્મણ ! તું કેવી રીતે આ પ્રમાણેની (વાત) બરાબર જાણે છે ? બ્રાહ્મણે કહ્યું કે પૂર્વજોની પરંપરાના ઉપદેશથી મેં જાણ્યું અને તે મેં તને કહ્યું. પરંતુ તું ગર્વ ધારણ ન કર તે રામ તો તેઓ જ ; કેમકે તેમની આજ્ઞાથી જળ અને અગ્નિ થંભી જતાં. તેમની આણ દેતાં પડતી ભીતિ પડતી નહિ. ૪૨ (જાતના) અંધગડો, ૨૭ (જાતના) ફોલ્લાઓ, ૧૦૮ (પ્રકારના) વિજ્વરો અને બધા દોષો નાશ પામતા. તેમની દેવી જે સીતા તેમનો, તેમના જે ત્રણ ભાઇઓ તેમનો, તેમજ તેમના સેવક જે હનુમાન્, સુગ્રીવ વગેરે તેમનો મહિમા સો વર્ષે પણ (પૂરેપૂરો) કહેવાને બૃહસ્પતિ પણ સમર્થ નથી. એ સાંભળીને વિક્રમે અભિમાન ત્યજી દીધું. તેણે 'અભિનવ રામ' એ બિરુદનો નિષેધ કર્યો. ફરીથી તે 'ઉજ્જયિની' ગયો. તેણે શક્તિ અનુસાર લોકનો ઉદ્ધાર કર્યો. અગ્નિવેતાલ અને પુરુષકસિદ્ધિ વડે તેમજ સુવર્ણસિદ્ધિથી તેનું ઉપકારનું ઐશ્વર્ય તે વેળા અનુપમ હતું. તેથી વિક્રમ ધન્ય જ છે. તેનાથી અધિક તો કરોડો થઇ ગયા છે. એ સાંભળીને વિક્રમસેન વિવેકી બન્યો.

इति विक्रमादित्यप्रबन्धः ॥ १७,॥

## વિક્રમચરિત્ર

જૈન તત્ત્વથી બાહ્ય એવા મુગ્ધ લોકને કેવળ અચંબો ઉત્પન્ન કરવારૂપ ફળવાળો વિક્રમાદિત્યનો એક (પ્રબન્ધ) અમે કહીએ છીએ 'ઉજ્જયિની'માં વિક્રમાદિત્ય રાજ્ય કરતો હતો ત્યારે પાસેના ગામમાં હળ ખેડતાં એક બ્રાહ્મણે દિવ્ય અને જ્યોતિવાળું એક રત્ન ભૂમિ ઉપર પડેલું (જોઇ તે) ગ્રહણ કર્યું. તેનું મૂલ્ય પૂછવા માટે તે 'ઉજ્જયિની'માં રત્નની પરીક્ષા કરનાર વેપારી પાસે ગયો. તે રત્ન (તેમને) દેખાડવામાં આવ્યું. નવાઇ પામી તેમણે કહ્યું કે અમે આ રત્નની કિંમત કરવા સમર્થ નથી. કેમકે પૂર્વે આવું રત્ન અમે જોયું નથી તેમજ જૂઠું મૂલ્ય કરવાથી તીવ્ર દોષ લાગે. આનું મૂલ્ય જો કેવળ દેવ શ્રીવિક્રમાદિત્ય જાણતો હોય

(તો જાણે). રત્નનું મૂલ્ય જાણવામાં તે રેખાપ્રાપ્ત છે-પ્રવીણ છે. (પેલો) બ્રાહ્મણ વિક્રમ પાસે ગયો. તેણે (તેને) રત્ન બતાવ્યું. વિક્રમે પૂછ્યું કે (તને) એ ક્યાંથી મળ્યું? બ્રાહ્મણે કહ્યું કે હે દેવ! હળ ખેડતાં મારા ખેતરમાંથી (મને) એ મળ્યું. રાજાએ કહ્યું કે તો બે દિવસમાં અમે (એનું મૂલ્ય) કહીશું. બીશ નહિ. અમે પારકાના પૈસા (લઇ લેવા)ની ઇચ્છાવાળા નથી. ધીરજ આપીને પોતાના મહેલમાં જ તેણે તેને રાખ્યો. ૫

ત્યાર પછી રાત્રે વિક્રમે સંસારમાં (પૃથ્વી ઉપરના) રત્નના પરીક્ષકો (ઝવેરીઓ)ને પૂછ્યું. બલિ પાતાલમાં હતો. ત્યાં પણ જવું જોઇએ (એવો તેણે નિશ્ચય કર્યો). કુતૂહલવાળો આળસુ ન હોય. તે ઉપરથી અગ્નિવેતાલ ઉપર આરૂઢ થઇ પાતાલમાં જઇ તે બલિના ઘરના દરવાજે ઊભો રહ્યો. ત્યાં દરવાજે રહેલા **નારાયણ**ને તેણે વંદન કર્યું. **નારાયણે** પૂછ્યું કે અહીં તું શા માટે આવ્યો છે? વિક્રમે કહ્યું કે બલિ પાસે જઇને (તેને) કહે કે રાજા કાર્યગૌરવથી આવ્યો છે. જો હુકમ હોય તો દર્શન મળે. કૃષ્ણ ગયો. તેણે બલિને કહ્યું કે રાજા દરવાજે આવ્યો છે. બલિએ નિવેદન કર્યું કે રાજા હોય તો તે શું યુધિષ્ઠિર છે? કૃષ્ણ! તું પૂછ. કૃષ્ણે જઇને પૂછ્યું કે તું શું યુધિષ્ઠિર છે? વિક્રમે કહ્યું (વિચાર્યું) કે તે યુધિષ્ઠિરને રાજા માને છે, માટે બીજું કહેવું જોઇએ. કૃષ્ણ! તું જા (અને) મંડલીક આવ્યો છે એમ કહે. તે ગયો અને તેણે તે જણાવ્યું. બલિએ કહ્યું કે મંડલીક શું રાવણ? કૃષ્ણ ફરીથી આવ્યો અને તેણે પૂછ્યું કે જો તું મંડલીક છે તો શું તું રાવણ છે? વિક્રમે ત્યારે કહ્યું કે જઇને કહે કે કુમાર આવ્યો છે. તેણે જઇને તેમ કહ્યું. બલિએ કહ્યું કે શું કાર્તિકેય કે લક્ષ્મણ કે પાતાલમાં રહેનાર નાગપુત્ર ધવલચન્દ્ર કે વાલિનો પુત્ર અંગદ જે રામના દૂત તરીકે પ્રખ્યાત છે તે? ફરીથી કૃષ્ણની આવજા થઇ. વિક્રમે ફરીથી કહ્યું કે તું કહે કે વંઠ આવ્યો છે. ફરીથી તે ગયો. બલિએ કહ્યું કે જો વંઠ હોય તો શું તે હનુમાન છે? ફરીથી કૃષ્ણ વાગરિત (?) થયો. તેણે બલિનું વચન કહ્યું. ફરીથી વિક્રમે કહ્યું કે જઇને તું કહે કે તલારક્ષક આવ્યો છે. તેણે તે પ્રમાણે કહ્યું. બલિએ કહ્યું કે શું વિક્રમરો? કૃષ્ણે આવીને પૂછ્યું કે શું (તું) વિક્રમાદિત્ય (છે)? તેણે હા કહી. બલિની આજ્ઞાથી તેને બલિ પાસે લઇ જવામાં આવ્યો. બલિએ પૂછ્યું કે હે વિક્રમ! તું શું રત્નની કિંમત પૂછવા આવ્યો છે? વિક્રમાદિત્યે કહ્યું કે એમ જ છે. તેણે (તેને) રત્ન બતાવ્યું. બલિએ કહ્યું કે આવાં ૮૮૦૦૦ રત્નો રોજ યુધિષ્ઠિર મૂલ્ય લીધા વિના પાત્રોને ૧૦ ૧૫ ૨૦ ૨૫ ૩૦

આપતો. તેમાંનું આ એક છે. તે બ્રાહ્મણને મળ્યું છે. મોટે ભાગે બધાં રત્નો પૃથ્વીમાં ગયાં છે, કેમકે કાળ ઘણો થઇ ગયો છે. તે ઉપરથી યુધિષ્ઠિર જ રાજા છે; તું કોણ ? વિક્રમે કહ્યું કે હે દેવ ! એ સાચું છે. હું રાજી થઇ ( એ જાણવા ) પૂછું છું કે યુધિષ્ઠિર પાસે આટલી ૫ (બધી) સંપત્તિ કયાંથી (આવી) ? બલિએ કહ્યું કે ચાર ભાઇઓએ દિગ્વિજય કરી ( તેને ) ધન આણી આપ્યું હતું. પૂર્વે દરિદ્રતામાં મગ્ન હોઇ મરુદત્ત નામના કાપડીએ રુદ્રનું આરાધન કર્યું. તેણે તુષ્ટ થઇ પોતાની ઇચ્છાથી 'કૈલાસ' પાસે મૂળથી તે શિખા પર્યંત નગરને સુવર્ણમય બનાવી તેને આપ્યું. તે નગર તેણે ભોગવ્યું. તે મરણ પામતાં રુદ્રે ધૂળની વૃષ્ટિ ૧૦ વડે તેને ઢાંકી દીધું. જ્યારે યુધિષ્ઠિરનો ભાઇ સહદેવ ઉત્તર દિશા સાધવા માટે ઉપડયો ત્યારે રુદ્રે તે નગરને પોતાના ગુણોથી ઉઘાડી પેલી બધી સુવર્ણાદિ વિભૂતિને યુધિષ્ઠિરના ઘરમાં દાખલ કરી. તેથી યુધિષ્ઠિરની દાન દેવાની ઇચ્છાની સિદ્ધિ થઇ. તેથી તે રાજા છે. મંડલીક તો રાવણ છે; કેમકે લોકમાં તેના જેવાં બળ અને વિદ્યાના ગર્વનો યોગ નથી. ૧૫ કુમાર તો કાર્તિકેયને કહેવો વ્યાજબી છે કે જેણે સાત દિવસ જેટલી ઉમ્મરે તારકને મારી નાંખ્યો. લક્ષ્મણ પણ કુમાર (કહેવાય તેમ) છે કે જેણે મેઘનાદને હણ્યો. વળી પીહુલિનો પુત્ર ધવલચન્દ્ર પણ કુમાર છે કે જે જગતને ઝેર વડે મારી નાંખવાને શક્તિમાન્ છે તેમજ વિષને પણ અમૃતરૂપે પરિણમાવવાને સમર્થ છે. સંધિમાં કે લડાઇમાં હું દૂત ૨૦ હોતાં (રાવણનાં) દશે માથાં અક્ષત કે ક્ષત ભૂમિ ઉપર આળોટશે ઇત્યાદિ (કહેનારા તરીકે) પ્રસિદ્ધ અંગદ પણ સમર્થ છે. (તેથી એ કુમાર કહેવાય). વંઠ તો ખરેખર હનુમાન્ છે કે જેણે પ્રિયાના વિયોગના તાપથી જર્જરિત દેહવાળા (પોતાના) સ્વામી રામને સભામાં ધીરજ આપી કે હે દેવ ! હુકમ કરો. હું શું કરું ? શું 'લંકા' ને અહીં જ લઇ ૨૫ આવું કે 'જમ્બૂ' દ્વીપને અહીંથી (ત્યાં) લઇ જાઉં ? સમુદ્રને હું શોષી લઉં કે લીલાથી ઉપાડેલા ' વિન્ધ્ય ' પર્વત, ' હિમાચલ ', 'મેરુ' અને 'ત્રિકૂટાચલ'ને નાંખવાથી ક્ષોભ પામી વધતા જતા જળવાળા સમુદ્રને બાંધું ? ઇત્યાદિ સ્વામીનાં કાર્યની ચમત્કારી સફળતાની સારતાને લઇને હનુમાન્ જ વંઠ છે. તલારક્ષક તો તું છે. તું જા (અને) બ્રાહ્મણને ૩૦ કહે કે રત્નની કિંમત (થાય તેમ) નથી. તે સાંભળીને વિક્રમ પોતાની નગરીએ ગયો. રત્ન આપી અને બલિએ કહેલું કહી તેણે બ્રાહ્મણને તેને ગામ વિદાય કર્યો તેણે ચિરકાળ રાજ્ય કર્યું.

॥ इति विक्रमार्कचरित्रम् ॥

(૧૮)

## નાગાર્જુનનો પ્રબન્ધ

'સુરાષ્ટ્રા'ના શૃંગારરૂપ 'શત્રુંજય' પર્વતના શિખરના એક ભાગરૂપ 'ઢંક' પર્વત ઉપર રાજપુત્ર રણસિંહની ભોપાલ નામની પુત્રીને રૂપ અને લાવણ્યથી પૂર્ણ જોઇને અનુરાગ પામી તેને સેવતા વાસુકી નાગને ૫ નાગાર્જુન નામે પુત્ર થયો પુત્ર પ્રતિ સ્નેહથી મોહિત મનના પિતાએ તેને બધી મોટી ઔષધીઓના ફ્લો, મૂળો અને પત્રો ખવડાવ્યા તેના પ્રભાવ થી તે મહાસિદ્ધિઓ વડે અલંકૃત થયો તે 'સિદ્ધપુરુષ' એવી પ્રસિદ્ધિ પામ્યો પૃથ્વી ઉપર ફરતા 'પૃથ્વીસ્થાન' પત્તનમા સાતવાહન રાજાનો તે કલાગુરુ થયો 'આકાશગામિની' વિદ્યા શીખવા માટે તે 'પાલિત્તાનક' ૧૦ પુરમા શ્રીપાદલિપ્તસૂરિની સેવા કરતો એક દહાડો ભોજનની વેળાએ તેણે પગે (લગાડેલા) લેપના બળથી તેમને આકાશમા ઉડતા જોયા 'અષ્ટાપદ' વગેરે તીર્થોને વંદન કરી પોતાને સ્થાને (પાછા) આવેલા તેમના ચરણોને ધોઇને ૧૦૭ મહૌષધીઓના આસ્વાદથી તેમજ વર્ણ ગંધ વગેરે વડે તેના નામોનો નિશ્ચય કરી ગુરુના ઉપદેશ વિના પગે લેપ ૧૫ લગાડી કુકડાના બચ્ચાની પેઠે ઉડતા તે વડ ઉપર પડ્યો ઘાથી જર્જરિત અંગવાળા એવા તેને ગુરુએ પૂછ્યુ કે આ શુ ? જેવુ હતુ તેવુ તેણે કહ્યુ એટલે તેની કુશળતાથી ચિત્તમા ચમત્કાર પામેલા આચાર્યે તેને માથે કરકમળ મૂકી કહ્યુ કે સાઠી ચોખાના જળમા-ધોવરામણમા એ ઔષધોને વાટી પગે લેપ લગાવી આકાશમા ગરુડની જેમ તું સ્વેચ્છાએ જા-ઉડ ત્યાર ૨૦ બાદ તે સિદ્ધિ પામીને સંતુષ્ટ બનેલો તે નાચ્યો વળી કોઇ વાર ગુરુમુખે તેણે સાંભળ્યુ કે રસસિદ્ધિ વિના દાન (દેવાની) ઇચ્છાની સિદ્ધિ થતી નથી તે ઉપરથી રસ બનાવવાને પ્રવૃત્તિ કરતા તેણે સ્વેદન, મર્દન, જારણ અને મારણ કર્યા પરંતુ રસે સ્થિરતા ધારણ કરી નહિ. ત્યારે તેણે ગુરુને પૂછ્યુ કે રસ કેવી રીતે સ્થિર થાય ? ગુરુએ કહ્યુ કે દુષ્ટ દૈવતનું દલન ૨૫ કરવામા સમર્થ એવી શ્રીપાર્શ્વનાથની દૃષ્ટિ સમક્ષ સધાતા અને બધા લક્ષણોથી લક્ષિત અને મહાસતી એવી મહિલા દ્વારા ઘુંટાતા રસ સ્થિર થઇ કોટિવેધી બનશે તે સાંભળીને પાર્શ્વનાથની પ્રભાવશાળી પ્રતિમા શોધવાની તેણે શરૂઆત કરી, પરંતુ તેવી એકે કોઇ પણ ઠેકાણે દીઠી નહિ

આ તરફ નાગાર્જુને ધ્યાન ધરીને પોતાના પિતા વાસુકિને ૩૦

પ્રત્યક્ષ કરી પૂછ્યું કે શ્રીપાર્શ્વનાથની દિવ્ય કળાના પ્રભાવવાળી પ્રતિમા કહો-બતાવો. તેણે કહ્યું કે 'દ્વારવતી'માં સમુદ્રવિજય દશાર્હે શ્રીનેમિનાથને મુખે મોટા અતિશયથી યુક્ત એવા શ્રીપાર્શ્વનાથની પ્રતિમા જાણીને (તેને) મંદિરમાં સ્થાપી પૂજી હતી. 'દ્વારવતી' બળી ગયા પછી તે પ્રતિમા સાગરમાં ડૂબેલી હતી તેવી જ સ્થિતિમાં સાગરના મધ્યમાં રહી. વખત જતાં 'કાન્તી' ના રહેવાસી ધનપતિ નામના વહાણવટીનું વહાણ દેવતાના અતિશયથી સ્ખલિત થયું-ચાલતું અટક્યું. અહીં તીર્થંકરની મૂર્તિ છે એમ અદૃષ્ટ વાણીથી નિશ્ચય કરીને ત્યાં ખલાસીઓને ઉતારી તેણે સાત કાચા સૂતરના તાંતણા વડે (એ) પ્રતિમા બાંધી ઊંચકી અને પોતાના નગરમાં લઇ જઇ મંદિરમાં સ્થાપી. ધાર્યા કરતાં અધિક લાભ વડે ખુશી થયેલો તે દરરોજ (તેની) પૂજા કરતો. તે ઉપરથી સર્વ અતિશયોથી યુક્ત તે પ્રતિમાને જાણીને નાગાર્જુને રસની સિદ્ધિના નિમિત્તે તેને હરી લાવી 'સેઢી' નદીના તટ ઉપર સ્થાપી. તેની સમક્ષ રસ સાધવા માટે સાતવાહન રાજાની ચન્દ્રલેખા નામની મહાસતી દેવીને, વશ કરેલા વ્યંતર દ્વારા રોજ રાત્રે અણાવી તેની પાસે તે રસનું મર્દન કરાવતો. એ પ્રમાણે ત્યાં વારંવાર જા આવથી તેણે તેને ભાઇ તરીકે સ્વીકાર્યો. તેણે પેલી ઔષધિઓને મર્દન કરવાનું કારણ પૂછ્યું. તેણે કોટિવેધ રસનો વૃત્તાન્ત ખરેખરો કહ્યો. એક વેળા તેણે ( અર્થાત્ રાણીએ ) પોતાના બે પુત્રોને નિવેદન કર્યું કે 'સેઢી' નદીના તટ ઉપર નાગાર્જુનને રસની સિદ્ધિ થનાર છે. રસના લોભી એવા તે બન્ને પોતાનું રાજ્ય મૂકીને નાગાર્જુન પાસે આવ્યા. કપટથી તે રસ લેવાની ઇચ્છાવાળા તે બે છૂપે વેશે જે ઘરમાં નાગાર્જુન જમતો તેની સમીપમાં ભમતા. (એક વેળા) તેમણે રાંધનારીને કહ્યું કે તું નાગાર્જુન માટે બહુ મીઠાવાળી રસોઇ બનાવજે. જ્યારે તે રસોઇને ખારી કહે ત્યારે તું (તે) અમને કહેજે. તેણે હા કહી એ (વાત) સ્વીકારી. ત્યાર પછી તેણે તે જાણવા માટે તેને માટે મીઠાવાળી રસોઇ કરવા માંડી. છ મહિના થયા ત્યારે રસોઇ ખારી છે એમ તેણે દોષ કાઢ્યો. રાંધનારીએ રાજપુત્રો આગળ કહ્યું કે આજે નાગાર્જુને ખારાશ જાણી. તેમણે પણ તેની રસસિદ્ધિનો નિશ્ચય કર્યો. ત્યાર બાદ તેના વધના ઉપાયનું ચિંતન કરવા તેમણે તેના જાણકાર લોકને પૂછ્યું. પૂછતાં જણાવ્યું કે વાસુકિએ જ દર્ભના અંકુરથી એનું મરણ કહ્યું છે. નાગાર્જુને સિદ્ધ શુદ્ધ રસના બે કૂપા (?) ભરી 'ઢંક' પર્વતની ગુફામાં મૂક્યા. મૂકીને પાછો ફરતો નાગાર્જુન સામો મળતાં તેમણે તેને દર્ભના અંકુરથી

(૧૯)

## વત્સરાજ ઉદયનનો પ્રબન્ધ

પૂર્વ (દિશા)માં 'વત્સ' દેશ છે. તેમાં 'કૌશાંબી' નગરી છે. શ્રીઋષભના વંશના શાન્તનુ, વિચિત્રવીર્ય, પાંડુ, અર્જુન, અભિમન્યુ, પરીક્ષિત્ અને જનમેજય કુળમાં સહસ્રાનીક રાજા થયો. તેને શતાનીક (નામે) પુત્ર હતો. તેની પત્ની નામે મૃગાવતી મહાસતી, ચેટક રાજાની પુત્રી અને મૃગાક્ષી હતી. તેમનો પુત્ર ઉદયન હતો કે જે ખરેખર 'નાદસમુદ્ર' કહેવાતો હતો અને જેણે 'ઉજ્જયિની'માં 'વિન્ધ્ય' (પર્વત) તરફ જતા અનલગિરિ નામના હાથીને ગીતની શક્તિથી ફરીથી [1]આલાને બાંધી ચંડપ્રદ્યોતના રાજ્યને પ્રકાશમય બનાવ્યું. તે સુખે રાજ્ય કરતો હતો. જુવાનીમાં હોઇ તે ભોગી, કળાને વિષે આસક્તિવાળો, ધીર અને લલિત નાયક હતો.

આ તરફ પાતાલમાં 'ક્રૌંચહરણ' નામનું નગર હતું. ત્યાં વાસુકિ નાગરાજ (રંગે) શ્વેત અને નીલ કમળ વડે લાંછિત ફેણુવાળો (વસતો) હતો. તેને નામલ દેવી નામની પત્ની હતી. દેશ વિશાળ હતો. તક્ષક નામનો તેનો પ્રતીહાર હતો જે વિપશા દેવીનો પતિ હતો અને જેના ફેણુના મંડપમાં તેર ભાર કરોડ વિષ રહેતું હતું એમ કહેવાય છે. વાસુકિને દિવ્ય રૂપવાળી વસુદત્તિ નામની પુત્રી હતી. તેને ચૌદ સખીઓ હતી. જેમકે (૧) ધારૂ, (૨) વારૂ, (૩) ચંપકસેના, (૪) વસંતવલ્લી, (૫) મોહમાયા, (૬) મદનમૂર્ચ્છા, (૭) રંભા, (૮) વિમલાનના, (૯) તારા, (૧૦) સારા, (૧૧) ચંદનવલ્લી, (૧૨) લક્ષ્મી, (૧૩) લીલાવતી અને (૧૪) કલાવતી. તે તેમની સાથે વીણા, મૃદંગ, વાંસળી, સુભાષિત ઇત્યાદિ દ્વારા રમતી.

એક દહાડો તે (ચૌદ સખીઓ)માંથી એકે (તેને) કહ્યું કે હે સ્વામિની વસુદત્તિકા! પરિવાર સહિત હું સખી નરલોકમાં (આવેલી) 'કૌશાંબી'માં દિવ્ય શોભાવાળા અને મોટા એવા ઉદ્યાનમાં ક્રીડા કરવા ગઇ. ત્યાં મેં [2]બકુલ, વિચકિલ, દમનક, ચંપક, વિરહક વગેરે ઝાડોની, [3]સારણીઓની, ક્યારાઓની અને વાડીનાં પાંદડાં(?)ની શોભા જોઇ. જો સ્વામિનીને તે ક્રીડા ગમતી હોય તો ત્યાં પધારો. આ સાંભળી એ વસુદત્તિકા પેલી બધી ચૌદે (સખીઓ) સાથે ઇચ્છાસિદ્ધિથી એકદમ તે વનમાં પહોંચી. તેઓ ત્યાં ક્રીડા કરવા લાગી. તેમણે પુષ્પો વીણ્યાં (અને) તે વડે દડિવાઓ

---

૧ હાથીને બાંધવાનો ખંભો. ૨ બોરસલી. ૩ પાણીની નહેરો કે નીક.

ભર્યા. (કેટલીક) [1]ધમ્મિલ્લ રચ્યા. (કેટલીક) સારા હારો ગુંથ્યા. એ પ્રમાણે વનમાં ખેલતી તે (સ્ત્રીઓ)નો કોયલોના કુજિત કલરવના જેવો મધુર કોલાહલ ઉછળ્યો. તે સાંભળીને ઉદ્યાનપાલક આવ્યો અને તેણે તેમને જોઈ. અહો રૂપ, અહો સ્વર, અહો પ્રભા એમ તે અચંબો પામ્યો. તેમને જોવા માટે ભક્તિથી શ્રીઉદયનને બોલાવવા તે ગયો. ઉદયન ૫ પણ કુતૂહલથી થોડા પરિવાર સાથે વનમાં ગયો. તેણે સખી સહિત વસુદત્તિને જોઈ, અને વિચાર કર્યો કે કામદેવરૂપ મોટા શિકારીનું આ રસાયન છે. આના રૂપની સંપત્તિ કરોડો જીભો વડે (પણ) વર્ણવવી અશક્ય છે. કાન્તિ આપનારો ચન્દ્ર (પોતે જ) ખરેખર અંતે ઘડવાના કાર્યમાં બ્રહ્મા થયો હશે અથવા શૃંગાર જેનો અદ્વિતીય રસ છે એવો કામદેવ કે ૧૦ ચૈત્ર માસ બ્રહ્મા થયેલ હશે. વેદના અભ્યાસથી જડ બનેલો અને વિષયોમાંથી જેનું કુતૂહળ ઉડી ગયું છે એવો પ્રાચીન મુનિ (બ્રહ્મા) આ મનોહર રૂપ બનાવવાને કેવી રીતે સમર્થ થાય? (આ) લલનાઓ નેત્રના ખૂણાની સરણિરૂપ દ્રોણીથી યુક્ત નેત્ર વડે ઝગઝગાટ (!) જુએ છે, ક્રમાનુસાર બંને હાથને લાલન કરાવતી તેઓ ગતિ કરે છે, અને વિદ્વત્તાની મુદ્રાવાળી ૧૫ ઉક્તિઓ વડે આશ્ચર્યકારક રીતે તેઓ બોલે છે; તેથી હું એમ માનું છું કે રસના ભંડારરૂપ મદન દેવનું એ રસાયન છે. તે (રાજા)ને જોઈ તે (વસુદત્તિકા) નાસી ગઈ. રાજા પણ જલદી જલદી (તેની) પાછળ ગયો. અડધી ક્ષણમાં બધી સખીઓ અદશ્ય થઈ ગઈ. પેલી (વસુદત્તિકા) પણ પાતાલના છિદ્ર જેવા એક ખાડામાં પેઠી. રાજાએ પણ જાણ્યું કે ૨૦ કામરૂપિણી જશે જ; એથી 'યમુના'ના જળના પ્રવાહ જેવો તેનો (શ્યામ) ચોટલો હાથે ઝાલી તલવારથી તેણે કાપી નાંખ્યો. તે હરિણાક્ષી ગઈ. (પરંતુ તેની) વેણી હાથમાં રહી ગઈ. તે વેણીને જોઈ જોઈને તે પેલી ચકોરના જેવી ચપળ અને સ્થિર નેત્રવાળી (સુંદરી)ને વારંવાર યાદ કરતો. ભૂરાં કમળોનાં જેવાં નેત્રવાળી, કમલિની જેવા વદનવાળી, કલ્લોલિની જેવી ભ્રૂલતાવાળી ૨૫ અને મૃણાલિની જેવા બે હાથવાળી એવી તે પ્રિયા જો પાછી મળે (!) તો તેના લાવણ્યના જળમાં અવગાહન (કરવા)થી જડ બનેલાં અંગો વડે જ્વાલાના જ્વાળને મૂકનારી અને પ્રાણનો ઉચ્છેદ કરનારી (અનંગરૂપ અગ્નિની) વેદનાઓથી હું મુક્ત થાઉં. ત્યાર બાદ જેનો પ્રારંભ નષ્ટ થયો છે એવો, આંસુ સારતો અને ખેદ પામેલો (રાજા) નગર પાસે આવ્યો ૩૦ અને પ્રધાનોને બોલાવી તેણે કહ્યું કે મેં આ પ્રમાણે કોઈક બાળાની

[1] પુષ્પ ઇત્યાદિ સાથે ગૂંથેલો અંબોડો.

વેણી કાપી નાંખી છે. તે તો પાતાલમાં જતી રહી (છે). એથી મારે રાજ્યનું કામ નથી. આ વેણી જ રાજ્ય કરે. તે પ્રમાણે (કરવાની) કબૂલાત આપી તેઓ પણ નગરની બહાર મંડપમાં ઉત્સવપૂર્વક વેણી દ્વારા રામની પાદુકાની પેઠે રાજ્ય ચલાવવા લાગ્યા.

૫ આ તરફ પેલી વસુદત્તિકા સખેદ જઇને પોતાના મહેલમાં સુઇ ગઇ. તેની સખીઓએ તેની વેણી કપાયેલી જોઇને નામલ દેવીને બોલાવી (તે) બતાવી. જાગેલી પુત્રીને નામલ દેવીએ પૂછ્યું કે બેન! આ શું? તારો પણ પરિભવ? પુત્રીએ પણ માને જેવું બન્યું હતું તેવું કહ્યું અને તેણે વળી તે પોતાના પતિ નાગરાજને કહ્યું. (એથી) ગુસ્સે થયેલા તેણે

૧૦ તરત જ તક્ષકને બોલાવી (બનેલી) વાત કહી હુકમ કર્યો કે તું જા અને રાજ્ય સહિત ઉદયનને બાળી મૂક. તે પણ તેના હુકમથી ચાલ્યો. તે 'કૌશાંબી' પહોંચ્યો. તેના પરિસરમાં-ભાગોળે ઉત્સવો (થતા) જોઇને નરરૂપવાળા તેણે કોઇને પૂછ્યું કે શા માટે આ ઉત્સવનું સામ્રાજ્ય છે? ત્યાંના માણસે કહ્યું કે આ પ્રમાણે, આ પ્રમાણે રાજાએ દિવ્ય કન્યાની વેણી કાપી નાંખી. (પછી)

૧૫ પશ્ચાત્તાપ ઉત્પન્ન થવાથી તેણે રાજ્ય તેને સોંપી દીધું છે. એથી અહીં 'વેણી' રાણી છે. રાજા અહીં જ એક ભાગમાં તપ તપે છે. તક્ષકે ઉત્સવ જોયો. વચ્ચે ફરતાં તેણે કુશ ઉપર પથારી પાથરીને રહેલા, પદ્માસને બેઠેલા, હાથમાં જપમાલાથી યુક્ત, તપશ્ચર્યાથી પાતળા પડી ગયેલા અને પ્રાણને વશ કરી મૌન ધારણ કરી રહેલા એવા રાજાને પણ જોયો. નરરૂપે

૨૦ તક્ષકે તેને પૂછ્યું કે તું કોણ છે? તું શા માટે તપ તપે છે? તેણે પણ દીર્ઘ અને ઉષ્ણ નિઃશ્વાસ નાંખી કહ્યું કે હે ઉત્તમ પુરુષ! મંદ ભાગ્યવાળા મને તું શું પૂછે છે? મેં એક પુણ્યશાળી હરિણાક્ષીને જોઇ. તેની પાછળ જતાં મેં પાપીએ તે જનારની વેણીને અને સાથે સાથે નિજ પુણ્યની પરિસ્થિતિને તરવારથી છેદી નાંખી. તે ઇચ્છિત સ્થાને જતી રહી.

૨૫ મેં ઉદયન રાજાએ તો રાજ્ય તેને સમર્પણ કર્યું છે અને (હવે) હું પોતે તપ કરૂં છું. એ પ્રમાણે સાંભળીને ક્ષણ થોભી ઉપદ્રવ કર્યા વિના પાતાલમાં જઇ તેણે નાગેન્દ્રને કહ્યું કે હે દેવ! પાપ વિનાનો અને બુદ્ધિશાળી એવો ઉદયન, 'વેણી'નગર તેમજ રાજ્યનો ઉત્સવ મારા જોવામાં આવ્યાં. તે પુણ્યાત્મા કોમળ મનનો હોઇ અત્યંત પરિતાપ

૩૦ પામે છે. વિનયશીલ હોય તે માનને લાયક છે. તે સાંભળીને નાગરાજ રાજી થયો. તેણે તક્ષકને પૂછ્યું કે શું (કરવું) યોગ્ય છે? તક્ષક બોલ્યો કે હે દેવ! તેની જ સાથે વસુદત્તિનો વિવાહ કરવો યોગ્ય છે.

કુળથી, શીળથી, વિદ્યાથી, વૃત્તથી, શૌર્યથી અને રૂપથી (એ બધાથી એ અવર્ણ્ય છે), એનું શું વર્ણન કરાય ? વિધાતાએ એને અગના ન કરી તે ખરેખર કીર્તિશાળી તપસ્વીઓનો પ્રભાવ છે નહિ તો નણ જગતમા કેમ કથા પણ વિદ્યા, કન્યા અને લક્ષ્મી ખરેખર અયોગ્ય સ્થાને યોજાતા યોજકને તેઓ શાપ આપે છે (પછી) નાગમલ દેવીનો તેમજ કન્યાનો મત લઇને　૫
તેણે તક્ષક જ દ્વારા વત્સરાજને બોલાવ્યો તેણે પ્રવેશ-મહોત્સવ કર્યો વિવાહ આરંભાયો પહેલી દક્ષિણામા વાછરડા સહિત ગાય-કામધેનુ, બીજીમા વિશિષ્ટ નાગવલ્લી, ત્રીજીમા અંગિકા અને તળાઇ સહિત ખાટલો અને ચોથીમા રત્નદીપ મળ્યા એ પ્રમાણે ચાર રત્નો વડે તેણે તેનો સત્કાર કરી વધૂ સહિત જમાઇને 'કૌશાબી' નગરીએ મોકલ્યો પોતાને　૧૦
નગરે જઇ તેણે સમૃદ્ધ રાજ્ય ભોગવ્યુ ચૂના વડે ધોળેલુ ઘર, ખરચનો ભાર સહન કરી શકે એવો દ્રવ્યનો નિર્વાહ, સકામ કામિની, પોતાનુ હૃદય જણાવી શકાય એવો મિત્ર, ગુણોનો શોધક (ગુણજ્ઞ) સ્વામી અને શાસ્ત્રને વિષે વ્યસન એ પૂર્વે આચરેલા તીવ્ર તપનુ મોટુ ફળ છે આ
સ્વચ્છદ વિહરણ કૃપણતા વિનાનુ ભોજન સદા આર્યો સાથે નિવાસ,　૧૫
ઉપશમરૂપ અદ્વિતીય આશ્રમફલવાળી વિદ્યા, અને બહારથી મદ સ્પંદથી રહિત મન છે તે ઉપરથી કયા ઉદાર તપનુ આ પરિણામ છે તે હું ચિરકાળ વિચારતા (?) પણ જાણી શકતો નથી

કાલક્રમે એ જ (ઉદયન) ચંડપ્રદ્યોતની પુત્રી અને ગુણકીર્તિ (?)-
રૂપ **વાસવદત્તાને** તેમજ 'ડહાલ' દેશના માલિકની પુત્રી **પદ્માવતીને**　૨૦
(પણ) પરણ્યો 'પચાલ' દેશના અધિપતિ દ્વારા લઇ લેવાયેલુ (પોતાનુ) 'કૌશાબી'નું રાજ્ય તેણે મન્ત્ર અને ક્ષાત્રથી ફરીથી મેળવ્યુ એ પ્રમાણે **ઉદયનનો** પ્રબધ છે

આ કથા જૈનોને માન્ય નથી, કેમકે દેવજાતિના નાગો સાથે માનવોના લગ્નનો સભવ નથી વિનોદી સભાને યોગ્ય છે એમ (વિચારી)　૨૫
નાગમતથી ઉદ્ધારી આ ( કથા ) મેં અહીં કહી (છે)

**इति उदयनप्रबन्ध ॥१९॥**

## (૨૦)

# લક્ષ્મણસેનનો પ્રબન્ધ

પૂર્વ (દિશા)માં પ્રધાન કુમારદેવની 'લક્ષ્મણાવતી' નગરી છે. ત્યાં
લક્ષ્મણસેન નામે પ્રતાપી અને ન્યાયી રાજા (રાજ્ય કરતો) હતો. તેના
૫ બીજા પ્રાણ જેવો તેમજ બુદ્ધિ, બળ અને ભક્તિના સારરૂપ એવો કુમારદેવ
નામે (તેને) પ્રધાન હતો., (એનું) રાજ્ય વિશાળ હતું. (વળી એને)
અપાર સેના હતી. એ સમયે 'વારાણસી'માં ગોવિન્દચન્દ્ર નામના
રાજાનો પુત્ર જયન્તચન્દ્ર રાજા (રાજ્ય કરતો) હતો. તેને વિદ્યાધર
નામે પ્રધાન હતો. તે મોટી અભિલાષાવાળાઓમાં, અન્નદાતાઓમાં
૧૦ અને સત્યવક્તાઓમાં પ્રથમ હતો.

એક દિવસ જયન્તચન્દ્રની સભામાં એ વાત (થતી) હતી કે
'લક્ષ્મણાવતી'નો કિલ્લો દુર્જય છે. (આથી) મોટા લશ્કરના સમૂહથી યુક્ત એવા
(તે) 'કાશી'પતિ રાજાએ સભા સમક્ષ પ્રતિજ્ઞા લીધી કે અહીંથી ચાલીને
અમારે 'લક્ષ્મણાવતી' કિલ્લો લેવો. જો હું ન લઈ શકું તો જેટલા દિવસ
૧૫ દુર્ગના તટમાં રહેવું પડે તેટલા લાખ સોનૈયા દંડ તરીકે લઈશ; તેમ
કર્યા વિના હું પાછો નહિ ફરૂં. એ પ્રમાણે પ્રતિજ્ઞા કરી તેણે પ્રયાણ
માટે ઢક્કા વગડાવી. રાજલોક એકદમ ભેગા થયા. જગત્ હાથીમય જેવું
બની ગયું. પૃથ્વી રાજાની શ્રેણીમય જેવી થઈ ગઈ. દુનિયા ઘોડામય
જેવી બની ગઈ. સેના બહાર નીકળી. અખંડિત પ્રયાણોથી પર સૈન્યોનો નાશ
૨૦ કરતો, સરોવરોને સૂકવતો, નદીઓને કાદવમય બનાવતો, વિષમ (સ્થળો)-
ને સરખાં કરતો, શિખરોનો ચૂરો કરતો, શાસનો લખાવતો અને સાધુ-
જનોને જીવાડતો તે 'લક્ષ્મણાવતી' પહોંચ્યો. કિલ્લાથી નહિ બહુ દૂર કે
નહિ બહુ પાસે એવા ભૂમિભાગમાં તેણે આવાસો દીધા. લક્ષ્મણસેન
તો દ્વાર બંધ કરીને નગરમાં જ રહ્યો. નગરી ક્ષોભ પામી. અન્ન, જળ, ઘી,
૨૫ તેલ, વસ્ત્ર, તાંબૂલ વગેરે વસ્તુઓ ઓછી થવા માંડી. ઠેકાણે ઠેકાણે આર્ત
વાર્તા પ્રવર્તી. 'કાશી'પતિએ તો મોકળે મને પરદેશ લેવા (સાધવા) માંડ્યો.
સાર્થો આવજા કરતા. ખૂટે નહિ એવો સુકાળ હતો. તેણે નવા કૂવાઓ
ખોદાવ્યા. સુભટો સ્વેચ્છાપૂર્વક ફરતા. વ્યવસાયથી સંપત્તિઓ વધવા લાગી.
ગામો લૂંટાવા માંડ્યાં. બન્ને રાજાઓ વચ્ચે ઊર્ધ્વમુખ અને અધોમુખ બાણો
૩૦ વડે યુદ્ધો થયાં. ૧૮ દિવસ (એમ પસાર થઈ) ગયા. એ દિવસે (એટલે કે
અઢારમે દિવસે) સાંજે લક્ષ્મણસેને કુમારદેવ પ્રધાનને કહ્યું કે આપણે

શત્રુને દેશમાં પેસતો જ ન અટકાવ્યો એ અનુચિત કાર્ય આરંભ્યું. હાલમાં કિલ્લો ઘેરાતાં લોક દુઃખી થયા છે. આપણા માન (?)ની ગ્લાનિ થઇ છે. તેથી સવારે આપણે યુદ્ધ કરવું. હું દંડ આપવાનો નથી. સામંતો અને પ્રધાનોને તું બોલાવ. કુમારદેવે કહ્યું કે હે દેવ! આ જ વ્યાજબી છે. લોક મૃગેન્દ્ર કહે કે મૃગારિ કહે, પરંતુ જેણે ક્રીડા (માત્ર)માં હાથીઓને મારી નાંખ્યા છે તેને માટે અંતે (વાત) લજ્જાસ્પદ છે. તમે આયુધ ધરો ત્યારે ઇન્દ્ર પણ કાયર જ થઇ જાય. મુખ્ય યોદ્ધાઓ તરત જ ભેગા મળ્યા. યુદ્ધ (કરવા) માટેનો અભિપ્રાય કહેવાયો. અમૃત પીધું હોય તેમ તેઓ ખુશી થયા. વળી તેઓ બોલ્યા કે મિત્રના સ્નેહના ભારોથી વ્યાપ્ત, યુદ્ધના રેણુથી લિપ્ત અને ખડ્ગની ધારના જળમાં સ્નાન કરેલ એવા ભાગ્યશાળીનો આત્મા શુદ્ધ થાય છે. આંખરૂપ પતાકાઓ ફરકવા લાગી. વીરના કરંબકો બન્યા. પત્ની વગેરેથી છૂટા પડવાનું થયું. એ પ્રમાણે થતાં રાજા પાસેથી ઘેર જઇ કુમારદેવ વિચારવા લાગ્યો કે અમારો સ્વામી યુદ્ધનો અભિલાષી છે; પરંતુ જયન્તચન્દ્ર બળવાન્ છે. અસ્થાને બળનો (?) આરંભ એ ક્ષયસંપત્તિનું નિદાન છે. માટે (હવે) શું કરવું જોઇએ? હા, જણાયું. જયન્તચન્દ્રના પ્રધાન વિદ્યાધરને અનુસરવું; કેમકે તે સ્વીકારેલ (વાત)નો (નિર્વાહ કરવામાં) શરવીર છે, દયાળુ છે, પાપ વિનાનો છે અને દાતા છે. એ પ્રમાણે વિચારી પોતે લખેલી એક પત્રિકાને સાથે લઇને કિલ્લામાંથી નગરસ્રોતના દ્વારથી એકલો (જ) બહાર નીકળી, મધ્યરાત્રિએ બહાર (પડેલા) સૈન્યમાં (થઇને) મંત્રીના ઘરના દરવાજે (જઇ) તે ઉભો. અંદર (રહેલા) મંત્રીશ્વર વિદ્યાધરને પોતે આવ્યો હતો તે તેણે ત્યાંના દ્વારપાલો દ્વારા જણાવ્યું. તેણે તેને તરત જ બોલાવ્યો, પોતાની પાસે બેસાડ્યો અને પૂછ્યું કે આપ કોણ છો? મંત્રીએ કહ્યુ કે હું લક્ષ્મણસેનનો પ્રધાન કુમારદેવ તમારા દર્શન કરવા આવ્યો છું; કંઇક કહેવાનું છે, પરંતુ તે બોલાય તેમ નથી. (આ) લખેલી પત્રિકા (એ) કહેશે. એમ કહી વિદ્યાધરના હાથમાં તેણે તે આપી. તેમાં એક શ્લોક નજરે પડ્યો; ઉપકાર (કરવા) સમર્થની સામે કાર્ય માટે આતુર (માનવ) ઉભો રહી જે પીડા (પોતાની) આકૃતિ (જ) દ્વારા કહે છે તે (ગમે તેવી) દીન વાણીથી કહી શકતો નથી. આ શ્લોકનો અર્થ લાંબો કાળ વિચારી વિદ્યાધરે વિચાર્યું કે આ મોટો માણસ મારી પાસે આવ્યો છે. એ જયન્તચન્દ્રને દૂર કરવા ઇચ્છે છે, પરંતુ દંડ આપવા ઇચ્છતો

નથી. (વળી) તે મારા ઉપર જ (આ) ભાર ચઢાવે છે. તેથી સંકટરૂપ સમુદ્રમાંથી મારે એને તારવો જોઇએ. જેનો આશ્રય લઇને સર્વ જીવો નિર્ભયપણે સુવે છે તે જ લોકમાં પુરુષ છે, અને તેની જ અહીં પ્રશંસા કરવી યોગ્ય છે. એ પ્રમાણે વિચારી તેણે કુમારદેવને કહ્યું કે તું બીશ
૫ નહિ. દંડ પણ આપતો નહિ. સવારે અમારૂં લશ્કર અહીં નહિ જ રહે. તું જા. એમ કહીને કુમારદેવનો સત્કાર કરી તેણે તેને વિદાય કર્યો. તે (વિદ્યાધર) પોતાના સ્વામી લક્ષ્મણસેન પાસે ગયો.

આ તરફ જયન્તચન્દ્ર પાસે જઇને વિદ્યાધરે વિનતિ કરી કે હે રાજેશ્વર ! દેવને અહીં આવ્યાને આજે ૧૮ દિવસ થયા. કુમારદેવે
૧૦ જાતે આવીને મને ૧૮ લાખ સુવર્ણ આપ્યા (!) છે. એથી તમે અભય આપો, કૃપા કરો અને સ્વસ્થાને જાઓ. 'કાસી' પણ છોડે ચાલે તેમ નથી. એ પ્રમાણે સાંભળીને 'કાસી'રાજ સત્વર રાત્રે જ ચાલ્યો ગયો. દશ કોશ જઇને તે પોતાની નગરીને અભિમુખ એવી શું'પડીઓમાં રહ્યો. 'લક્ષણાવતી'ના લોક અચંબો પામ્યા અને રાજી થયા. લક્ષ્મણસેને કુમાર-
૧૫ દેવને પૂછ્યું કે જયન્તચન્દ્ર કેમ જતો રહ્યો ? પ્રધાને કહ્યું કે હે દેવ! તમને યુદ્ધ માટે તૈયાર થયેલા સાંભળીને 'કાશી'રાજ ભય પામી પ્રાણ બચાવવા માટે (નાસી) ગયો. તમારી પિંડશક્તિ જુદી જ છે. ઉત્તમ હાથીની ગતિ જુદી છે અને ગધેડાની તેમજ ઊંટની ગતિ જુદી છે. વળી લીલા (માત્ર)માં હાથીઓને દળી નાંખનારા સિંહની ગતિ જુદી જ છે. એક ચપેટા
૨૦ વડે ચીરી નાંખેલા મોટા હાથીના કુંભસ્થળનાં સ્થૂળ હાડકાં વડે વિષમ બનેલા પરિસરવાળા સિંહના ક્રીડાગૃહમાં કોણ દાખલ થાય ? ઉદ્ધત ઝેરની જ્વાળા વડે વ્યાપ્ત અને સ્ફુરાયમાણ ફૂત્કારોની શ્રેણિ વડે ભયાનક એવા સાપના મુખરૂપ શુફાનું કોણ આડંબરપૂર્વક ચુંબન કરે ? ચપલતાને લીધે કોઇ તેમ કરે તો તેનું ક્ષેમ ક્યાંથી છે ? એથી પોતાનો અપરાધ ક્ષમા
૨૫ કરાવવાનો આ તેનો ઉપાય છે. 'કાસી' પાસે જઇને 'કાસી'ના અધિપતિએ વિદ્યાધરને આદેશ કર્યો કે 'લક્ષણાવતી'ના માલિક પાસે (લીધેલા) દંડનું દ્રવ્ય ચાર દિશામાંથી એકત્રિત થયેલા અર્થીઓને તું આપ જેથી કીર્તિ વધે. વિદ્યાધરે પણ સ્વામીને કહ્યું કે હે દેવ ! કુમારદેવે મને દંડ પેટે એક રત્ન આપ્યું છે. તેથી (તેનું) તરત જ સોનું કેમ બને ! રાજાએ
૩૦ કહ્યું કે તો (તે) રત્ન દેખાડ. ત્યાર બાદ તેણે પત્રિકાગત શ્લોક બતાવ્યો અને કુમારદેવ આવ્યાનો વૃત્તાન્ત કહ્યો. વિદ્યાધરના મોઢે તે અવધારીને મહાબુદ્ધિશાળી જયન્તચન્દ્ર બોલ્યો કે હે પ્રધાન ! તે વેળા જ તેં આ

પત્રિકા કેમ (મને) ન દેખાડી જેથી તે જ વખતે તેમના ઉપર વિશિષ્ટ કૃપા અમે કરત? તેં પોતાનું દ્રવ્ય અર્પણ કરવાનું અંગીકાર કરીને જ અમને ત્યાંથી ઉઠાડ્યા તેથી એ દંડ અમને થયો (!). હવે ૧૮ લાખ સુવર્ણ કોશમાંથી લઇ અર્થીઓને તું આપ ૧૮ લાખ સુવર્ણ તો કૃપા અને પ્રસાદના પાત્રરૂપ લક્ષ્મણસેનને અને ૮ લાખ સુવર્ણ કુમારદેવને તું મોકલ વિદ્યાધરે　　૫ તેમજ કર્યું. તે બંને 'કાસી'માં દાખલ થયા. તેણે વિશાળ રાજ્ય ભોગવ્યું. ૨૬ લાખ સુવર્ણ ત્યાં જતાં લક્ષ્મણસેને કુમારદેવને પૂછ્યું કે આ શું? કુમારે હસીને કહ્યું કે તમારી સાથે વિરોધ કરીને કોણ સુખી થાય? તેથી રાજાએ તમને દંડ આપ્યો છે. રાજા રાજી થયો. પ્રજા ખુશી થઇ. મહોત્સવ થયો. એ પ્રમાણે સમયના જાણકાર અને અતિશય ગૂઢ　　૧૦ આશયવાળા પ્રધાનો લોક અને રાજાનું કાર્ય કરે.

इति लक्षणसेनकुमारदेवप्रबन्धः ॥ २० ॥

## મદનવર્મનો પ્રબન્ધ

'ચાલુક્ય' વંશી, મૂલરાજ, ચામુંડરાજ, વલ્લભરાજ, દુર્લભરાજ અને ભીમના કુળમાં કર્ણદેવથી જન્મેલો અને મયણલ્લ દેવીની કુક્ષિમાં ઉદ્‌ભવેલો તેમજ 'બારમો રુદ્ર' એ બિરુદથી જાણીતો બનેલો શ્રીજયસિંહદેવ નામનો રાજા હતો. 'અણહિલ્લપત્તન'થી નીકળી તેણે અપાર સેના વડે 'માલવ' દેશની રાજધાની 'ધારા' બાર વર્ષે (જીતી) લીધી. ત્રણ પ્રતોલી ફોડીને યશઃપટહ હાથી દ્વારા તેણે લોઢાનો આગળો ભાંગી નંખાવ્યો. તે આજે પણ 'દેવપત્તન'માં સોમનાથ આગળ નજરે પડે છે. યશઃપટહ મરીને વ્યંતર થયો. જયસિંહે પરપુર મધ્યે પેસી 'માલવ'પતિને જીવતો પકડયો. જયસિંહની તલવાર બાર વર્ષ થયાં મ્યાન વિનાની રહી હતી, કેમકે નરવર્માના ચામડાથી જ ઘડેલું મ્યાન બનાવીશ એવી તેણે પ્રતિજ્ઞા કરી હતી. એથી જ તેણે હાથી ઉપર આરૂઢ થયેલા નરવર્માને પૃથ્વી ઉપર પાડયો પગ આગળથી એક વેંત જેટલું જ ચામડું તેણે ઉતરાવ્યું એટલામાં (તો) પ્રધાનોએ વિજ્ઞપ્તિ કરી કે હે નરેશ્વર ! રાજા અવધ્ય છે એવું નીતિનું વચન છે, તેથી આને છોડી દેવો ઉચિત છે. તે ઉપરથી તેણે તેને મૂકી દીધો; (પરંતુ) લાકડાના પાંજરામાં પૂર્યો. નરવર્માના તેમજ બીજાનાં ચામડાં વડે સિદ્ધરાજે પોતાના તરવારનું મ્યાન કરાવ્યું. તે ઉપરથી કવીશ્વરોએ તેની વિવિધ સ્તુતિ કરી કે તેં એક 'ધારા'પતિને બે ધારવાળી તરવારથી જીત્યો. તો તું શતધારને પણ જીતવાને સમર્થ થાય એમાં શી નવાઈ ? સિદ્ધરાજે રાજાઓની સેનાઓનો નાશ કર્યો. ત્યાર બાદ એણે 'ધારા' નગરી ભાગી. તેથી એની તરવાર કુંઠિત થઇ છે–બુઠ્ઠી થઇ ગઇ છે એમ હે ક્ષત્રિયો ! તમે માનતા નહિ. પ્રબળ પ્રતાપરૂપ અગ્નિથી વૃદ્ધિ પામેલી એવી અને જેણે લાંબે કાળે ધાર તેમજ 'ધારા'ને પ્રાપ્ત કરી છે એવી હણનારી (તરવાર) 'માલવ' (દેશ)ની લલનાઓનાં આંસુનું પાણી પીને વધારે સતેજ બની છે પછી તેણે 'દક્ષિણાપથ'માં 'મહારાષ્ટ્ર', 'તિલંગ', 'કર્ણાટ', 'પાંડ્ય' વગેરે રાજ્યો વશ કર્યાં. તેણે અપાર ધનનો સંગ્રહ કર્યો. ત્યાર બાદ તે 'ગૂર્જર' ભૂમિ તરફ વળ્યો. તે દેશની સીમાની સંધિમાં સેનાનો પડાવ કરી રહ્યો તેવામા એક દહાડો સાંજે મોટી સંપત્તિ વડે સાક્ષાત્ ઇન્દ્ર જેવો તે સભામાં બેઠો હતો

તેટલામાં કોઇ પરદેશી ભાટે આવી, આશીર્વાદ બોલી અને સભા જોઇને એમ કહ્યું કે અહો 'પરમાર' વંશને વિષે ધૂમકેતુ એવા શ્રીસિદ્ધરાજની સભા **મદનવર્માની** સભાની પેઠે ચિત્તને આશ્ચર્ય ઉત્પન્ન કરનારી છે. તે સાંભળીને તે જ ભાટને સામે બેસાડી સિદ્ધરાજે પૂછ્યું કે હે ભાટ! એ **મદનવર્મા** કોણ છે? કયા નગરમાં કયું રાજ્ય તે કરે છે? ભાટે ૫ કહ્યું કે હે દેવ! **પૂર્વ** (દિશા)માં 'મહોબક' નામે વિશાળ નગર છે. ત્યાંનો **મદનવર્મા** નામનો રાજા ચતુર, દાની, ભોગી, ધર્મી અને નીતિમાન્ હોઇ જાણે નલ, પુરૂરવા કે વત્સરાજ પૃથ્વી ઉપર ફરીથી અવતર્યા હોય એમ લાગે છે. તે રાજાને તેમજ તે નગરને જે ખરેખર રોજ જુએ છે તે પણ તેનું વર્ણન કરી શકે તેમ નથી. તે કેવળ જોઇને મૂગાની ૧૦ પેઠે મનમાં (તેના આનંદનો) સ્વાદ અને તેના ગુણને જાણે છે. અમે બહુબોલા હોવાથી અમારા વચનમાં મોટે ભાગે લોકને વિશ્વાસ હોતો નથી. પણ કોઇ અત્યંત આપ્ત અને જાણકાર એવા પોતાના પ્રધાનને મોકલો જેથી તે સંપત્તિને જોઇ અહીં આવીને તે દેવને એનું નિવેદન કરે. એ પ્રમાણેનું ભાટનું વચન અવધારીને સિદ્ધરાજે એક પ્રધાનને ૧૫ કેટલાક માણસો સાથે (તે) જોવાને ત્યાં તે જ ભાટ સાથે મોકલ્યો. તે ભાટ અને પ્રધાન ગયા, ભાટે પ્રધાનને 'મહોબક' નગર બતાવ્યું. (તે) જોઇને વિલંબ વિના રાજા પાસે આવી તેણે જેવું હતું તેવું કહ્યું: હે નાથ! અવધારો. હું ત્યાં ગયો. ભાટે તે નગર દેખાડયું. તે વેળા ત્યાં વસંતનો ઉત્સવ ચાલતો હતો. વસંત, [1]આંદોલક વગેરે ૨૦ રાગોથી ગીતો ગવાતાં હતાં. દિવ્ય અલંકારવાળી અબળાઓ ફરતી હતી. લાખો મદનની ભ્રાન્તિને ઉત્પન્ન કરતા યુવકો વિલાસ કરતા હતા. યક્ષકર્દમો વડે શેરીએ શેરીએ છાંટણાં થતાં હતાં. મહેલે મહેલે સંગીતો હતાં. દેવે દેવે મોટી પૂજા થતી હતી. ઘેર ઘેર ઉત્તમ જમણવારો થતી હતી. રાજકીય દાનશાળામાં તો દાળ, કૂરનાં ઓસામણ મોકળાં મૂકાતાં ૨૫ ન હતાં, પરંતુ ખાડામાં નંખાતાં. તે વેળા (તેમાં) ઘંટ સહિત હાથી ડૂબી જતો. રાજકીય ઘોડેસવારો શહેરની આસપાસ ફરી લોકને બીડાં આપતા હતા. કપૂર વડે ધૂલિપર્વનો ઉદય થયો હતો. રાત્રે વણિકો દુકાનો બંધ કરતા નહિ, ઉઘાડી મૂકતા (અને) સવારે આવી (ત્યાં) બેસતા. એ પ્રમાણેની નીતિ છે. વ્યવસાય પણ આચાર માત્રથી જ ૩૦

---

[1] હિંડોળ.

સિદ્ધ છે ( ? ) તે દેશમાં લોઢાની ખાણની પેઠે સોનાની અને રૂપાની ખાણુ વહે છે, તેથી સૌ કોઇ ( સુખી ) છે રાજા કેવો છે એ મેં જોયેલ નથી, પરતુ મેં એ સાંભળ્યુ છે કે તે કામિનીકુંજર ક્દાપિ સભામા બેસતો નથી સાક્ષાત્ ઇન્દ્ર( ની જેમ ) તે કેવળ હાસ્ય લલિતનો
૫ વિસ્તાર કરે છે

એ પ્રમાણેનુ વચન સાભળીને સેનાના બચાવ માટે લશ્કર મૂકીને મોટી સેના સાથે તે 'મહોબક' તરફ ઉપડ્યો તેની પાસે આઠ કોશને ( અતરે ) રહેલા ભૂમિપ્રદેશમા તે રહ્યો દેશ ક્ષોભ પામ્યો 'મહોબક' સ્થાનથી ચખ્યુ દિવ્ય ઉદ્યાનમા રહેલા અને હજારો
૧૦ પ્રમદાઓથી પરિવૃત્ત એવા મદનવર્મા પાસે આવીને પ્રધાનોએ કહ્યું કે હે નાથ ! 'ગૂર્જર' (દેશ)વાળો સિદ્ધરાજ નગર પાસે આવ્યો છે તેને કેવી રીતે પાછો વાળવો છે ? મદનવર્માએ હસીને કહ્યુ કે આ સિદ્ધરાજ પેલો જ છે જે 'ધારા'મા બાર વર્ષ સુધી તેનો કબજો મેળવવા રહ્યો હતો તમારે તે 'કબાડી' રાજાને કહેવુ કે જો તું અમારા
૧૫ નગરને કે અમારી ભૂમિને લેવાની ઇચ્છા રાખતો હોય તો અમે લડાઇ કરીશુ અને જો દ્રવ્યથી તું સંતોષ પામતો હોય તો દ્રવ્ય લે. ત્યાર બાદ તે બિચારો જે ( દ્રવ્ય ) માગે તે તમારે આપવુ ધન આપતા આપણને કઇ તોટો આવે તેમ નથી જે પૈસા માટે કષ્ટદાયક કાર્યો કરી રહ્યો છે તે પણ લાબો વખત જીવો રાજાના વચનનો અનુગ્રહ કરી પ્રધાનો પર
૨૦ સૈન્યમા ગયા તેવામા [1]સિદ્ધસેને [2]કહેવડાવ્યુ દડ આપીને પ્રધાનોએ દૂત દ્વારા રાજાનું વાક્ય કહેવડાવ્યુ કે જો તું દ્રવ્ય ઇચ્છતો હોય તો દ્રવ્ય ગ્રહણ કર (પરંતુ) જો ભૂમિ ઇચ્છતો હોય તો અમે લડીશુ. મદનવર્મદેવને આપના આવવાની ( વાત કહેવામાં આવી ) છે તે ઉપરથી અમારા સ્વામીએ કહ્યુ છે કે તે 'કબાડી' રાજાને દ્રવ્ય વડે
૨૫ સતોષવો તેની લીલાથી નવાઇ પામેલા સિદ્ધરાજે ૯૬ કરોડ સુવર્ણ માગ્યુ પ્રધાનોએ તે આપ્યુ (એથી) તરત જ દેશ સુખી થયો તોપણ તે પાછો ફર્યો નહિ ત્યારે તે પ્રધાનોએ કહેવડાવ્યુ કે હે નૃપ ! તને દ્રવ્ય મળ્યુ હવે તું કેમ પાછો જતો નથી ? સિદ્ધરાજે પ્રધાન આગળ કહ્યુ કે તે લીલાના ભંડાર આપના નાયકને હું જોવા ઇચ્છું છુ તેમણે

[1] સિદ્ધરાજે—
[2] કહેવડાવ્યુ કે દડ આપો એમ હોય તો તે વધારે ઉચિત જણાય છે

પણ આવીને મદનવર્માને કહ્યું કે તે કસેથી રાજાને દ્રવ્ય વડે સંતોષો તોપણ (આપ) રાજેશ્વરને જોવા ઇચ્છું છું એમ તે કહે છે. ત્યારે મદનવર્માએ કહ્યું કે તો એ આવે. તે ઉપરથી સેનાને ત્યાં જ મૂકીને પરિમિત સેના સાથે સિદ્ધરાજ તે ઉદ્યાનમાં આવ્યો કે જ્યાં મોટા કિલ્લામાં આવેલા મહેલમાં મદનવર્મા હતો. કિલ્લાની બહાર લાખો ૫ સુભટો ઊભા હતા. દરવાજા પર્યંત આવીને દ્વારપાલો દ્વારા અંદર તેણે કહાવ્યું કે અમે આવ્યા છીએ. 'મહોબક'ના માલિકે કહ્યું કે ચાર માણસ સાથે આવો. સિદ્ધરાજ અંદર આવ્યો અને જુએ છે તો સુવર્ણનાં તોરણવાળા સાત દરવાજા જોયા. આગળ રૂપા અને સોનાની વાવો તેણે જોઈ. વિવિધ દેશની ભાષાને વિષે નિપુણ, ચન્દ્ર જેવા ૧૦ વદનવાળી, વિશાળ નિતંબવાળી તેમજ જુવાની વડે મનોહર અવયવવાળી અબળાઓ તેની નજરે પડી. પણવ, વાંસળી, વીણા, મૃદંગ વગેરેની કળાને વિષે આસક્ત સેવક જન (પણ) તેના જોવામાં આવ્યા. તેણે વિશાળ ગીતો સાંભળ્યાં. 'નંદન' વન કરતાં અધિક (મનોહર) ઉદ્યાન, હિમગૃહો, હંસ, સારસ વગેરે પક્ષીઓ, સોનાનાં ઉપકરણો, કેળનાં પત્રનાં ૧૫ જેવાં કોમળ વસ્ત્રો, અને કામદેવનો રાગ ઉપજાવનારા મોટાં ફૂલના કંડિયા તેણે જોયાં. એ પ્રમાણે જોતાં જોતાં આગળ આગળ જતાં તેણે સાક્ષાત્ મદન જેવા, મધુર વયવાળા, મોટે ભાગે મોતીના મિત અલંકારવાળા, સર્વાંગે લક્ષણોથી યુક્ત, સોના જેવી કાંતિવાળા, મીઠા સ્વરવાળા, કમળ જેવાં નેત્રવાળા, ઊંચા (અણીદાર) નાકવાળા ૨૦ અને ભરેલા દેહવાળા મદનવર્માને દીઠો. મદનવર્માએ પણ સામા આવી આલિંગન કરી સોનાનું આસન આપી તેને કહ્યું કે હે સિદ્ધરાજ! અમારૂં આજે પુણ્ય છે કે તું અતિથિ સાંપડ્યો. સિદ્ધરાજે કહ્યું કે હે નૃપ! આ આવર્જના-વચન મિથ્યા છે. પરંતુ પ્રધાન આગળ 'કબાડી' એમ જે તેં કહ્યું હતું તે સાચું છે. મદનવર્મા હસ્યો કે હે સિદ્ધરાજ! ૨૫ તને આ કોણે કહ્યું? સિદ્ધરાજે કહ્યું કે તારા તે જ મંત્રીઓએ. મારી નિન્દા કરવામાં દેવનો શો અભિપ્રાય છે? મદનવર્માએ કહ્યું કે હે દેવ! આ કલિ (કાળ) છે, જીવન અલ્પ છે, રાજ્યલક્ષ્મી પરિમિત છે અને બળ તુચ્છ છે; તેમ છતાં પુણ્યથી વિશાળ રાજ્ય મળે તો તે પણ જો ન ભોગવાય અને વિદેશમાં રડવડાય (?) તો કબાડીપણું ૩૦ કેમ નહિ? સિદ્ધરાજે કહ્યું કે સાચું, સાચું; એવો કબાડી તો હું છું જ. તું જ ધન્ય છે જેને આ પ્રકારનાં સુખો છે તને જોતાં અમારૂં

જીવન સફળ થયું તું ચિર કાળ રાજ્ય ભોગવ. એમ કહી તે ઊઠયો. મદનવર્માએ ઊઠીને નિજ સેવક, કોશ, દેવતાવસર વગેરે બધું બતાવ્યું. એથી પ્રેમ વધ્યો. તેણે સિદ્ધરાજને ૧૨૦ પોતાના અગસેવકો આપ્યા. તેથી રાજી થઇ જયસિંહદેવે લશ્કર લઇને 'ધારા'
૫ જીતી 'અણુહિલ્લપુર' પત્તનમાં પ્રવેશ કર્યો. પેલા ૧૨૦માંથી અડધા કોમળતાને લીધે માર્ગમાં મરી ગયા ( અને ) બાકીના શહેરમાં દાખલ થયા. શહેરમાં પ્રવેશ( વેળા )ના ઉત્સવને વિષે શ્રીપાલ કવિએ સિદ્ધરાજના વર્ણનનું કાવ્ય ( કર્યું ). હે ત્રણ જગત્‌ના સૂત્રધાર! હે ભગવન્! આ તારો કેવો પ્રમાદ છે કે જે વસ્તુઓ જુદે જુદે ઠેકાણે
૧૦ હતી તે એક જ ઠેકાણે તેં લાવી મૂકી? 'ચૌલુક્ય'ચન્દ્ર રાજાનો આ હાથ જો. તે એ જ છે જે ખરેખર બલિનો હતો. વાણી તે જ કે જે અર્જુનની હતી. અને ચારિત્ર પણ તે જ જે રઘુપતિનું હતું. વળી હે 'સરસ્વતી'! તું માન મૂકી દે. હે 'ગંગા'! તું સુભગતાની લગીને ત્યજી દે. હે 'યમુના'! તારી કુટિલતા વ્યર્થ છે. હે
૧૫ 'રેવા'! તું વેગ છોડી દે; (કેમકે) શ્રીસિદ્ધરાજની તરવાર વડે ચીરાયેલા શત્રુઓની ખાંધમાંથી ઉછળતી લોહીની નીકોથી ઉત્પન્ન થયેલ નદીરૂપ નવીન વનિતા[1]રક્તાંબુધિ ( પ્રકટ ) થયો છે. એ પ્રમાણે બીજાઓએ પણ કહ્યું.

ઇતિ મદનવર્મપ્રબન્ધ. ॥ ૨૧ ॥

---

૧ 'રક્ત' શબ્દ ઉપર શ્લેષ છે નદીરૂપ વનિતાને વિષે રક્ત અર્થાત્ આસક્ત. અને નદીરૂપ વનિતાનો ( પતિ ) રક્ત એટલે રુધિરનો સમુદ્ર એમ બે અર્થો થાય છે.

## ( ૨૨ )

# રત્ન શ્રાવકનો પ્રબન્ધ

ઉત્તર દિશામાં 'કાશ્મીર' દેશમાં 'નવહુલ્લ' નામે મહાસમૃદ્ધિશાળી નગર હતું. ત્યાં પરાક્રમ વડે ભૂમંડળનું જેણે આક્રમણ કર્યું છે એવો નવહંસ નામે રાજા હતો. રૂપની શોભા વડે જેણે રંભાના અભિમાનને હસી કાઢ્યું છે એવી તેને વિજયાદેવી નામની રાણી હતી. તે જ શહેરમાં પૂર્ણચન્દ્ર નામે શ્રેષ્ઠિરાજ હતો. તેને રત્ન, મદન અને પૂર્ણસિંહ નામે ત્રણ પુત્રો હતા. (તે) ત્રણે જૈન, શ્રીમંત, મીઠું બોલનારા, સાત્ત્વિક, બુદ્ધિશાળી, રાજપૂજ્ય અને આરંભેલું સિદ્ધ કરે તેવા હતા. રત્નની પત્ની પદ્મિણિ નામથી પ્રખ્યાત હતી. (તેનો) કોમલ નામે પુત્ર તો બાળક હતો. તે વારે શ્રીનેમિનાથના નિર્વાણથી ૮૦૦૦ વર્ષ વીતી ગયાં હતાં. એ સમયે મહાપદ્મદેવ નામના અતિશય જ્ઞાની 'નવહુલ્લ' નગરને સીમાડે સમવસર્યા. દેવોએ ભૂમિ શુદ્ધ કરી, (તેના ઉપર) જળ છાંટ્યું અને સુવર્ણકમળ માંડ્યું. તેના ઉપર પદ્મમહાદેવ બેઠા. નગરમાં તેમના આવ્યા(ની વાત) ઉદ્યાનપાલે લોકને તેમજ રાજાને જણાવી. અંતઃપુરના પરિવાર સાથે તેમજ રત્ન, મદન અને પૂર્ણસિંહ સહિત રાજા પ્રથમ આવ્યો. બીજા લોક પણ તેમ આવ્યા. શેઠાણી પદ્મિણિ પણ પુત્ર સાથે ત્યાં આવી. એ પ્રમાણે દેવ, દાનવ, માનવ, વિદ્યાધર વગેરેના સમુદાયથી સુંદર સભા (ભરાતાં તે)માં ગુરુએ દેશનાનો આરંભ કર્યો. હું જિનમંદિરે જઇશ એમ વિચારતાં ઉપવાસનું ફળ, ઊઠી તૈયાર થતાં છટ્ઠનું, ત્યાર બાદ માર્ગે ચાલવાને પ્રવૃત્તિ કરતાં અટ્ઠમનું, શ્રદ્ધા પૂર્ણ બનતાં દશમનું, જિનમંદિરની બહાર આવી પહોંચતાં દ્વાદશનું, એની અંદર જતાં પાક્ષિકનું અને જિનેશ્વરનું દર્શન કરતાં એક માસના ઉપવાસનું તે ફળ પામે છે. પ્રમાર્જનથી શત (ગુણું) વિલેપનથી હજાર (ગુણું), માલાથી લાખ (ગુણું) અને ગીતવાદિત્રથી અનંત (ગુણું) પુણ્ય થાય છે. કરોડ પૂજા સમાન સ્તોત્ર, કરોડ સ્તોત્ર સમાન જપ, કરોડ જપ સમાન ધ્યાન અને કરોડ ધ્યાન સમાન લય છે. આ સર્વ જિનની સેવાનું સામાન્યરૂપે ફળ છે. અસંખ્ય 'શત્રુંજય' મુનિઓની સિદ્ધતાને લીધે સિદ્ધક્ષેત્ર હોવાથી ત્યાં તે (ફળ) વિશેષ છે; કેમકે ધૂપને વિષે (કરવાયા) પંદર ઉપવાસ, કપૂરના ધૂપને વિષે માસક્ષપણ, અને સાધુને પ્રતિલાભતાં કાર્તિક માસક્ષપણ(નું ફળ) મળે છે એવું વચન છે. 'શત્રુંજય'થી પણ 'રૈવત'ની સેવા મોટા ફળવાળી છે. 'રૈવત' ખરેખર

'शत्रुंजय'नो એક ભાગ હોવાથી 'શત્રુંજય'જ છે. (વળી ત્યાં) શ્રીનેમિનાં ત્રણ કલ્યાણકો થયેલાં હોવાથી તેનો પ્રભાવ અતિશય છે. નેમિનાથનો મહિમા મિથ્યાદષ્ટિઓ પણ પ્રભાસપુરાણમાં આ પ્રમાણે કહેતાં સંભળાય છે: પદ્માસને બેઠેલા, શ્યામ (વર્ણની) મૂર્તિવાળા અને
५ દિગંબર એવા-શિવનું વામને નેમિનાથ એવું નામ પાડયું. 'વામન'-અવતારમાં વામને 'રૈવત' ઉપર નેમિનાથ આગળ બલિના બંધન માટે શક્તિ (મેળવવા) માટે તપ તપ્યું એવી ત્યાં કથા છે. હે દેવી ! મહાભયંકર એવા 'કલિ'કાલમાં સર્વ પાપનો નાશ કરનારા અને દર્શન અને સ્પર્શથી કરોડ યજ્ઞોનું ફળ આપનારા (નેમિનાથ) થશે. એ પ્રમાણે ઈશ્વરે કહેલ
१० આ (વચન) પ્રભાસપુરાણમાં છે. તેથી 'રૈવત' પર્વત ચઢીને જેણે નેમિનાથને વંદન કર્યું તે શ્રદ્ધાળુએ ખરેખર ઉત્તમ પદ ગ્રહણ કર્યું એ તાત્પર્ય છે. એ પ્રમાણે એ દેશના સાંભળીને રત્ન શ્રાવકે ઊભા થઇ પ્રતિજ્ઞા કરી કે જ્યારે હું સંઘ સહિત 'રૈવત' ઉપર નેમિને નમીશ ત્યારે બીજી વિકૃતિ ગ્રહણ કરીશ; ત્યાં સુધી એકભક્ત ભોજન કરીશ. વળી તેટલા વખત સુધી
१५ (મારે) ભૂમિશય્યા અને બ્રહ્મચર્ય નક્કી ધારણ કરવાં. હું પ્રાણ ત્યજીશ પણ નેમિનાથને તો હું વંદન કરીશ જ. ત્યાર બાદ રાજા તેમજ લોક પોતપોતાને ઘેર આવ્યા. રત્ન શ્રાવકના આગ્રહથી પટ્ટમહાદેવ ત્યાં રહ્યા. રત્ને તો ઉપાયન દઇને રાજાને કહ્યું કે હે નૃપ! નેમિની યાત્રા (કરવા) માટે મને 'રૈવત' જવા માટે રજા આપો. રાજાએ કહ્યું કે સ્વેચ્છા પ્રમાણે
२० ધર્મ આચરજે. એ અમારો મત છે. જે જોઇએ તે લે. રત્ન હર્ષ પામ્યો. તેણે સંઘ એકઠો કર્યો. રાજા પાસેથી હાથી, રથ, ઘોડા અને પાયદળરૂપ મોટું સૈન્ય તેણે મેળવ્યું. જેને જેની ન્યૂનતા હતી તેને તે તેણે પૂરું પાડયું. તેણે અમારિ, ચૈત્યપરિપાટી, શાંતિક, જમણવાર, પ્રતિલાભના, બંદિ(જનો)નો છુટકારો અને લોકનો સત્કાર કર્યાં; મુહૂર્ત જોવડાવી તે
२५ જિનમંદિર તરફ ચાલ્યો. મહોત્સવ કરનાર રાજા મોટો દોસ્તદાર હતો. સેંકડો ઊંટો ઉપર ધન ચાલતું થયું. શેઠાણી પદ્મિનિ પોતાની બાળસખી રાણી વિજયાદેવીને મળવા ગઇ. તેણે પગે પડી રજા માગી કે હે સ્વામિની ! હું યાત્રા (કરવા) માટે જાઉં છું. કેટલાક દિવસ હું ધર્મના લોભે આપના વિયોગનું દુઃખ સહન કરવા ઇચ્છું છું. રાણી પણ શીખામણ
३० આપતાં બોલી કે હે સખિ! ત્યાં જઇ ધન ઓછું હોવાથી કંજુસાઇ કરી મને લજ્જાપાત્ર તું બનાવતી નહિ; સ્વેચ્છા પ્રમાણે દાન દેજે. વળી આ ધન, અલંકારો અને વસ્ત્રો લે. એમ કહીને તેણે, તેને બહુ

આપ્યું. કેટલાંક પગલાં વળાવી રાણી પાછી ફરી. શેઠાણી સંઘમાં જઇ
મળી. શ્રીપટ્ટમહાદેવ ગુરુએ સાથે વિહાર કર્યો. તેથી સંઘ સનાથ થયો.
રોજ ધનનો ઇચ્છા મુજબ વ્યય થતો. કોટીશ્વર એવા સાધર્મિકો હજારો
હતા. ચંદ્રહાસના ઘા ખાધેલા લાખો સુભટો હતા. (પછી) બીક ક્યાંથી
સંભવે ? એ પ્રમાણે માર્ગમાં તીર્થોને વંદન કરતો સંઘપતિ રત્ન બે　　૫
બાંધવ, પુત્ર અને પત્ની સાથે 'રોલા' અને 'તોલા' એ બે પર્વતો છે
ત્યાં સુધી ગયો. અહીં ખરેખર 'શત્રુંજય'ના મધ્યમાં થઇને 'રૈવતે' જનારા
લોકોને 'રોલા' અને 'તોલા' એ બે પર્વતો આવતા નથી, પરંતુ 'ભદ્રેશ્વર'ને
રસ્તે જનારાઓને આવે છે. ત્યાં 'રોલા' અને 'તોલા' એ બે પર્વતોના
મુખ આગળ મળી જવાથી એ તોડા જેવો (આકાર) થયો છે. ત્યાં　　૧૦
આગળ સંઘે મુકામ કર્યો. આખો દિવસ ઇચ્છા પ્રમાણે સ્નાત્ર, ચૈત્યવંદના,
દાન, પૂજા, ભોજન વગેરે કરાયાં. રાત્રે સુખે રહેવાયું. સવારે આગળ
જવા માટે તૈયાર થઇને સંઘ ચાલ્યો. જેવું આગળનું ગાડું પર્વતના મુખ
આગળના સંકટમાર્ગમાં ચાલવા માંડ્યું તેવામાં સાહી જેવો કાળો, ફાડેલા
મુખવાળો, નરસિંહ જેવા દેહવાળો, અટ્ટહાસ્ય કરતો, ઘણા ગાઉ જેટલો　　૧૫
ઊંચો અને દંષ્ટ્રાદિને લીધે ભયંકર વદનવાળો કોઇ એક (પુરુષ) નખેથી
લોકોને વિદારવા લાગ્યો. વળી ખાઉં ખાઉં એમ તે બોલવા લાગ્યો. તે
જોઇને બીધેલા લોક પાછા ફરી જવા લાગ્યા. રાજપુત્રોએ તે જાણ્યું.
તેમણે જઇને તે કાલરૂપને કહ્યું કે તું કોણ છે ? શા માટે લોકને ઉપદ્રવ
કરે છે ? તું દેવ છે, દૈત્ય છે, કે રાક્ષસ છે (જે હોય તે કહે) જેથી તે નામ　　૨૦
વડે અમે (તારી) પૂજા કરીએ. તે કાલમૂર્તિએ કહ્યું કે અરે કેમ મોટેથી
બોલો છો ? જો તમે આગળ એક પગલું (પણ) ચાલશો તો હું (તમને)
બધાને એક પછી એક ચાવી ખાઇશ એ પ્રમાણે તેણે કહ્યું ત્યારે સંઘના
રક્ષક ભટ્ટોએ પાછા વળી રત્નને વિજ્ઞપ્તિ કરી કે હે દેવ ! આમ આમ
બાબત છે. અભાગ્યને લીધે આગળ જવાય તેમ નથી. દંષ્ટ્રા વડે આ　　૨૫
પ્રમાણે ચવાઇ ગયેલા લોકો સામે પડેલા છે તે જુઓ. તે કાનને કટુ
(વાત) સાંભળી રત્ન ખેદ પામ્યો. શો ઉપાય ? શી ગતિ ? શી બુદ્ધિ ?
એમ સંઘ અને (તેમાં પણ) ખાસ કરીને સ્ત્રીવર્ગ કકળી ઊઠ્યો. ઠેકાણે
ઠેકાણે ટોળે ટોળાં વાતો (કરતાં). કેટલાંક કહેતાં કે પાછા ફરીને જઇએ;
(કેમકે) આ બધાંને ખાઇ જ જશે જીવતો નર સેંકડો ભદ્ર જોશે–ભદ્રા　　૩૦
પામશે. બીજાઓ તો કહેતાં કે મૃત્યુ થાય તો ભલે થાઓ, (પરંતુ)
આગળ જવું, (કેમકે) નેમ જ શરણ છે. કેટલાંક ઝાડ અને લતામાં

સંતાઇને રહ્યા. બીજા જ્યોતિષ જોતા. અન્ય સંઘના પ્રસ્થાનનું મુહૂર્ત આપનારાઓને નિંદતા. એ પ્રમાણે વિષમ (સ્થિતિ) વર્તતાં સંઘપતિ રત્ને ભટ્ટોને કહ્યું કે તે ભયંકર પુરુષ પાસે જઇને પૂછો કે તું કેવી રીતે પ્રસન્ન થશે જેથી તે કરી અમે આગળ જઇએ. ભટ્ટો ગયા. તેની આગળ
૫ તેમણે રત્નનું વચન કહ્યું. તેણે કહ્યું કે હું આ ગિરિની ભૂમિનો અધિષ્ઠાયક છું. સંઘના એક પ્રધાન પુરુષને હું ખાઉં તો સંતોષ પામું. (ત્યાર બાદ) બીજાઓને ઉપદ્રવ કરું નહિ. (આ) પ્રતિજ્ઞાનું ઉલ્લંઘન (પણ) કરું નહિ. તે ઉપરથી ભટ્ટોએ યથાર્થ રીતે નિર્ણય કરી તે વાત રત્નને કહી. એકત્ર બેસાડેલા સર્વ લોક તે પ્રમાણે તૈયાર થયેલા જ હતા તેમને રત્ને કહ્યું
૧૦ કે મારું મોટું પુણ્ય છે જેથી એ કોઇક ભયંકર પુરુષ એક જ મનુષ્યને ખાવાની ઇચ્છા રાખે છે. તેના ભક્ષણથી તૃપ્ત થતાં તે બીજાને ખાશે નહિ. તેથી તમે જઇને નેમિને વંદન કરો. મારે એને મારો દેહ આપવો. અહો લાભનો ઉદય! આટલા વખત સુધી વિવિધ પ્રયત્નો વડે પાળેલો દેહ સંઘ માટે ઉપકારી થશે. એમ કહીને સંઘપતિ મૌન રહ્યો. તે વખતે
૧૫ રાજપુત્રો બોલ્યા કે હે નરરત્ન રત્ન! તું ચિરકાળ જીવ. અમારામાંના એકથી તે ધરાશે. અમે ખરેખર સેવકો છીએ. વળી સેવકોનો એ ધર્મ છે જે મરીને પણ સ્વામીનો ઉદ્ધાર કરવો; નહિ તો ધર્મ, કીર્તિ અને વૃત્તિનો નાશ થાય. જેમનો સ્વામી ગાંજ્યો જાય...સંઘમાંના મુખ્ય સાધાર્મિકોએ કહ્યું કે હે રત્ન! તું લાંબો વખત જીવ. તું યુવાન છે,
૨૦ રાજાને પૂજ્ય છે અને દશ કરોડ મનુષ્યને પાળનારો છે. અમે નાશવંત દેહના વ્યય દ્વારા સ્થિર (શાશ્વત) ધર્મ ગ્રહણ કરવા ઇચ્છીએ છીએ. (કહ્યું પણ છે કે) જો આ શરીરની રક્ષા કરાય તો તે કથળી જાય છે. જો બળાય તો તે ભસ્મરૂપ બને છે. એ દુષ્ટ દેહ પાસે જે (કામ) લેવાય તે સારું. મદનપૂર્ણ અને પૂર્ણસિંહ એ બે ભાઇઓએ કહ્યું કે
૨૫ અમારા બેના તમે મોટા ભાઇ છો. સૌથી મોટા ભાઇ તે પિતા જેવા છે અને નાનો ભાઇ એ પિતાને અધીન પુત્ર સમાન છે. શું રામ આગળ લક્ષ્મણે યુદ્ધ કરી પ્રાણને તૃણ જેવા બનાવ્યા ન હતા? હે દેવ! વંદનથી કે કોમળ વચનથી સ્નેહ જણાતો નથી, પરંતુ કદાચિત્ કાર્યમાં સત્વર પ્રાણ આપવાથી જણાય છે. પદ્મિણિ બોલી કે કુલીન કાંતાના પ્રાણ
૩૦ પતિને અધીન છે. પતિ લોકાંતરમાં જતાં તે જીવતી પણ મુએલી છે, કેમકે તેને અલંકાર વગેરેનો અભાવ છે. જેમકે ચંદ્રપ્રભા ચંદની સાથે જાય છે. વીજળી મેઘની સાથે વિલય પામે છે. પ્રમદા પતિને માર્ગે જનારી

છે એમ અજીવ (પદાર્થો) પણ પ્રતિપાદન કરે છે. પતિનું મરણ થતાં પત્નીએ (તેની) પાછળ મરવું જોઈએ. તો જો મારૂં મરણ થતાં તમે જીવતા રહો તો મને શું મળ્યું નથી ? કોમલે કહ્યું કે હે પિતા! એક દેહના દાનથી દેવાદાર બનાવાયેલા પુત્રો પિતાને કીર્તિરૂપ અને ધર્મરૂપ એમ બે દેહો આપીને દેવાથી છૂટે છે. એ પ્રમાણે બોલતા તે બધાનો　૫
યુક્તિઓ વડે બહુ નિષેધ કરી તે પોતે મરવા (પાછળ) રહ્યો. સંઘને ચાલતો કર્યો. કાલપુરુષે ઉપદ્રવ કર્યો નહિ. સંઘ ગયો ત્યારે રત્ન શ્રીનેમિને વિષે પરાયણ બની સ્થિર ઊભો રહ્યો. પઉમિણિ આગળ ગઈ નહિ. અન્યત્ર (ઊભી) રહીને તેણે કાયોત્સર્ગ કર્યો. કોમલે પણ તેમજ કર્યું. કાલપુરુષે રત્નને પર્વતની એક ગુફામાં ફેંક્યો. બારણું　૧૦
પત્થર વડે દઈને તે પૂછડું પછાડવા લાગ્યો. તે સિંહનાદોથી આકાશને બહેરૂં બનાવતો. તોપણ રત્ન બીતો નહિ. (તેના) હૃદયમાં જિન પ્રતિ રાગ સ્થિર હતો.

એવામાં કૂષ્માંડીને પ્રણામ કરવા (૧) કાલમેઘ, (૨) મેઘનાદ, (૩) ગિરિવિદારણ, (૪) કપાટ, (૫) સિંહનાદ, (૬) ખોટિક અને　૧૫
(૭) રૈવત નામના સાત ક્ષેત્રપતિઓ એકઠા મળ્યા. દેવીને પ્રણામ કરી તેઓ બોલ્યા કે હે દેવી! કોઈક સ્થળે પર્વત ધડધડ થાય છે. જેવું અત્યારે વર્તે છે એવું પૂર્વે કયાં પણ વર્ત્યું નથી. તેથી તું જો કે આ શું છે ? કોઈક સ્થળે એક મહાપુરુષનો કોઈ ક્રૂર ઉપદ્રવ કરે છે. અંબાએ જ્ઞાન વડે જાણ્યું. તેમની સાથે તે ત્યાં ગઈ. તે પ્રમાણે કાયો-　૨૦
ત્સર્ગમાં રહેલાં પઉમિણિ અને કોમલ તેમની નજરે પડ્યાં. કૃપા અને ભક્તિ ઉદ્દભવી. ગુફાના દ્વાર પાસે જઈને તે ક્રૂરને તેણે આક્ષેપ કર્યો કે રે તું આ શું કરે છે ? જો તું સમર્થ હોય તો યુદ્ધ કર. અમે ક્ષેત્રપાલો રત્નનું રક્ષણ કરીએ છીએ. હું જગતની માતા અંબા છું. તેણે (તેમ) કહ્યું એટલે તે ઘુરક્યો. યુદ્ધ પ્રવર્ત્યું. તેને પગે ઝાલી　૨૫
માથાની આસપાસ ફેરવી અંબા તેને પત્થર ઉપર અફાળવા જતી હતી તેવામાં પ્રત્યક્ષ દિવ્ય આકારવાળો પુરુષ તેમજ દિવ્ય આભૂષણો અને અંગરાગવાળો રત્ન પ્રિયા અને પુત્ર સહિત સુખી તેના જોવામાં આવ્યા. તે દિવ્ય દેહવાળાએ કહ્યુ કે હે અંબા! હે ક્ષેત્રપાળો! હે શ્રીરત્ન! સાંભળો. જ્યારે ગુરુએ 'રૈવત'નો મહિમા કહ્યો ત્યારે આ　૩૦
રત્ને પ્રતિજ્ઞા કરી હતી કે મારે પ્રાણનો વ્યય કરીને પણ નેમિને વંદન

કરવું જ. તે વેળા હું વૈમાનિક દેવ નામે શંકર ત્યાં ગુરુ પાસે બેઠેલો
હતો. એની એ પ્રતિજ્ઞા મારાથી સહન થઇ શકી નહિ. તેથી અહીં
આવીને મેં મહાસત્ત્વવાળા રત્નને હેરાન કર્યો. એની પત્ની ધન્ય છે,
પુત્ર પુણ્યશાળી છે તેમજ સંઘના ભક્ત અને એને મદદ કરનારા એવા
૫ તમે (પણ) પ્રશંસાપાત્ર છો. જો હું સાચું યુદ્ધ કરું તો તમારાથી જીતાઉં
નહિ, પરંતુ યુદ્ધ મને મેં કેવળ ક્રીડા તરીકે આ કર્યું છે રત્નોની વૃષ્ટિ
કરી રત્નને આલિંગન દઇ અને તેને સંઘમાં મૂકી તે તરત જ સ્વર્ગમાં
ગયો. અંબા વગેરે પર્વતે ગયાં. સંઘ 'રૈવતક' ઉપર ચઢ્યો. તેણે નેમિને
વંદન કર્યું. લેપ્ય મૂર્તિવાળા નેમિ ઉપર જળ વડે એવું સ્નાત્ર
૧૦ કરવામાં આવ્યું કે જેથી એ બિંબ બે ઘડીમાં ગળીને માટીરૂપ બની
ભૂમિ સાથે ભળી ગયું. બધાને અને (તેમાં) રત્નને તો વિશેષ ખેદ
થયો. વળી તેણે ચિંતવ્યું કે આશાતના કરનારા એવા મને ધિક્કાર છે કે
જેથી હું આ પ્રમાણે તીર્થના નાશ કરવારૂપ પાપનો પાત્ર થયો. હવે
જ્યારે તીર્થ ફરીથી સ્થપાય ત્યારે (મારે) ખાવું. એમ કહીને બે
૧૫ બંધુને સંઘના રક્ષણ માટે મૂકીને અંબાનું ધ્યાન ધરી તેણે તપશ્ચર્યા
(શરૂ) કરી. સાઠ ઉપવાસને અંતે અંબા પ્રત્યક્ષ થઇને તેને રાતના
'કાંચનબલ' નામના અને ઇન્દ્ર બનાવેલા તીર્થમાં લઇ ગઇ. ત્યાં તેણે
મોટાં ૭૨ જિનબિંબો જોયાં. તેમાં ૧૮ સોનાનાં, ૧૮ રત્નોનાં, ૧૮
રૂપાનાં અને ૧૮ પત્થરનાં એમ ૭૨ હતાં. ત્યા એક રત્નના બિંબને
૨૦ વિષે રત્ન જાણે પોતાના નામની સમાનતાને લીધે હોય તેમ હૃષ્ટ થયો
અને તેને વળગ્યો. હે સ્વામિની ! આ મને આપ જેથી તે સ્થાનમાં
(એને) હું સ્થાપુ એમ તેણે અંબાને કહ્યુ. અંબાએ પણ કહ્યુ કે હે
વત્સ ! આ મોટુ તીર્થ છે. ધીરે ધીરે કલિ (કાળ) આવશે તેમા લોક
સત્ત્વહીન, દ્રવ્યના લોભી, પાપ કરનારા અને સર્વ ધર્મથી વિમુખ થશે.
૨૫ તેમની આગળ રત્નનું બિંબ છૂટશે નહિ. ( અને તેમ થતાં ) મોટી
આશાતના થશે, તેથી આ પત્થરનુ (બિંબ) તુ લે. રત્ને તે પ્રમાણે
(કરવાનુ) સ્વીકાર્યું અને કહ્યું કે હે માતા ! આ મોટા ( બિંબ )ને હું
કેવી રીતે લઇ જાઉં ? દેવી બોલી કે આ કાચા સૂતરના તાંતણાથી
એને વીંટ. અહીંથી ચાલતાં જ્યા તું પાછળ જોશે ત્યા જ તે રહેશે. એ
૩૦ પ્રમાણેની અંબિકાની વાણીથી ચાલતો રત્ન બિંબ લઇને કેટલીક
ભૂમિ જેટલો આગળ ગયો એટલે અચંબો પામી તેણે પાછું જોયું કે
અંબા આવે છે કે નહિ. ( આથી પેલું ) બિંબ ત્યાં જ ઉદુંબર ઉપર

(સ્થિર) રહી ગયું. લાખો મનુષ્યો વડે (ખેંચાતાં) પણ (તે) સ્થાનથી તે ચળ્યું નહિ. તેથી પાછા ફરીને તેણે (ત્યાં જ) દરવાજાની અને પ્રાસાદની રચના કરી. તે આજે પણ તે જ પ્રમાણે ત્યાં જ છે. એ પ્રમાણે પ્રતિજ્ઞા પૂર્ણ કરીને રત્ન સંઘ સહિત 'રૈવત'થી પાછો ફરી 'શત્રુંજય' ઉપર ઋષભને વંદન કરી અને બીજાં પણ તીર્થોને નમન કરી 'નવહુલ્લ'પત્તનમાં દાખલ ૫ થયો. રાજા પોતે સામો આવ્યો. ઘેર ઘેર મંગલો, સાધર્મિક વાત્સલ્યો અને ઋદ્ધિની વૃદ્ધિ થયાં. તેણે ચન્દ્ર અને સૂર્ય પર્યંત રહેનારી કીર્તિ મેળવી. આ રત્ને સ્થાપેલું નેમિનું બિંબ છે કે જેને હાલ વંદન કરાય છે. તેની તો આ પ્રમાણે (કોઇ) પ્રાચીન કવિએ સ્તુતિ કરી છે: જેને ખાણમાંથી ખોદી કાઢયું નથી, જેને સૂત્રથી ભર્યું નથી, જેને ટાંકણાથી ૧૦ ટાંક્યું નથી, જેનું દ્યોતનકો વડે દ્યોતન કરાયું નથી, જેને ઉપાડનારાઓએ ઉપાડયું નથી અને જેને સિદ્ધમંત્રો વડે મંત્રિત કરવામાં આવ્યું નથી તે અનાદિ, અવ્યક્ત દેહવાળા, અભેદ્ય, પ્રકાંતિમય, અનંત બલવાળા, સુસિદ્ધ અને ભવ્યોને સંસારસમુદ્ર તરી જવામાં નૌકાસમાન નેમિનાથ કૃપાથી પ્રકટ થયા (છે). ૧૫

इति रत्नश्रावकप्रबन्धः ॥ २२ ॥

## આભડનો પ્રબન્ધ

' અણુહિલ્લ 'પુરમાં 'શ્રીમાલ' વંશનો નૃપનાગ (નામે) એક શેઠ
હતો. તેને સુન્દરી (નામની) પત્ની હતી. તેમને શ્રીઆભડ (નામનો)
૫ પુત્ર હતો તે, દશ વર્ષનો થયો ત્યારે તેનાં માતાપિતા સ્વર્ગે ગયાં.
લક્ષ્મી નાશ પામી તોપણ આભડ સજ્જનોનો આશ્રિત અને વ્યવ-
સાયનો જાણકાર હોઇ મોટો થયો. પૂર્વજોની કીર્તિથી તેને કન્યા મળી.
તે પરણ્યો. નિર્વાહ માટે તે ઝવેરીને ઘેર ઘુઘરા ઘસતો. તે પાંચ પત્થરો
કમાતો. તેમાંથી એક પત્થર ધર્મમાં અને બે કુટુંબનો નિર્વાહ કરવામાં
૧૦ તે ખરચતો અને તે બેનો સંગ્રહ કરતો. ચૌદમે વર્ષે (એને) પુત્ર થયો.
પરંતુ તેને ધાવણુ ઓછું મળતું. એથી બકરી શોધવા માટે આભડ
બહાર ગામ ગયો. ત્યાં હવાડામાં સવારે તે દાંત સાફ કરતો હતો
એવામા બકરીઓનું એક ટોળું આવ્યું. તે બધી હવાડામાં પાણી પીવા
લાગી. શખના જેવું ધોળું પાણી પણ નાગવલ્લીના પત્રની છાયાવાળું
૧૫ એકદમ બની ગયું. આભડને (એથી) નવાઇ લાગી. પાણી પીને
બકરીઓ નિવૃત્ત થઇ ત્યારે તેણે તપાસ કરી તો એકના ગળામાં
મરકત રત્નવાળી ટોકરી જણાઇ. તેણે તે (બકરી)ને એકદમ
ખરીદી લીધી. પુત્ર' (દૂધ મળવાથી) જીવ્યો. 'રત્નને તો શરાણે
ચઢાવતાં તે મોટા તેજના પુંજવાળું' બન્યું. તેણે પરીક્ષકોને (તે)
૨૦ બતાવ્યું. તેમણે અમૂલ્ય એમ કહ્યું. ત્યાર બાદ તેણે (તે) જેસિંગદેવ
રાજાને તે આપ્યું. રાજી થયેલા રાજાએ એક સુવર્ણકોટિ આપી.
નખના પાછલા ભાગ જેટલા તે (રત્ન)થી એક લાખ મળે
આભડ પણ તે વડે મોટો સંપત્તિવાળો બન્યો તે વારે સુકાળ
હતો. તે વ્યવહારી બન્યો તે વખતે શ્રીજયસિંહનું રાજ્ય સમૃદ્ધ
૨૫ હતું. આભડને ત્રણ વહી હતીઃ (૧) (પહેલી) રોકડવહી, (૨) બીજી
વિલંબવહી અને (૩) (ત્રીજી) પારલૌકિક વહી. (એનો) શો અર્થ ? (એ કે તે)
દયાસાગર કોઇને પણ ધરણુ અને બંધનની પીડા કરતો નહિ. ૭૨
ચેલાતટોને વિષે ધનની સંપત્તિ અને મહાલાભો હતા. સોપારીની દુકાન,
પોતાનું ઘર, શ્રીહેમસૂરિની પૌષધશાલા તેમજ માયાપિષ્ટકેષ્ટક ચિતા તેણે
૩૦ કરાવ્યા. અમારિ કરનાર શ્રીકુમારપાલ દેવના સમયમાં તેનો પ્રસાર થયો.

એક દહાડો શ્રીહેમસૂરિએ રાજાને કહ્યું કે સાધર્મિક વાત્સલ્યનું
મોટું ફળ છે. રાજાએ આભડને કહ્યું કે ધનથી તુટી ગયેલા શ્રાવક
કુળને સો દીનારો આપી તારે ઉદ્ધાર કરવો. (એ રકમ અમારે ખાતે

ઉધારવી ). વર્ષની આખરે અમને [1]લેખ્યક બતાવજે. આભડે વર્ષની આખરે રાજાને લેખ્યક બતાવ્યો. એક કોટિ ( દેવું ) આવ્યું. જેવો તે અપાવવા જતો હતો તેવામાં આભડે વિજ્ઞપ્તિ કરી કે હે દેવ! રાજાઓનો [2]કોશ બે જાતનો છે: (૧) સ્થાવર અને (૨) જંગમ. તેમાં સ્થાવર ( કોશ ) સુવર્ણ વગેરેનો ભંડાર છે, ( અને ) જંગમ ( કોશ ) વણિકજન છે. વણિકોનું ધન પણ સ્વામીનું જ ધન છે. રાજાએ કહ્યું કે એમ બોલ નહિ; ( કેમકે ) લોભરૂપ પિશાચ મને છળશે. તે જ વખતે તેટલું (ધન) મંગાવી તેણે ( તેને ) અપાવ્યું રાજાને સંતોષ થયો. 　５

એ પ્રમાણે વખત જતાં રાજા કુમારપાલ અને શ્રીહેમ(સૂરિ) વૃદ્ધ થયા. શ્રીહેમસૂરિના ગચ્છમાં વિરોધ હતો. રામચન્દ્ર, ગુણચન્દ્ર વગેરેનો સમુદાય એક તરફ હતો અને એક તરફ બાલચન્દ્ર હતો. તે બાલચન્દ્રને રાજાના ભત્રીજા અજયપાલ સાથે દોસ્તી હતી. એકદા પ્રસંગવશાત્ રાજા, ગુરુ અને આભડે રાત્રે મસલત કરવા માંડી. રાજાએ પૂછ્યું કે હું પુત્ર વિનાનો હોઇ કોને મારા પદ ઉપર સ્થાપું? ગુરુએ કહ્યું કે ધર્મની સ્થિરતા માટે તારા દૌહિત્ર પ્રતાપમલ્લને રાજા બનાવ. અજયપાલથી તો તે સ્થાપન કરેલા ધર્મનો નાશ થનાર છે. એવામાં આભડે કહ્યું કે હે ભગવન્! જેવો તેવો પણ પોતીકો જ ઉપકારી છે. ફરીથી શ્રીહેમે કહ્યું કે અજયપાલને રાજા ન બનાવવો. એ પ્રમાણેનો ગુપ્ત વિચાર બાલચન્દ્રે સાંભળ્યો અને તેણે (તે) અજયપાલને કહ્યો. હેમ(ચન્દ્ર)ના ગચ્છમાંના રામચન્દ્ર વગેરે ઉપર તેને દ્વેષ હતો, પરંતુ આભડ ઉપર સ્નેહ હતો. શ્રીહેમસૂરિ સ્વર્ગે ગયા. ત્યાર બાદ બત્રીસ દિવસે અજયપાલે આપેલા ઝેર વડે કુમારપાલ મરણ પામ્યો. અજયપાલને રાજ્ય ઉપર બેસાડવામાં આવ્યો. શ્રીહેમ( સૂરિ ) તરફ દ્વેષ હોવાથી ( તેમના ) રામચન્દ્ર વગેરે શિષ્યોને તપાવેલા લોઢાની ખુરશી ઉપર બેસાડવારૂપ પીડા કરાવી તેણે મારી નંખાવ્યા. તેણે ઘણા રાજવિહારો પાડી નંખાવ્યા. લઘુ ક્ષુલ્લકોને દરરોજ સવારે બોલાવી તે શિકારનો અભ્યાસ કરાવતો. પૂર્વે આ ચૈત્યપરિપાટી કરતા એવી તે મશ્કરી કરતો. બાલચન્દ્ર પણ પોતાના ગોત્રની હત્યા કરાવનાર છે એમ કહી બ્રાહ્મણોએ તેના રાજાના મનથી ઉતારી પાડ્યો. લજ્જા પામી તે 'માલવે' જઇ મરી ગયો; કેમકે પાપ સત્વર પાકે છે. પ્રાસાદો પાડેલા જોઇને શ્રાવક લોકોને 　１０ ૧૫ ૨૦ ૨૫ ૩૦

---

[1] ચોપડો.　　　[2] ખજાનો.

ખેદ થયો. પૂર્વે પ્રતિપાદન કરેલું હોવાથી આભડ માન્ય હોવા છતાં
રાજાની ઉગ્રતાને લીધે ( કંઇ ) બોલી શકતો નહિ, પરંતુ તેણે કપટથી
( તેનું ) રક્ષણ કરાવ્યું. કેવી રીતે ? એક દિવસ આભડે રાજાને
વહાલા, અને કૌતુકી નામે સીલણને ઘણું સોનું આપીને વિનવ્યો કે
૫ તું એવું કર કે જેથી બાકીના પ્રાસાદો બચે તેણે કહ્યું કે બેફિકર
રહો. હું બચાવીશ જ. સીલણે સાંઠાનો એક મહેલ કરાવ્યો. તેણે
તેને ધોળાવ્યો અને ચિત્રાવ્યો. રાજા પાસે આમ આમ કરવું એમ
તેણે પાંચ પુત્રોને શિખામણ આપી. રાજા પાસે ગયેલો સીલણ
બોલ્યો કે હે દેવ ! ઘડપણ મારે માથે રહેલું છે. હું પુત્ર અને પૌત્રવાળો
૧૦ થયો છું. જો આજ્ઞા આપો તો હવે હું તીર્થયાત્રા માટે પરદેશ જાઉં.
રાજાએ કહ્યું કે જેવી મરજી હોય તેમ તું કર. ત્યાર બાદ પેલા મહેલને
અને પુત્રોને લઇને મહાસભામાં રહેલા રાજા સમીપ તે આવ્યો. તેણે
પુત્રોને રાજાને ભળાવ્યા. અને રાજાના દેખતાં પુત્રોને કહ્યું કે આ
મારા મહેલનું પ્રયત્નપૂર્વક રક્ષણ કરજો. ( કેમકે ) એ મારો કીર્તિદેહ
૧૫ છે. વળી એ પ્રયત્નપૂર્વક બનાવાયેલો છે; તેમણે તે પ્રમાણે કરવા
કબૂલ્યું. રાજા વગેરે બધાની રજા લઇ કેટલીક ભૂમિ જેટલો સીલણ
આગળ ગયો તેવામાં ખરેખર તેમણે તે મહેલને લાકડીઓ મારીને
તરત ભાંગી નાખ્યો ખટ્કારો સાંભળીને પાછા ફરી સીલણે કહ્યું
કે હે અભાગીઆઓ ! આ કુનૃપ કરતાં પણ તમે કુપુત્રો છો. આને
૨૦ ( તો ) પોતાના પિતા મરી ગયા પછી તેના ધર્મસ્થાનો પાડી નાંખ્યાં.
તમે તો હું સો પગલા પણ ગયો તેટલીએ રાહ ન જોઇ. રાજા શરમાઇ
ગયો. તેણે ચૈત્યો નહિ પાડવાનો હુકમ કર્યો. તે કુનૃપને માતા અને
પુત્રનો બળાત્કારથી વિપ્લવ કરાવવાની રુચિ ઉત્પન્ન થઇ. તે વંઠોને
તેમ કરાવતો. એક વાર એક વંઠે છાનામાના ( હાથમાં ) ધારી રાખેલી
૨૫ નાની કકલોહકર્તિકા વડે તેને મારી નાંખ્યો. કેટલાક દિવસ સુધી
કીર્તિપાલ નામના રાજપુત્રે 'ગુર્જર' ભૂમિનું રક્ષણ કર્યું. તેને છત્ર,
ચામર વગેરે હતાં નહિ. તે 'માલવ' સેનામાં મરણ પામતાં 'ગુર્જર'
ભૂમિમાં ભીમદેવ રાજા થવો. તેનું જીવન દીર્ઘ હતું, પરંતુ તે વિકલ
અને અધિક પુણ્યવાળો હતો. તેને સોઢૂ અને મોઢૂ એમ બે ગુરિકા
૩૦ હતી. તે બનેને તે નડવડાવતો. વળી તે બંનેનાં બધાં અવયવોને તે
શણગારતો. તે તેને સુખાસને બેસાડતો. ગામોમાં તે હરકર લઇને
ફરતો. સેનાઓ ગામો ખાઇ જતી. એમ ઘણો કાળ ( વીતી ) ગયો.

એક દિવસ દેશપાલોએ એકઠા થઇ રાજાને વિજ્ઞપ્તિ કરી કે હે

દેવ! તમે પોતાના દેશને નકામો શા સારૂ ખવડાવી દો છો? આ અન્ન, ઘી, વસ્ત્ર વગેરેનો ખોટો વ્યય છે. ત્યારે રાજાએ કહ્યું કે તમે એક વાર્તા સાંભળો.

કોઈક વેલાકૂલે પહેલાં જળના વેગથી ધસડાઈ આવેલો મત્સ્ય તટે લાગ્યો. તે વેળા ત્યાં અત્યંત દુષ્કાળ હતો. અન્નના અભાવે લોક ભૂખથી પીડાતા હતા. એથી બધા લોકો કુહાડા વગેરેથી તે મત્સ્યને　૫ કાપી કાપીને તેનું ભક્ષણ કરવા લઈ જતા, તોપણ તેનું શરીર મોટું હોવાથી તે મરતો નહિ. એ અવસરે ભૂખ્યો અને પત્ની દ્વારા પ્રેરાયેલો કોઈ બ્રાહ્મણ તે મત્સ્યનું માંસ લેવા ગયો. બીજા લોકો દ્વારા તેને છેદાતો જોઈને સ્વભાવથી કૃપાળુ એવા બ્રાહ્મણને દયા ઉપજી કે હું (આને) નહિ છેદું. ત્યારે વ્યંતરના દાખલ થવાથી તે મત્સ્યે બ્રાહ્મણને　૧૦ કહ્યું કે તું મને છેદ. બીજા પણ મને ખાય છે. તારાથી (તેમ થતાં) ભવ્ય ઉપકાર થશે. બ્રાહ્મણે કહ્યું કે મારામાં દયા છે (તેથી) હું નહિ છેદું. મત્સ્યે કહ્યું કે તો તું સાંભળ. આ પાપી લોક મને મરતાને મારે છે. હું તો મરીને આ તટ ઉપર **પુરંદર** નામે રાજા થનાર છું. હું રાજકુળમાં અવતરીશ. તું મારો ઉપાધ્યાય થનાર છે. હું પૂર્વ વેરથી　૧૫ આ લોકને નવી નવી રીતે કદર્થના કરીશ. (તે વારે) તારે કોઈને પણ માટે (મને) વિનતિ ન કરવી. તને સજ્જનને તો હું ગુરુની બુદ્ધિથી પૂજીશ. એમ બોલતો તે મત્સ્ય મરી ઉપર કહ્યા મુજબ **પુરંદર** નામે રાજા થયો. (પેલો) બ્રાહ્મણ તો ગુરુ થયો. અતિશય અપરાધ કરેલા એવા પેલા લોકને એ રાજાએ દુઃખ દીધું. બ્રાહ્મણ તો તેનું　૨૦ કહેલું સંભારતો હોઈ કંઈ બોલ્યો નહિ. તેથી હે ગામના નાયકો! હું પણ તેવા પ્રકારનો કોઈ અવતરેલો છું. હું લોકને ક્રોડાથી પીડા કરું છું; તેથી તમારે (કંઈ) ન બોલવું. (તેમ છતાં) જે બોલશો તો હું (તમારી) જીભ કાપી નાંખીશ. એ સાંભળીને લોક મૂગા રહ્યા. દેશને હાનિ પહોંચી.　૨૫

એ પ્રમાણેના રાજ્યમાં પણ **આભડ** તેવો જ સંપત્તિશાળી હતો. આભડની ચાંપલા નામની પુત્રી કે જે બાલવિધવા, પાટિમતી, ચોસ્ખી જાણકાર અને બધાં શાસ્ત્રોમાં નિષ્ણાત હતી તે ઘરનાં કાર્યો કરતી અને કરાવતી. એક દિવસ લોભથી કંઇક ચોરી કરેલા એવા ભંડારીને ક્રોધે ભરાયેલા આભડે કાઢી મૂક્યો. ગુસ્સામાં તે **ભીમ** રાજા પાસે ગયો　૩૦ અને બોલ્યો કે હે નૃપ! આભડની સંપત્તિ અનંત છે. આમ આમ તમે તે લઈ લો. રાજાએ કહ્યું કે એણે કોઈક અન્યાય કર્યો છે? ભંડારીએ

કહ્યું કે ના. તો પારકું ધન કેવી રીતે નકામું લઇ લેવાય (એમ
રાજાએ કહ્યું). ભંડારીએ કહ્યું કે કોઇક છળ કરો. રાજાએ કહ્યું કે હું
તેમ કરીશ. એમ વિચારી ભંડારીને પોતાના મહેલમાં રાખી બકરીના
માંસને થાળામાં રાખી દાસીને માથે તે મૂકી તેને (આભડને ઘેર) મોકલી.
૫ મધ્યાહ્નને તે દાસી આભડના ઘરના દરવાજે આવી (પહોંચી). તે વેળા
આભડ ધ્યાન વડે જિનની પૂજા કરતો હતો. ચાંપલાએ પોતે બારણું
ઉઘાડયું. દાસી અંદર આવી. તેણે થાળો બતાવ્યો. ચાંપલાએ માંસ
જોઇને તે જ વેળા ભંડારીની આ વિક્રિયા છે એવો તર્ક બાંધ્યો. અંદર
લાવીને તેણે તેને માનભેર પૂછ્યું કે આ શું છે? દાસીએ કહ્યું કે
૧૦ ઉત્સવને વિષે રાજાએ તમારું ગૌરવ (કરવા) માટે આ મોકલ્યું છે.
ચાંપલાએ એ માંસ બીજા થાળામાં લઇ લીધું. તેણે રાજાને સવા
લાખની કીંમતનો હાર અને દાસીને કંઠાભરણ આપ્યાં. તેણે થાળાને
મોતી વડે વધાવ્યો. દાસી રાજી થઇ રાજા પાસે ગઇ. ભોજન બાદ
પુત્રીએ આભડને કહ્યું કે હે પિતા! કાઢી મૂકેલા ભંડારીથી પ્રેરાયેલા
૧૫ રાજાનું આ કામ છે. (એથી) મેં દાસીનો તિરસ્કાર કર્યો નહિ. લક્ષ્મી
જશે, પરંતુ (કોઇ) ઉપાય કરો. પોતાની બધી દોલતની ટીપ કરી તમે
રાજાને દેખાડો અને કહો કે હે નાથ! જો તમારી મરજી હોય તો
(એ દોલત) લઇ લો. તેણે તે પ્રમાણે જ કર્યું. રાજાને વિસ્મય, લજ્જા
અને હર્ષ થયાં. ભંડારીને તટે (ગળે) ઝાલી રાજાએ કહ્યું કે હે મૂઢ!
૨૦ વિધિ જેને ધન આપે છે તેને તેના રક્ષણના ઉપાયની બુદ્ધિ પણ આપે
છે. તેથી એના ઉપર ફોગટ મત્સર ન કર. તેણે તેને ફરીથી આભડને
પગે લગાડયો. રાજાએ તેનું એક તણખલું પણ નહિ જ લીધું. એ
પ્રમાણે ધનવાન્, અખંડ ભાગ્યશાળી, દીર્ઘાયુ અને નીરોગી આભડે
મરણપ્રસંગે પુત્ર ઉપર ઉપકાર (કરવા) માટે પોતાના મહેલના ચાર
૨૫ ખૂણામાં ચાર નિધિ દાટયા. તે પોતે સમાધિપૂર્વક મરણ પામ્યો. ચાંપલા
પણ (મરીને) સ્વર્ગે ગઇ. બહારનું ધન જતું રહેતાં પુત્રોએ તે નિધિઓની
સંભાળ લીધી, પરંતુ તે મળ્યા નહિ. તેમણે અંજન આપ્યું. અંજનીએ કહ્યું
કે કોઇક કાળા દેહવાળા અને હાથમાં મુદ્દગરવાળા ધનને નીચે નીચે
લઇ જાય છે. તમે શા માટે નાહક ક્લેશ કરો છો? નિરાશ થયેલા
૩૦ તેઓ સામાન્ય વણિક બની ગયા. તેથી પુરુષોના પુણ્યનો ઉદય જ
ધનની વૃદ્ધિનું કારણ છે, નહિ કે કુલ.

इति आभडप्रबन्धः ॥ २३ ॥

## શ્રીવસ્તુપાલનો પ્રબન્ધ

શ્રીવસ્તુપાલ અને તેજઃપાલ (નામે) જે બે પ્રસિદ્ધ ભાઈઓ મંત્રીશ્વર હતા તેમની કીર્તિકથા અમે કહીએ છીએ. પૂર્વે 'ગૂર્જર' ભૂમિના શૃંગારરૂપ 'મંડલી' નામની મહાનગરીમાં શ્રીવસ્તુપાલ, તેજઃપાલ વગેરે વસતા હતા. એક વેળા શ્રીથી યુક્ત 'પત્તન'ના રહેવાસી અને 'પ્રાગ્વાટ' વંશના ઠક્કુર શ્રીચંડપના પુત્ર ઠક્કુર શ્રીચંડપ્રસાદના પુત્ર પ્રધાન શ્રીસોમ કુલના શૃંગારરૂપ ઠક્કુર શ્રીઆસરાજના પુત્રો અને કુમારદેવીની કુક્ષિરૂપ સરોવરને વિષે રાજહંસ (સમાન) શ્રીવસ્તુપાલ અને તેજઃપાલ શ્રી'શત્રુંજય', 'ગિરનાર' વગેરે તીર્થની યાત્રાએ નીકળ્યા. 'હડાલક' ગામે જઈને પોતાની સંપત્તિ તેમણે વિચારી જોઈ તો બધી મળીને તે ત્રણ લાખની થઈ. ત્યાર બાદ 'સુરાષ્ટ્ર'થી પોતાની સુસ્થતા વિચારી એક લાખ ભૂમિમાં (દાટી) મૂકવાને મધ્યરાત્રિએ તે બંનેએ મહાશ્વત્થ નીચે ખોદ્યું. તેઓ ખોદતા હતા તેવામાં કોઈકનો પ્રાચીન અને સોનાથી ભરેલો તાંબાનો કળશ નીકળ્યો—તેમને હાથ લાગ્યો. તે લઈને શ્રીવસ્તુપાલે તેજઃપાલની પત્ની અનુપમા દેવીને માન્યતાથી પૂછ્યું કે આ ક્યાં મૂકવો ? તેણે કહ્યું કે પર્વતના શિખર ઉપર જ ઊંચે મૂકો જેથી પ્રસ્તુત નિધિની જેમ અન્યરૂપ ન બને. તે સાંભળીને શ્રીવસ્તુપાલે તે દ્રવ્ય શ્રી'શત્રુંજય', 'ઉજ્જયંત' વગેરે (તીર્થસ્થળો)માં વાપર્યું. યાત્રા કરી પાછા ફરી તે 'ધોળકા' શહેરમાં આવ્યો.

એવામાં 'કન્યકુબ્જ'ના માલિકની પુત્રી નામે મહણદેવી પ્રસન્ન થયેલા પિતા પાસેથી કંચુલિકાને સ્થાને મેળવેલી 'ગૂર્જર' ભૂમિને ઘણો વખત ભોગવી સમય જતાં મરીને તે જ 'ગૂર્જર' દેશની અધિષ્ઠાત્રી મોટી સમૃદ્ધિવાળી વ્યંતરી થઈ. 'ધોળકા'માં પથારીમાં આરામ લેતા રાણા શ્રીવીરધવલ આગળ પ્રત્યક્ષ થઈ તે બોલી કે હે રાણા ! આ 'ગૂર્જર' ભૂમિ વનરાજ પ્રમુખ સાત 'ચાવડા' વંશના નરેશ્વરોએ ૧૯૬ વર્ષ સુધી ભોગવી. ત્યાર પછી મૂલરાજ, ચામુંડરાજ, વલ્લભરાજ, દુર્લભરાજ, ભીમ, કર્ણ, જયસિંહદેવ, કુમારપાલદેવ, અજયપાલદેવ, લઘુ ભીમ અને અર્ણોરાજ એ ચૌલુક્યોએ તેને સનાથ કરી—એ સોલંકી-

ઓએ ભોગવી. હાલ તમે પિતા પુત્ર લવણપ્રસાદ અને વીરધવલ (ભોક્તા) છો. આ 'ગૂર્જર' ભૂમિ કાળે કરીને સ્વામીના અભાવે અન્યાયમાં તત્પર એવા પાપીઓ દ્વારા મ્લેચ્છો વડે ગાયની જેમ 'માત્સ્ય' ન્યાય મુજબ પીડામાં પડેલી છે. જો તમે વસ્તુપાલ અને તેજ.પાલને પ્રધાન ૫ બનાવો તો રાજ્યનો પ્રતાપ અને ધર્મની વૃદ્ધિ થાય. હું મહણદેવી તમારા બધે પમરેલા પુણ્યથી આકર્ષાઇ બોલી રહી છું. એમ બોલતી જ તે વીજળીની પેઠે એકદમ અદશ્ય થઇ ગઇ. રાણો શ્રીવીરધવલ પદ્માસને રહી પથારીમાં બેઠો બેઠો ચિંતવવા લાગ્યો કે અહો સાક્ષાત્ દેવીનો ઉપદેશ ! દેવીએ જે કહ્યુ (તે પ્રમાણે) તે બેને પ્રધાન બનાવવા જ, કેમકે ૧૦ ગર્વવાળા હાથવાળા રાજાઓ લક્ષ્મી ઉપાર્જન કરે છે પણ નીતિ દ્વારા તેની ઉન્નતિ તો પ્રધાન જન કરે છે. સમુદ્રો રત્નની શ્રેણિને જન્મ આપે છે, પરંતુ તેનો સંસ્કાર તો આ જગતમાં મણિકારનો સમુદાય કરે છે. એ પ્રમાણે વિચારી તે સવારે ઊઠયો. મહણદેવીએ પૂર્વે કહેવાઇ ગયેલો જ ઉપદેશ લવણપ્રસાદને પણ આપ્યો. સવારનું કાર્ય કરી પિતા અને ૧૫ પુત્ર ભેગા મળ્યા. તે બનેએ પરસ્પર રાત્રિનો વૃત્તાન્ત કહ્યો. બંનેને સંતોષ થયો. તે વારે જ તેમનો કુલગુરુ [૧]નરભારતી સોમેશ્વરદેવ સ્વસ્ત્યયન માટે આવ્યો. તેમણે તેને તે વૃત્તાન્ત કહ્યો. તેણે પણ કહ્યુ કે હે દેવ ! તમારા પ્રાચીન પુણ્યથી પ્રેરાઇને દેવી પણ સાક્ષાત્ ( દર્શન દે ) છે, તેથી તેના કહ્યા પ્રમાણે કરો. પ્રધાનરૂપ બળ વિના રાજ્ય-પરિકર્મ ૨૦ કંઇ નથી. દેવીએ તમારી આગળ જે પ્રધાનોનું પ્રતિપાદન કર્યું છે તે તે તો અહીં આવેલા છે. મને તેઓ મળ્યા હતા. તેઓ રાજાની સેવા (કરવા)ના અભિલાષી છે, ૭૨ કળાના જાણકાર છે, ન્યાયનિષ્ઠ છે અને જૈન ધર્મના જ્ઞાતા છે. જો હુકમ હોય તો લાવું. રાણાની આજ્ઞાથી એ પુરોહિત ખરેખર તેમને તરત જ લઇ આવ્યો નમસ્કાર કરાવી આસ- ૨૫ નાદિ પ્રતિપત્તિથી તેણે તેમનું સન્માન કર્યું શ્રીલવણપ્રસાદની આજ્ઞાથી વીરધવલે આને તેમને કહ્યુ કે તમારી આકૃતિ ગુણોની સમૃદ્ધિ કહી રહી છે, તમારી નમ્રતા કુળની વિશુદ્ધતાનું સૂચન કરે છે, તમારો વાણીનો ક્રમ શાસ્ત્રના સંક્રમને સૂચવે છે અને તમારો સંયમ ઉમરના પ્રમાણમા અધિક છે આપના જેવા પુરુષોથી પિતૃ-કુળ પ્રશસા પામે છે. મનોરથરૂપ વૃક્ષ ફળે છે અને લક્ષ્મી કીર્તિ સાથે વધે છે. (વળી) લક્ષ્મીની ૩૦ (પણ) ઉન્નતિ થાય છે. યૌવન હોવા છતાં મદનજન્ય વિકાર નથી, ધન

૧ સરસ્વતીનો પુરુષરૂપ અવતાર.

છતાં વિનયનું ઉલ્લંઘન નથી, અને દુર્જન ઉપર પણ જરાએ કપટતા નથી. આવી તમારી આકૃતિ કોણે ઘડી છે? અન્યના દ્રોહીએ પૃથ્વીનો મોટો ભાર અમે પિતા પુત્ર ઉપર મૂકયો છે. તેથી તમને બંનેને એક સાથે મંત્રીશ્વર બનાવવા હું ઇચ્છું છું. ગમે તે ધર્મકર્મથી આ પૃથ્વી ઉપર સંપત્તિઓ શું સુલભ નથી? જે સુકૃતોથી ઉત્તમ પુરુષરત્ન મળે તે સુકૃતો દુર્લભ છે. ત્યાર પછી વસ્તુપાલે કહ્યું કે હે દેવ! જે પુણ્યશાળીમાં અને ગુણીઓમાં અગ્રણી હોય અને જેને પ્રસન્ન વદન કમળવાળા સ્વામી (સદા) આ પ્રમાણે મધુરૂં કહે તે (ખરેખર) સેવકજન છે. [1]પાર્થિવ કરતાં આ પૃથ્વી ઉપર બીજું કોઇ મોટું તીર્થ નથી, કેમકે તેના વદનકમલના દર્શનથી આપત્તિરૂપ પાપ સત્વર નાશ પામે છે અને સજ્જનોએ ઇચ્છેલી સંપત્તિ મળે છે. પ્રસાદથી યુક્ત મુખવાળા રાજાની દૃષ્ટિ જ્યાં જ્યાં વિલસે છે ત્યાં ત્યાં શુચિતા, કુલીનતા, ચતુરાઇ અને સૌભાગ્ય જાય છે, પરંતુ (આજ્ઞા હોય) તો હું જે વિજ્ઞપ્તિ કરૂં છું તે (આપ) સ્વામી અવધારશો; કેમકે સજ્જનોની ન્યાય વડે વિશેષ નિષ્ઠુર વાણી સાંભળવાનો પણ તમારો અધિકાર છે. હે દેવ! તે શુભ ત્રણ યુગો (વીતી) ગયા છે. હાલ કલિયુગ (પ્રવર્તે) છે કે જેને વિષે સેવકોમાં ભક્તિ અને રાજાઓમાં કૃતજ્ઞતા દેખાતી નથી. રાજાઓની દૃષ્ટિ અંધકારથી નાશ પામી છે; (તેથી) તેઓ લોભથી આંધળા બનેલાને આગળ કરે છે. તેઓ તેમને એવે માર્ગે દોરે છે કે તેઓ વ્યાકુળ બની શીઘ્ર ભમ્યા કરે છે. તદ્દન લોભ વિનાનો હોઇ કોઇ પ્રતિદિન પ્રભુની સેવા કરતો નથી. તેમ છતાં બુદ્ધિશાળીઓએ તેમ કરવું જેથી (અહીં) સંસારમાં નિન્દા ન થાય અને પરલોકમાં (સ્વર્ગમાં) પીડા ન થાય. ન્યાયને આગળ કરી, દુષ્ટ જનનો અનાદર કરી, સ્વાભાવિક દુશ્મનોનો પરાજય કરી અને શ્રીપતિના ચરિત્રનો આદર કરી જો તમે પૃથ્વીનો ઉદ્ધાર કરવા ઇચ્છતા હો તો (આપ) દેવનો આદેશ સ્પષ્ટપણે માથે ચડાવું છું; નહિ તો આપનું કલ્યાણ હોજો. વળી હાલ અમે 'મંડલી' નગરથી સેવા (કરવા)ની ઇચ્છાવાળા તમારી સમીપ કુટુંબ સાથે આવ્યા છીએ. અમારે ઘેર ત્રણ લાખ દ્રવ્ય છે. (અમે નોકરીમાં રહીએ ત્યાર બાદ) જ્યારે દેવને [2]પિશુનના વચન ઉપર વિશ્વાસ આવે ત્યારે એટલા ધન સહિત દિવ્ય કરાવી અમને મુક્ત કરવા. અહીં કાહલિકને મર્યાદારૂપે રાખી દેવને પરિગ્રહની ધીરજ

[1] રાજા. [2] ચાડિયો.

હો એમ કહી બન્ને રાણાએ ધીરજ આપી અપાવી પ્રધાનની મુદ્રા
તેજ:પાલના હાથમાં મૂકી અને '[1]સ્તંભ'તીર્થ' અને 'ધોળકા'નું અધિપતિ-
પણું વસ્તુપાલને આપ્યું. આ પ્રમાણે [2]શ્રીકરણમુદ્રા પ્રાપ્ત થઈ. દેવતાના
સાંનિધ્યથી તેમજ સ્વાભાવિક બુદ્ધિરૂપ બળના ઉદયથી તેમની અનેરી
૫ સ્ફૂર્તિ પ્રકાશી ઊઠી. પોતાને ઘેર આવી વસ્તુપાલે શ્રીજિનેશ્વરની પૂજા
કરી. ત્યાર પછી તેણે એક ક્ષણ સુધી તત્ત્વનો વિચાર કર્યો પુરુષને ઊંચા
અભિમાને સ્થાપીને લક્ષ્મી સત્વર નાશ પામે છે, (પરંતુ) દૈન્ય વડે આશ્રિત
બનેલો તે તેનાથી નીચે ઉતરે છે. આંધળા હોય તેઓ જ ધનાઢ્ય
થાય એ (વાત) સાચી છે; કેમકે અન્યના હાથનો આશ્રય લઈ અન્યે
૧૦ કહેલા માર્ગે તેઓ જાય છે. (જેમ) હાથમાં દીવાવાળો, દીવો ઓલવાઈ
જતાં અંધકારથી વધારે હેરાન થાય છે તેમ ધન જતું રહેતા ધનિક ખૂબ
દુ:ખથી પીડાય છે. છત્રની છાયાના મિષ વડે વિધાતાએ ચક્ર ઉપર ચઢાવેલા
આ [3]ઐશ્વરો ભમતા હોવા છતા પોતાની જાતને સ્થિર માને છે. કસાઈ જેમ
પશુને દોરે છે તેમ કાળ વડે દોરાયેલો માણસ સમીપ રહેલા વિષયરૂપ
૧૫ શાડ્વલમાં માથું નાંખે છે તે ધિક્કાર છે. શરીર મજૂર છે તેટલા
પૂરતું જ એનું લાલન કરવું; ભરણ જેટલાને એ યોગ્ય છે; કેમકે
વધારે પુષ્ટ બનાવતાં એ વિકારને પામે છે—બગડી જાય છે. દુષ્ટ
મિત્રોની પેઠે અકાર્યમાં યોજનારી ઇન્દ્રિયો મોટી આપત્તિ આવતાં
સત્વર નાશી જાય છે. (તેમ છતા) એને વિષે મૂર્ખ બંધુભાવ રાખે છે.
૨૦ વિષયરૂપ માંસને ત્યજી દઈ દંડ લઈને જેઓ ઊભા છે તેમનાથી બીને
આ સંસારરૂપ કૂતરો નાસી જાય છે. અવિવેકી પ્રાણીઓના હૃદયમાં સળ-
ગતો દુ:ખરૂપ, મદનરૂપ કે ક્રોધરૂપ અગ્નિ અરેરે શાંત થતો નથી.
ગુસ્સે થયેલો વિધાતા જ્યારે વીંધે છે ત્યારે ધર્મ (જ) દેહીઓનું
બખ્તર બને છે, તેથી ફક્ત તે જ અમારી ગતિ હો—શરણ હો. એ
૨૫ પ્રમાણે વિચારીને વસ્ત્રો બદલી શ્રીવસ્તુપાલે પરિવાર સાથે ભોજન
કર્યું પાન ખાઈને તે રાજકુલમા ગયો. એ પ્રમાણે સાત દિવસ થયા
એટલે સૌથી પ્રથમ તેણે તે રાજ્યના એક જૂના અધિકારીને ૨૧ લાખ
મોટા દ્રમ્મનો દંડ કર્યો; (કેમકે) તે પહેલાં અવિનયી હતો. ત્યાર બાદ
તેણે તેને વિનયવાળો બનાવ્યો. તે દ્રવ્ય વડે તેજ:પાલે હાથી અને
૩૦ પાયદળરૂપ કેટલુંક ઉત્તમ સૈન્ય રાખ્યું. પછી (એ) સૈન્યના બળ વડે

---

૧ ખંભાત. ૨ પ્રધાનતા. ૩ ધનિકો.

ભીમનું અનુકરણ કરતા વીરધવલે યુદ્ધ માંડયું. પેલા બે વીરો પણ સેના સહિત આવ્યા. યુદ્ધ મચ્યું. બંને પક્ષના હજારો યોદ્ધાઓ પડયા. ધૂળથી આકાશ છવાઇ ગયું. પોતાનો "અને પારકો વિભાગ નાશ પામ્યો." વીરધવલ મરાયો એમ બંને સેનાઓમાં કહેવામાં આવ્યું. (પરંતુ) અડધી
૫ ક્ષણમાં (જ) દિવ્ય ઘોડે ચઢી ઉત્તમ સુભટો સહિત વીરધવલ સાંગણ અને ચામુંડરાજના મુકામે જઇ પહોંચ્યો અને બોલ્યો કે હે સોરઠીઆઓ ! જો બળ હોય તો તમે હાથમાં શસ્ત્ર લો. એ પ્રમાણે કહીને તેણે એવું પરાક્રમ કર્યું કે જે જોઇને સ્વર્ગમાં દેવોએ માથું ધૂણાવ્યું. સાંગણ અને ચામુંડરાજ હણાયા. તરવારના મુખથી રણભૂમિની
૧૦ શુદ્ધિ કરી પાળવા યોગ્ય એવા પોતાના તેમજ પારકા (જનો)નું તેણે રક્ષણ કર્યું. વીરધવલ 'વામનસ્થલી'માં પેઠો. સાળાઓના સેંકડો પૂર્વજોએ એકઠું કરેલું, તેમનું કરોડ જેટલું સોનું, ૧૪૦૦ દિવ્ય ઘોડાઓ અને ૫૦૦૦ તેજસ્વી ઘોડાઓ તેમજ મોતી વગેરે બીજું પણ તેણે લીધું. જીત થઇ, જીત થઇ એવી ઉદ્‌ઘોષણા ઉછળી. તે ત્યાં એક મહિનો રહ્યો. પછી વાળામા,
૧૫ નગજેન્દ્ર, ચૂડાસમ, વાલાક વગેરે રાજાઓની પાસેથી તેણે ધન ગ્રહણ કર્યું. તે પ્રત્યેક દ્વીપ, બેટ અને પત્તનમાં ફર્યો. તેને પુષ્કળ પૈસો મળ્યો. એ પ્રમાણે 'સૌરાષ્ટ્ર' જીતીને રાણો પ્રધાન સાથે 'ધોળકા'માં દાખલ થયો. ઉપરાઉપરી ઉત્સવો પ્રવર્ત્યા તે પ્રસંગે એક ચારણ દોધકનાં બે ચરણો બોલ્યોઃ " જીતઉ છહિં જણેહિં સાંભલિ સમહરિ વાજિયઇ ". તે એટલું
૨૦ જ ફરી ફરીને બોલ્યો, પરંતુ ઉત્તરાર્ધ ન બોલ્યો. (પછી) તે ચારણ પોતાને ઠેકાણે ગયો. (ત્યાર બાદ) ત્યાંના પ્રત્યેક રાજવંશીએ છ જનો-(નાં નામ)માં પોતાનું નામ દાખલ કરાવવા તેને લાંચ આપી. તેણે પણ તે લીધી. એમ ખૂબ વાર લીધા પછી એક દહાડો સવારે સભા બહુ જનોથી ભરપૂર બનતાં રાજા આગળ તે ઉત્તરાર્ધ પણ બોલ્યોઃ
૨૫ " બિહું ભુજિ વીર તણેહિં ચહું પગિ ઊપરવટ તણે ". એ સાંભળી બધા ક્ષત્રિયોને ચમત્કાર લાગ્યો કે અહો, પ્રપંચ વડે એણે આપણને ઉતરીને છેવટે તત્ત્વ જ કહ્યું. સ્વામીના પ્રત્યેના ભક્તપણાને લીધે તેમણે તેને ફરીથી વિશેષ આપ્યું. તે વેળા 'ભદ્રેશ્વર'ને તીરે ભીમસિંહ નામનો પ્રતીહાર રહેતો હતો. તે બળવાળો હોઇ કોઇની આજ્ઞા
૩૦ માનતો ન હતો. વળી તે પૈસાદાર હતો. વીરધવલ રાજાએ તેને આજ્ઞા કરી કે તું સેવક થા. તેણે સામું કહાવ્યું કે તું સેવક થા. જે દેવાય તે

મળે એ ન્યાય છે. વીરધવલે તેની સાથે યુદ્ધ (કરવા) માટે 'ગૂર્જર' ભૂમિના રાજપુત્રોને તેમજ મોટા લશ્કરને એકત્રિત કર્યાં. ભીમસિંહ પણ સૈન્ય વડે પરાક્રમી હતો. બંને પક્ષમાં જોર હતું.

એ સમયમાં 'જાવાલિ'પુરમાં 'ચાહમાન' કુળને વિષે તિલક (સમાન) અને શ્રીઅશ્વરાજની શાખાનો, કેતુના પુત્ર સમરસિંહનો પુત્ર શ્રીઉદયસિંહ નામે રાજા રાજ્ય ભોગવતો હતો. તેને ત્રણ પિત્રાઈઓ હતા જેઓ સગા ભાઈ થતા હતા, અને જેમનાં સામંતપાલ, અનંતપાલ અને ત્રિલોકસિંહ એવાં નામ હતાં. દાતાર અને શૂરા હોઈ [1]તેણે આપેલા ગ્રાસથી અતૃપ્ત હોઈ 'ધોળકે' આવી તેમણે દ્વારપાળ દ્વારા શ્રીવીરધવલને કહાવ્યું કે હે દેવ ! અમે ત્રણ અમુક વંશના ક્ષત્રિય અને સેવાના અર્થી મનુષ્યો હોઈ આવ્યા છીએ. જો હુકમ હોય તો અમે આવીએ. રાણાએ તેમને બોલાવ્યા. તેઓ તેજ, આકૃતિ, શ્રમ વગેરેથી સુંદર હતા. તેઓ તેને ગમ્યા, પરંતુ તેણે પૂછ્યું કે અમારો કેવો ગ્રાસ તમને કલ્પે(તેમ) છે ? તેમણે કહ્યું કે હે દેવ ! પુરુષદીઠ 'લૂણસાપુરી' ના લાખ લાખનો ગ્રાસ. રાણાએ કહ્યું કે એટલા દ્રવ્યથી (તો) સેંકડો સુભટો રાખી શકાય. તમે એથી શું અધિક કરશો ? એ હું આપીશ નહિ. એમ કહી બીડું અપાવી તેણે તેમને વિદાય કર્યા. તે વારે વસ્તુપાલ અને તેજઃપાલ પ્રધાને વિજ્ઞપ્તિ કરી કે હે દેવ ! એમને જવા ન દેશો; પુરુષના સંગ્રહ કરતાં ધનને વધારે ન ગણવું જોઈએ. હાથીમાં, ઘોડામાં, લોખંડમાં, લાકડામાં, પત્થરમાં, વસ્ત્રમાં, નારીમાં, પુરુષમાં અને જળમાં ઘણું ઘણું અંતર છે. એ પ્રમાણે વિનવ્યા છતાં રાણાએ લક્ષ્ય આપ્યું નહિ. રજા અપાતાં જ તેઓ પ્રતિપક્ષ પાસે ગયા. શ્રીભીમસિંહના પ્રતિહારે તેમને (ભીમસિંહનો) મેળાપ કરાવ્યો. વીરધવલે કરેલો કંજુસાઈનો વ્યવહાર તેમણે કહ્યો. (એ સાંભળી) ભીમસિંહ પ્રસન્ન થયો. તેમને ઇષ્ટ વૃત્તિ કરતાં બમણો ગ્રાસ તેણે કરી આપ્યો. તેમણે કહ્યું કે હે દેવ ! અમારા બળ ઉપર આધાર રાખીને વીરધવલને સત્વર કહેવડાવો કે જો તું ક્ષત્રિય હોય તો યુદ્ધ માટે જલદી આવજે; નહિ તો અમારો સેવક થઈને જીવજે. ભીમસિંહે ભાટને મોકલ્યો. વીરધવલ પાસે આવી તેણે તે કહ્યું. એ પ્રમાણે સાંભળીને વીરધવલ સેના સહિત ચાલ્યો. તેણે ભાટને આગળ મોકલ્યો. આપણું યુદ્ધ 'પચગ્રામ' આગળ થશે,

1 ઉદયસિંહે.

ત્યાં હું ક્ષેત્ર કરાવી રહ્યો છું, તું જલદી આવજે ઇત્યાદિ તેણે કહેવડાવ્યું. તે પણ તે ગામમાં સૈન્ય વડે સબળ બની આવ્યો. બંને સૈન્યનો સંઘટ્ટ થયો. સુભટો સિંહનાદ કરવા લાગ્યા. પાત્રોએ નાચવા માંડ્યું. ધન અપાવા માંડ્યાં. શસ્ત્રો પૂજાવા લાગ્યાં. મહાવીરોના ટોડરોનો નાશ થવા લાગ્યો. ત્રણ દિવસ

૫ પછી યુદ્ધ મચ્યું. યોદ્ધાઓ આતુર બની ગયા હતા. હાથીનું મોટા ઉત્સવરૂપ યુદ્ધ અહીં વધારે પાસે હતું. લડાઇને આગલે દિવસે વસ્તુપાલ અને તેજઃપાલ પ્રધાનોએ સ્વામીને વિજ્ઞપ્તિ કરી હતી કે હે દેવ ! તમે જે ત્રણ મારવ સુભટોને સંઘર્યા નહિ તેઓ પરસૈન્યમાં મળી ગયા છે. તેમના બળથી ભીમસિંહ નિર્ભય બની ગાજે છે એ અવધારશો. આ (હકીકત)

૧૦ ચરોએ પણ અમને જણાવી છે. રાણાએ કહ્યું કે જે છે તે (ભલે) હોય. શું ભય છે ? યુદ્ધમાં રાજાઓને જય કે મૃત્યુ હોય છે એટલે પરિભવ જેવું શું છે ? મોટા પ્રધાને કહ્યું કે હે નાથ ! દેવના હાથમાં ધનુષ્ય આવતાં લાખ કરતાં પણ વધારે શત્રુઓ હોય તો પણ શું ? કહ્યું પણ છે કે જ્યાં સુધી વનમાં સંચરવાના વ્યસનવાળો સિંહ ન આવે ત્યાં સુધી કાલ (કાલ ?)

૧૫ ક્રીડા કરો, કાન્તારૂપી મિત્ર સાથે હાથીઓ ક્રીડા કરો, તળાવમાં પાડાઓ પોતાની ઇચ્છા અનુસાર જોરથી ગર્જના કરો અને મેં છોડેલાં હરણો ફરી ફરીને કૂદકા મારવાનો અભ્યાસ કરો. સિંહને જોતાં તો બધાં વનચરો કુંઠ છે—સ્તબ્ધ થઈ જાય છે. વળી હે પ્રભુ ! આપણા લશ્કરમાં 'ડોડીયા' વંશનો જેહુલ, 'ચૌલુક્ય' સોમવર્મા અને ' ગુલકુલ્ય '

૨૦ ક્ષેત્રવર્મા છે. કલિ (યુગ)માં અર્જુન જેવા દેવનું (તો) વર્ણન (જ) શું કરવું ? એ પ્રમાણે વાતો ચાલતી હતી તેવામાં દ્વારપાળે આવી રાણાને ખબર આપી કે હે દેવ ! એક પુરુષ આપને દ્વારે (આવ્યો) છે; તેના સંબંધમાં શો હુકમ છે ? ભવાની ગંતાથી રાણાએ તેને બોલાવવા કહ્યું. એથી અંદર આવી તેણે કહ્યું કે હે દેવ ! તમે ત્યજેલા અને

૨૫ ભીમસિંહે આશ્રય આપેલા સામંતપાલે, અનંતપાલે અને ત્રિલોકસિંહે કહાવ્યું છે કે હે દેવ ! તેં ત્રણ લાખ સુભટો જે ગણ્યા હોય તેનાથી તારી જાતને રૂડી રીતે સાચવજે. સવારે રણમાં (!) સૌથી પ્રથમ અમે તારી ઉપર જ (ચડી) આવીશું. એ સાંભળીને રાજી થયેલા રાણાએ સત્કારપૂર્વક તેને મોકલ્યો—રજા આપી અને કહેવડાવ્યું કે આ

૩૦ અમે આવ્યા જ. સવારે તમારે પણ આવવું બધાના હાથની ચાલાકી ત્યાં જ જણાશે. તે ત્યાં ગયો. સવારે બંને સૈન્ય મળ્યા. રણતૂર વાગતા

લાગ્યાં. સુભટોનાં અંગમાં બખ્તર માતાં ન હતાં. પેલા ત્રણ [1]મારવોએ વર્ષે મેળવવા લાયક પોતાનું ત્રણ લાખ જેટલું દ્રવ્ય ભીમસિંહ પાસેથી સત્વર લઈને અર્થીઓને દાન દેવામાં આપી દીધું. તેઓ પોતે ઘોડે ચઢ્યા. પ્રહારો થવા માંડ્યા. શસ્ત્રોથી અંધકાર મચી રહ્યો. યમના દૂત જેવાં બાણો પડવા લાગ્યાં. એક પ્રહર જેટલો દિવસ ચઢ્યો હતો. વીરધવલ સાવધાન (થઈ રહ્યો) હતો. તેના રક્ષક મંત્રી વગેરે પણ સાવધાન હતા. એવામાં તે ત્રણ 'મરુ'વીરો આવ્યા. તેમણે સ્વમુખે વીરધવલને કહ્યું: આ તું છે અને આ અમે છીએ; સાવધાન બનીને પોતાનું રક્ષણ કરજે. તારા સુભટો પણ તારૂં રક્ષણ કરે. વીરધવલે પણ કહ્યું કે અહીં બડાઈ શું મારો છો ? ક્રિયાથી જ બાહુબળનો પ્રકાશ કરો. એ પ્રમાણે સામસામી બોલવું થઈ રહેતાં યુદ્ધ શરૂ થયું. આસપાસ માણસો (રક્ષણ માટેના) યત્નમાં તત્પર બની રક્ષણ કરતા હતા, છતાં તેમણે વીરધવલના કપાળમાં ત્રણ ભાલા માર્યા. આ પ્રમાણે અમે તને મારી નાંખી શકીએ, પરંતુ તેવારે અમે તારૂં એક બીડું ખાધું છે એટલે નિરુપાય છીએ એમ બોલતાં તેમણે શ્રીવીરધવલની પાસે રહેલાઓને શસ્ત્રો વડે મારી નાંખ્યા. તે ત્રણ મારવો પણ સેંકડો ઘા વડે જર્જરિત દેહવાળા બન્યા. તેમણે રાજા વીરધવલને ઊપરવટ અશ્વ ઉપરથી પાડ્યો. એ મારવોએ ઊપરવટને પોતાને ઉતારે (લઈ જઈ) છાની રીતે બાંધ્યો. (યુદ્ધને લીધે ઉડતી) ધૂળ વડે જગત્ આંધળુ બન્યું ત્યારે ભૂમિ ઉપર પડેલા રાજા શ્રીવીરધવલને ભટ્ટો ઉપાડીને લઈ ગયા. તેવામાં સાંજ પડી. બને સૈન્યો (યુદ્ધ)થી નિવૃત્ત થયાં. રાત્રે ભીમસિંહના સર્વે સુભટો બોલતા હતા કે અમે વીરધવલને પાડ્યો છે, અમે વીરધવલને પાડ્યો છે. તે ઉપરથી મારવોએ કહ્યું કે તમે પાડ્યો તેનું અત્ર શું એંધાણ છે ? તેમણે કહ્યું કે શું (ત્યારે) તમે પાડ્યો છે ? મારવોએ કહ્યું કે અમે જ પાડ્યો છે. ઊપરવટ સાક્ષી પૂરશે. ઉતારેથી ઊપરવટને લાવીને તેમણે બતાવ્યો. (એથી) ભીમસિંહ પ્રસન્ન થયો અને બોલ્યો કે શુદ્ધ રાજપુત્રોને દીધેલું દ્રવ્ય સો ગણું ફળે છે. (તે વાતનું) આ જ પ્રમાણ છે. શત્રુના ઘોડાને હરી જવો એ ક્ષત્રિયોનું મોટું ભૂષણ છે. એમ વાતો કરતા સુભટોની રાત (પસાર થઈ) ગઈ. સવારે વીરધવલ ઘા વડે જર્જરિત બનેલો હોવા છતાં હોશિયાર બની અક્ષ ખેલતો હતો. ભીમ-

---

[1] મારવાડીઓ.

ત્યાં હું ક્ષેત્ર કરાવી રહ્યો છું, તું જલદી આવજે ઇત્યાદિ તેણે કહેવડાવ્યું. તે પણ તે ગામમાં સૈન્ય વડે સબળ બની આવ્યો. બંને સૈન્યનો સંઘટ્ટ થયો. સુભટો સિંહનાદ કરવા લાગ્યા. પાત્રોએ નાચવા માંડ્યું. ધન અપાવા માંડ્યાં. શસ્ત્રો પૂજાવા લાગ્યાં. મહાવીરોના રોડરોનો નાશ થવા લાગ્યો. ત્રણ દિવસ
૫ પછી યુદ્ધ મચ્યું. યોદ્ધાઓ આતુર બની ગયા હતા. હાથોનું મોટા ઉત્સવરૂપ યુદ્ધ અહીં વધારે પાસે હતું. લડાઇને આગલે દિવસે વસ્તુપાલ અને તેજઃપાલ પ્રધાનોએ સ્વામીને વિજ્ઞપ્તિ કરી હતી કે હે દેવ ! તમે જે ત્રણ મારવ સુભટોને સંઘર્યા નહિ તેઓ પરસૈન્યમાં મળી ગયા છે. તેમના બળથી ભીમસિંહ નિર્ભય બની ગાજે છે એ અવધારશો. આ ( હકીકત )
૧૦ ચરોએ પણ અમને જણાવી છે. રાણાએ કહ્યું કે જે છે તે ( ભલે ) હોય. શું ભય છે ? યુદ્ધમાં રાજાઓને જય કે મૃત્યુ હોય છે એટલે પરિભવ જેવું શું છે ? મોટા પ્રધાને કહ્યું કે હે નાથ ! દેવના હાથમાં ધનુષ્ય આવતાં લાખ કરતાં પણ વધારે શત્રુઓ હોય તો પણ શું ? કહ્યું પણ છે કે જ્યાં સુધી વનમાં સંચરવાના વ્યસનવાળો સિંહ ન આવે ત્યાં સુધી કાલ (કોલ ?)
૧૫ ક્રીડા કરો, કાન્તારૂપી મિત્ર સાથે હાથીઓ ક્રીડા કરો, તળાવમાં પાડાઓ પોતાની ઇચ્છા અનુસાર જોરથી ગર્જના કરો અને મેં છોડેલાં હરણો ફરી ફરીને કૂદકા મારવાનો અભ્યાસ કરો. સિંહને જોતાં તો બધાં વનચરો કુંડો છે—સ્તબ્ધ થઇ જાય છે. વળી હે પ્રભુ! આપણા લશ્કરમાં 'ડોડીયા' વંશનો જેહુલ, 'ચૌલુક્ય' સોમવર્મા અને' ગુલકુલ્ય '
૨૦ ક્ષેત્રવર્મા છે. કલિ (યુગ)માં અર્જુન જેવા દેવનું (તો) વર્ણન (જ) શું કરવું ? એ પ્રમાણે વાતો ચાલતી હતી તેવામાં દ્વારપાળે આવી રાણાને ખબર આપી કે હે દેવ ! એક પુરુષ આપને દ્વારે (આવ્યો) છે; તેના સંબંધમાં શો હુકમ છે ? ભવાની સંજ્ઞાથી રાણાએ તેને બોલાવવા કહ્યું. એથી અંદર આવી તેણે કહ્યું કે હે દેવ ! તમે ત્યજેલા અને
૨૫ ભીમસિંહે આશ્રય આપેલા સામંતપાલે, અનંતપાલે અને ત્રિલોકસિંહે કહાવ્યું છે કે હે દેવ ! તેં ત્રણ લાખ સુભટો જે રાખ્યા હોય તેનાથી તારી જાતને રૂડી રીતે સાચવજે. સવારે રણમાં (!) સૌથી પ્રથમ અમે તારી ઉપર જ (ચઢી) આવીશું. એ સાંભળીને રાજી થયેલા રાણાએ સત્કારપૂર્વક તેને મોકલ્યો—રજા આપી અને કહેવડાવ્યું કે આ
૩૦ અમે આવ્યા જ. સવારે તમારે પણ આવવું. બધાના હાથની ચાલાકી ત્યાં જ જણાશે. તે ત્યાં ગયો. સવારે બને સૈન્ય મળ્યાં. રણતૂર વાગવા

ચાલ્યો. તે દેશની સમીપના ભાગમાં ગયો. કેટલીક ભૂમિમાં રહીને
તેણે થોડુંક સૈન્ય આગળ મોકલ્યું. તે પોતે મોટા મેલાપકમાં છૂપો
રહ્યો. થોડા સૈન્યે આગળ જઇ 'ગોધ્રા'ની ગાયોનાં ટોળાં વાળ્યાં અને
ગોપાલોને બાણો માર્યાં. તેમણે 'ગોધ્રા'માં જઇને પોકાર કર્યો કે
કોઇક ગાયો લઇ જાય છે; વાસ્તે ક્ષત્રિય ધર્મને આગળ કરી ધાવો રે  ૫
ધાવો. આ પ્રમાણે શબ્દ સાંભળી ઘૂઘુલ ચિંતવવા લાગ્યો કે આ નવું
(જણાય) છે. અમારા પાદરમાં આવીને કોણ ગાયો હરી જાય છે ? વૃત્તિના
ઉચ્છેદરૂપ કાર્યને વિષે, બ્રાહ્મણના મરણને વિષે તેમજ સ્વામી બંદીવાન
બનતો હોય, ગાયો પકડાઇ હોય, (કોઇ) શરણે આવ્યો હોય, પત્નીને
(કોઇ) લઇ જતું હોય અને દોસ્તદારની આપત્તિ દૂર કરવાની હોય ત્યારે  ૧૦
દુઃખીનો બચાવ કરવા માટે તત્પર અને એકતાન એવા (મનુષ્યો) જો
શસ્ત્ર ન ઝાલે તો તેમને જોઇને સૂર્ય પણ અન્ય સૂર્યને જોવાને શોધમાં
નીકળે છે. એમ બોલતાં વેંત જ સેના સાથે ઘોડે ચઢી તે ગાયો હરી
જનારાની પાછળ ગયો. ગાયોને હરનારા પણ ઘૂઘુલને દેખા દે અને
બાણ ફેંકે, પરંતુ ઊભા રહીને યુદ્ધ ન કરે. એ પ્રમાણે ઘૂઘુલને ખેદ  ૧૫
પમાડતા તેઓ, મંત્રીના મોટા સમુદાયમા તે દાખલ થયો ત્યાં સુધી તેને
લઇ આવ્યા. ત્યારે તેણે જાણ્યું કે આ મંત્રીનું કપટ છે. ભલે હો. હું
ઘૂઘુલ છું. તેણે પોતાના સૈનિકોને યુદ્ધ (કરવા) માટે પ્રેર્યા. તેણે પોતે
વિશેષ અભિયોગ ધારણ કર્યો. ત્યાર બાદ તે મારવા લાગ્યો. મંત્રીની
સેના પણ આવી. લાંબા વખત સુધી યુદ્ધના રસનો ભાર રહ્યો.  ૨૦
ઘૂઘુલે ભાંગી નાંખેલી-વીખેરી નાંખેલી મન્ત્રીની સેના એક દિશાથી
બીજી દિશામાં નાસવા માંડી. તે વારે ઘોડા ઉપર સ્થિર બેઠેલા પ્રધાન
તેજઃપાલે પાસે રહેલા સાત કુલીન શુદ્ધ રાજપુત્રોને કહ્યું કે શત્રુ તો
બળવાન્ છે. આપણું સઘળું સૈન્ય તો ભાંગી ગયું છે. આપણે નાસીશું
તો આપણી શી ગતિ થશે ? (એમાં) શી કીર્તિ ? કીર્તિ વિના જીવન પણ  ૨૫
નથી જ. તેથી યોગ્ય કાર્ય કરીએ. તે સાતેએ પણ તેના વચનને માન્યું.
પાછા ફરેલા (તે) આઠે (જણાઓ) પર સૈન્યનો બાણો વડે નાશ કરવા લાગ્યા.
તેટલામાં પોતાના સમુદાયને સંઘટિત થયેલો જોઇ બીજા પણ હીંમત ધરી
(પાછા) વળ્યા. તે વેળા તેજઃપાલે પોતાની એક ખાંધ ઉપર અંબિકા
દેવીને અને બીજી ખાંધ ઉપર કપર્દી યક્ષને જોયાં. એ ઉપરથી વિજયનો  ૩૦
નિશ્ચય કરી ઘૂઘુલ હતો ત્યાં સુધી પ્રહાર કરતો કરતો તે ગયો. જઇને
તેણે કહ્યું કે હે મંડલીક ! જેણે અમારા સ્વામીને કાજળની દાબડી
વગેરે મોકલ્યું તેના હાથનું બળ તો બતાવ. ઘૂઘુલે પણ સામું કહ્યું કે

સિંહની સેનાના ચરોએ જઇને તે (વાત) જાણી (અને પાછા આવી) ત્યાં
કહ્યું કે વીરધવલ કુશળ હોઇ ગાજી રહ્યો છે. એમ હોઇ જેમ ( યોગ્ય )
જાણો તેમ કરો. ત્યાર બાદ ભીમસીંહને તેના મંત્રીઓએ વિજ્ઞપ્તિ કરી
કે હે દેવ ! આ તો મૂળ ધાલીને (પડેલો) દેશપતિ છે. એની સાથે
૫ વિરોધનું ફળ સારૂં નહિ આવે. તેથી સંધિ (કરવી) ઉત્તમ છે. ભીમસિંહે
તેમનું વચન માન્યું, પરંતુ યુદ્ધનો આડંબર કર્યો. બંને પરસ્પર જેવા
મળ્યા તેવા ભાટોએ વચ્ચે પડી મેળ કરાવ્યો. ઊપરવટ ઘોડા રાણાને
(પાછો) આપવામાં આવ્યો. ભીમસિંહે ફક્ત 'ભદ્રેશ્વર'ની વૃત્તિ લેવી
અને બિરુદો ન બોલાવવાં એવી વ્યવસ્થા થઇ. એ પ્રમાણે (પ્રબન્ધ)
૧૦ કરીને શ્રીવીરધવલ દાન દેતો 'ધોળકા' આવ્યો. ધીરે ધીરે ઉત્તમ
પ્રાણ પ્રાપ્ત થતા તેણે પેલા અપરાધી ભીમસિંહનો મૂળથી ઉચ્છેદ
કરી પૃથ્વીને એક વીરવાળી બનાવી. એ પ્રમાણે 'ધોળકા'માં કાર્ય કરતા
એવા તેનાથી ક્ષોભ પામેલા પુષ્કળ પર રાષ્ટ્રના રાજાઓએ તેને ધન
આપ્યું. તે ધન વડે તેણે સૈન્ય જ એકઠું કર્યું. રાજવંશી રાજપુત્રોનાં ૧૪૦૦
૧૫ મોટાં કુળો ભેગાં કર્યાં. સમાન ભોજન, વસ્ત્ર, ભોગ અને વાહનવાળાં તેઓ
શ્રીતેજઃપાલની સહચારિણીની છાયાની પેઠે સમાન જીવન અને મરણરૂપે-
તેના જીવે જીવન અને મરણે મરણ કરીને રહ્યાં. તેમના બળથી, સૈન્યના
પરાક્રમથી તેમજ પોતાના હાથના શૌર્યથી સર્વ જીતાયું.

આ તરફ 'મહીતટ' નામના દેશમાં 'ગોધ્રા' નામે નગર છે કે
૨૦ જ્યાં તે કાર્યોને વિષે યુદ્ધમાં મરેલા રાજપુત્રોનાં ૧૦૧ લિંગો પોતાની
મેળે ઉત્પન્ન થયાં હતાં. ત્યાં ઘૂઘુલ નામે મંડલીક હતો. તે 'ગૂર્જર'
ભૂમિમાં આવતા સાર્થોને ગ્રહણ કરતો-લૂટતો. તે ,રાણા શ્રીવીરધવલની
આજ્ઞા માનતો નહિ. વસ્તુપાલ અને તેજઃપાલ પ્રધાનોએ તેની તરફ
ભાટને મોકલ્યો અને કહેવડાવ્યું કે અમારા પ્રભુનો હુકમ માન, નહિ
૨૫ તો સાંગણ, ચામુંડરાજ વગેરેના ભેગો થા. તે સાંભળીને ગુસ્સે થયેલા
તેણે તે જ ભાટ સાથે પોતાનો ભાટ મોકલ્યો. તેણે આવીને રાજા
શ્રીવીરધવલને કાજળની દાબડી અને સાડી એ બે આપ્યાં અને કહ્યું
કે મારા અંતઃપુરમાં બધા રાજલોક ( જ ભરેલા ) છે એમ અમારા
સ્વામીએ કહાવ્યું છે. રાણાએ તે ભાટનો ,સત્કાર કરી વિદાય કર્યો. તે
૩૦ પોતાને સ્થાને, ગયો. રાણાએ પોતાના બધા સુભટોને કહ્યું કે ઘૂઘુલનો
નિગ્રહ (કરવા) માટે કોણ બીડું ગ્રહણ કરે છે ! કોઇએ તેનો આદર

તેને ભાટ દ્વારા કહ્યુ કે અમને પ્રણામ કરવાને તુ કેમ આવતો નથી ? તેણે જવાબ આપ્યો કે આ તારી નવી રીત છે. હું પહેલા પણ આવતો ન હતો તને જેની ખોટ હોય તે (અહીં) હું (મારા) સ્થાને રહી પૂરી પાડુ તે સાભળીને ગુસ્સે થયેલા મત્રીએ કહેવડાવ્યુ કે પુરુષ થઈને રહેજે હું તારા જેવા દુર્વિનયીનું શાસન કરૂ છુ તે ઉપરથી ૫ 'વડૂઆ' નામના બદરના સ્વામી, રાજપુત્ર, ૫૦ વાસની મધ્યમા રહેલા ખેરના મુસળાને તરવારના એક (જ) ઘાથી છેદવાને સમર્થ અને મોટુ લશ્કર હોવાથી 'સારણસમુદ્ર' એ નામે પ્રસિદ્ધ એવા શખ નામના (પુરુષ)ને તેણે ઊભો કર્યો તેણે પ્રધાનને કહાવ્યું કે હે મત્રી ! મારા એક વહાણવટીને તું સહન કરી શકતો નથી ? એ મારો મિત્ર છે તે ૧૦ વચનથી ગુસ્સે થયેલા પ્રધાને તેને કહ્યુ કે સ્મશાનમા રહેનારો ભૂતોથી બીતો નથી તું જ તૈયાર થઈ યુદ્ધમા ઉતર એ સાભળીને તૈયાર થઈ તે પણ આવ્યો **વસ્તુપાલ** મત્રી પણ 'ધોળકા'થી મોટુ લશ્કર મગાવી સામો ગયો બન્ને રણભૂમિમા મળ્યા યુદ્ધ શરૂ થયુ **શખે** દળી નાખેલું મત્રીનુ લશ્કર એક દિશાથી બીજી દિશામા નાસવા લાગ્યુ તે ૧૫ વેળા શ્રી**વસ્તુપાલે** પોતાના રાજપુત્ર નામે **બાહિચક**ને કહ્યુ કે આ આપનો મૂળ ઘાટ છે વળી તું (સાથે) છે તો તેવુ કર કે જેથી શ્રી **વીરધવલ**ને શરમાવુ ન પડે તે ઉપરથી તે રજપુત પોતાના કેટલાક મિત્ર રજપુતો લઈને તેની સામે જઈ બોલ્યો કે હે **શખ** ! આ કંઈ તારા 'વડૂ' નામના ગામની ક્રીડા નથી, આ તો ક્ષત્રિયોનું યુદ્ધ છે ૨૦ **શંખે** પણ કહ્યુ કે બોલતા (તો) તું સારૂ જાણે છે આ કઈ તારા સ્વામીનો પટ્ટ નથી, કિન્તુ આ તો પરિપથીનો પ્રદેશ છે—શત્રુનો મુલક છે શુ આ સુભટની ક્રીડાભૂમિ નથી કે ? એ પ્રમાણે વાદ થતા દ્વદ્વયુદ્ધમા મત્રીના દેખતા મત્રીના પ્રતાપથી તેણે શંખને પાડચો યુદ્ધમા જયજયકાર થયો મત્રીએ તેનું રાજ્ય લઇ લીધુ બદરોની સંપત્તિઓની શી સખ્યા ? ત્યાર ૨૫ બાદ તોરણ અને પતાકા ફરકાવતો તે 'સ્તભ' તીર્થમા પેઠો ત્યાર પછી મત્રી સદીકના ઘરમા દાખલ થયો તેના ૧૪૦૦ સન્નદ્ધ સૈનિકોને હણીને તેણે તેને જીવતો પકડચો વિરુદ્ધ બોલનારા એવા તેને તેણે તરવારથી હણી નાખ્યો ત્યાર બાદ તેણે તેનું સઘળુ ઘર ખોદાવી અને પડાવી નાખ્યુ. સોનાની ઇંટાની તો સખ્યા ન હતી તેમજ મણિ અને ૩૦ મોતીનું પ્રમાણ કોઇને જાણીતુ ન હતું કોઇક વૃદ્ધો કહે છે કે ત્યાં તેજ-તૂરિનો દરડીઓ શ્રીમંત્રીશ્વરને (હાથે) ચડચો મત્રી પોતાને મહેલ

તેના હાથનું આ બળ તું જો. એમ કહીને તે જોરથી લડયો. મંત્રી અને મંડલીક વચ્ચે દ્વંદ્વયુદ્ધ થયું. ત્યાર બાદ એકાએક દેવતાના અને હાથના બળથી મંત્રીએ તેને ઘોડા ઉપરથી પાડી નાંખ્યો. જીવતો બાંધીને તેણે તેને લાકડાના પાંજરામાં નાંખ્યો. (પછી) તે (તેને) પોતાની
૫ સેનામાં લઇ આવ્યો. પુષ્કળ પરિવારવાળા તેણે પોતાની મેળે 'ગોધ્રા'-માં પ્રવેશ કર્યો. ૧૮ કરોડ સોનાનો ખજાનો, ૪૦૦૦ ઘોડા, શુદ્ધ મોતીનો એક મૂડો, દિવ્ય અસ્ત્રો, દિવ્ય વસ્ત્રો ઇત્યાદિ બધું તેણે લઇ લીધું. ઘૂઘુલને સ્થાને તેણે પોતાના સેવકને સ્થાપ્યો. (ત્યાંથી પાછો) વળી મંત્રી 'ધોળકે' ગયો. તેણે ઘૂઘુલની લક્ષ્મી વીરધવલને બતાવી. તેની કાજળની
૧૦ દાબડી તેને ગળે બાંધવામાં આવી અને સાડી (તે) વહુને પહેરાવી. તે વેળા દતિ પોતાની જીભ કરડીને ઘૂઘુલ મુઓ. 'ધોળકા'માં વધાઇ ગઇ. વીરધવલે મોટી સભામાં શ્રીતેજઃપાલને બોલાવી તેને પોશાક પહેરાવ્યો. તેણે કૃપા તરીકે બહુ સોનું આપ્યું. તે પ્રસંગે શ્રીવીરધવલે કવીશ્વર સોમેશ્વર તરફ દૃષ્ટિ કરી. તેથી સોમેશ્વરદેવે કહ્યું કે માર્ગ
૧૫ કાદવ વડે દુસ્તર (બન્યો) હોય, જળથી ભરાઇ ગયેલો રસ્તો હોય, સેંકડો ખાડાઓથી માર્ગ વ્યાપ્ત હોય, ગાડાના બળદ થાકી ગયા હોય, ભાર સહન કરવો મુશ્કેલ હોય, કિનારો બહુ દૂર ગયો હોય એવા ગહન (સમય)માં (એક) વીર(ધવલ વિના એ ભાર સહન કરવાને-બધું સાંગોપાંગ પાર ઉતારવાને કોણ સમર્થ છે એમ હું તર્જની ઊંચી કરી
૨૦ મોટા શબ્દે કહું છું. સભા વિસર્જન કરાઇ. વસ્તુપાલ અને તેજઃપાલ એકઠા મળ્યા. તેમણે ઘણા વખત સુધી વાતો કરી. પ્રસન્ન થયેલા બંને મંત્રણા કરવા લાગ્યા કે પુણ્ય વડે મળેલું આ દ્રવ્ય ધર્મમાં જ ખરચવું જોઇએ; તેથી તેઓ સવિશેષ તેમ જ કરવા લાગ્યા. તે ઉપરથી કોઇક કવિએ કહ્યું કે કદાપિ માર્ગે એકલા ન જવું એ પ્રમાણે સ્મૃતિમાં
૨૫ કહેલું યાદ રાખતાં તે બે ભાઇઓ સંસાર અને મોહરૂપ ચોરથી આકુળ એવા ધર્મરૂપ માર્ગમાં એકઠા મળી ચાલે છે.

ત્યાર બાદ (એક દહાડો) શ્રીવસ્તુપાલ શુભ મુહૂર્તમાં 'સ્તંભ' તીર્થ ગયો. ત્યાં ચારે વર્ણો મળ્યા. તેણે બધાને દાન આપી સંતોષ પમાડયો. ત્યાં સદીક નામનો વહાણવટી રહેતો હતો. સર્વ બંદરે વૈભવમાં
૩૦ વધારો થવાથી મહાધનિક બનેલો અને ઊંડા મૂળવાળો તે અધિકારીને પ્રણામ કરવા આવતો નહિ. ઉલટું તેની પાસે અધિકારીને જવું પડતું. એ પ્રમાણે ઘણો કાળ (વીતી) ગયો. પહેલાં મંત્રીશ્વર

આવ્યો. પોતાના સ્વામી, વીર અને પરિગ્રહલોકોને સંતોષ થયો. તે ઉપરથી કવીશ્વરોએ સ્તુતિ ( કરી કે ) હે શ્રીવસ્તુપાલ ! પ્રતિપક્ષના કાળ ! તેં ખરેખર પુરુષોત્તમપણું પ્રાપ્ત કર્યું; કેમકે સાગરને તીરે મત્સ્યનું રૂપ (ધારણ) કર્યા વિના શંખને તેં જીત્યો. જ્યાં સુધી સમુદ્ર
૫ લોપામુદ્રાના સહચરના હાથમાં આવ્યો નથી ત્યાં સુધી (જ) તે લીલા (માત્ર)માં નદીઓનો કોળીઓ કરે છે, તેના મોજાં આકાશને અડકે છે, તીવ્ર ધ્વનિ વડે તે શબ્દાયમાન છે, તેની સીમા જણાતી નથી અને નાચતા કૂદતા કમઠ, મગર વગેરેનો તો તે બંધુ છે. પછી ચોક્ષવાટિ અને નૈવિત્તકવાટિ તેણે જુદી કરી. મંત્રીએ 'મહારાષ્ટ્ર' પર્યંત ભૂમિ સાધી.
૧૦ સમુદ્રતટે આવેલા નરેશ્વરો કે જેમના ઉપર બીજા રાજાઓ આક્રમણ કરતા હતા તેમનું પ્રતિગ્રહ મોકલીને મંત્રીએ સાન્નિધ્ય કરી તેમને જયલક્ષ્મી આપી. એ કારણથી પ્રસન્ન થયેલા તેઓ ભેટણાં તરીકે ઉત્તમ વસ્તુઓથી ભરપૂર વહાણો મોકલતા. અંબિકા અને કપર્દી રાત્રે આવી નિધાનભૂમિ કહેતાં-બતાવતાં. તે નિધિઓ મંત્રી ખોદી ખોદીને
૧૫ લઇ લેતો. તેના ભાગ્યથી દુષ્કાળનું (તો) નામે ન હતું. વિગ્રહો દૂરથી (જ) નાશ પામ્યાં. 'મુદ્દગલ'નાં સૈન્યો વારંવાર આવતાં, પરન્તુ એક વાર તેનો નાશ કરાતાં તે ફરીથી આવતાં નહિ. પલ્લીવનોમાં તેણે કૂવા અને નાગોદરા બાંધ્યા, (પરંતુ) કોઇ તે લેતું નહિ. તેણે ગામે ગામે સત્ર મંડાવ્યાં. સત્રે સત્રે તેણે મિષ્ટાન્ન અને ઉપરથી વળી તાંબૂલ રખાવ્યાં. ત્યાં માંદા(ની સારવાર) માટે વિવિધ વૈદ્યો તેણે
૨૦ મોકલ્યા. મન્ત્રીની વ્યવસ્થાથી દર્શનનો અને વર્ણનો દ્વેષ થયો નહિ. દરેક વર્ષે પોતાના દેશમાના બધાં નગરોમા ત્રણ ત્રણ વાર શ્વેતાંબરોને પ્રતિલાભના અને બાકીનાં દર્શનોની પણ પૂજા થતી. શ્રીવસ્તુપાલ પ્રધાનની લલિતાદેવી અને સોખુ નામની બે પત્નીઓ કલ્પલતા અને
૨૫ કામધેનુ જેવી હતી. લલિતાદેવીનો પુત્ર અને સૂહવદેવીનો પતિ મંત્રી જયંતસિંહ સાક્ષાત્ ચિન્તામણિ જેવો હતો. તેજઃપાલની પત્ની અનુપમા અનુપમ જ હતી. કવિએ કહ્યું પણ છે કે લક્ષ્મી ચપળ છે, એ પાર્વતી ચંડી છે, ઇન્દ્રાણીને સાપત્ન્યનો દોષ છે-સપત્નીનું સાલ છે,' ગંગા નીચે જનારી છે અને સરસ્વતી વાણીના સારવાળી છે; તેથી અનુપમા (અસાધારણ જ) છે. શ્રી'શત્રુંજય' વગેરેને વિષે નંદીશ્વરેન્દ્ર
૩૦ મંડપ વગેરે કાર્યો તેણે શરૂ કરાવ્યાં. ત્યાં ત્યાં આરાસણ વગેરે (પાષાણ) દળો જમીનને રસ્તે તેમજ જલમાર્ગે પ્રાપ્ત થતાં. તપશ્ચર્યા અને ઉદ્યાપનનો પણ પ્રકાશ થઇ રહ્યો.

એમ (વિચારી) તેણે જ્યને તે પીધું તો કોઠો બળી ગયો. તે ઉપરથી તે
બોલ્યો કે દૂરથી કર્પૂરસાયન અને પાસેથી તો તૃષ્ણા પણ શમતી નથી.
જ્યાં માણસ બોબે બોબે ઘુટ ઘુટ (પાણી) પીએ તે જળનો લઘુ
પ્રવાહ સારો; સાગરમાં ઘણું પાણી છે, પરંતુ તે ખારૂં હોવાથી તે શું
કામનું? તે જ પગલે પગલે નાસીને તે પોતાને સ્થાને ગયો. અમે પણ　　૫
તેવા (જ) છીએ. પ્રધાને કહ્યું કે જેવો તે ગામડીઓ છે તેવા તમે
કેવી રીતે છો? સૂરિએ મોટેથી કહ્યું કે હે મોટા પ્રધાન! અમે અહીં
શ્રીપાર્શ્વનાથના સેવકો ત્રણ વિદ્યાના જાણકાર અને સમસ્ત ઋદ્ધિવાળા
અહીં રહીને સાંભળીએ છીએ કે 'ધોળકા'માં શ્રીવસ્તુપાલ પ્રધાન
સરસ્વતીકંઠાભરણ, ભારતી દ્વારા પુત્ર તરીકે સ્વીકારાયેલો, વિબુધજન-　　૧૦
રૂપ ભમરો પ્રતિ આંબા જેવો તેમજ સાર અને અસાર વિચારનો
જાણકાર છે. એ ઉપરથી ત્યાં આવવાને અમે આતુર હતા, પરંતુ
ઐશ્વર્યને લીધે અમે કોઇ ઠેકાણે જતા નથી. વળી અમે (એમ) વિચાર્યું
કે કોઇક વાર અહીંના તીર્થને પ્રણામ (કરવા) માટે પ્રધાન અહીં આવશે.
તેમની આગળ સ્વેચ્છાથી સુભાષિતો અમે કહીશું. એ વિચારમાં અમે　　૧૫
હતા તેવામાં મંત્રિમિશ્ર અહીં આવ્યા. કંઇક બોલાઇ રહે તેટલામાં
તો અસત્‌ની સંભાવના કરી તમે (અમારો) તિરસ્કાર કર્યો. તો પછી
શું કહેવું? તમે જાઓ, તમે જાઓ, મોડું થાય છે. મંત્રીએ કહ્યું કે
મારો અપરાધ ક્ષમા કરો. આપે શું કહેવા માંડ્યું હતું? આચાર્યે
કહ્યું કે હે દેવ! જ્યારે તમને બે ભાઇઓને શ્રાવકોની શ્રેણિની આગળ　　૨૦
રાજરાજેશ્વર અને દિવ્ય અલંકારવાળા જોયા તેમજ શ્રાવકોને ધનાઢ્ય જોયા
અને ગીતાદિ ચાલતાં જોયાં ત્યારે અમારા મનમાં થયું કે જગત્‌માં સ્ત્રી-
જાતિ જ ધન્ય છે કે જેના ગર્ભમાં તીર્થંકર, ચક્રવર્તી, વાસુદેવ,
નલ, કર્ણ, યુધિષ્ઠિર, વિક્રમ, સાતવાહન વગેરે ઉત્પન્ન થયા છે.
અત્યારે પણ એવા (પુરુષો) છે. તેથી શ્રીસાંબ, શ્રીશાંતિ, બ્રહ્મનાગ,　　૨૫
આમ્રદત્ત અને નાગડના વંશના શ્રીઆભૂની પુત્રી કુમારદેવી પ્રશંસા
કરવા લાયક છે કે જેણે કલિયુગરૂપ મહાન્ અંધકારમાં ડૂબતા જિન-
ધર્મનું પ્રકાશન કરનારા આવા બે પ્રદીપોને જન્મ આપ્યો. આ પ્રમાણે
વિચારતા એવા અમારા મુખમાંથી બે ચરણો નીકળી ગયાં અને
જિનેશ્વરને વંદન વગેરે વિસરી જવાયું. હવે તમે ઉત્તરાર્ધ સાંભળો:　　૩૦
જેની કુક્ષિમાંથી હે વસ્તુપાલ! આપ જેવા ઉત્પન્ન થાય છે. તેમણે
વિસ્તારથી એની વ્યાખ્યા કરી. પ્રધાનેન્દ્ર લજવાઇ ગયો. સૂરિને પગે

દાનનો [1]ઘડપણની પેઠે શીર્ષકંપપૂર્વક કોણે અનુભવ કર્યો નથી ?
તેણે તે (ચારે) કવિઓને દશ કરોડ આપ્યા. ગાયક, ભાટ વગેરેને પણ
તેણે એ પ્રમાણે આપ્યા. સવાર પડી કે તરત જ મલ્લવાદીએ
પોતાના સેવકોને જિનમંદિરના દ્વારે ઊભા રાખ્યા એક દ્વાર બીજી
૫ દિશામાં હતું; એક મઠની દિશામાં હતું. વળી તેમણે તેમને કહ્યું કે મંત્રી
મંદિરમાંથી બહાર નીકળે ત્યારે ખબર આપશો. ક્ષણમાં વસ્તુપાલ મઠના
દ્વારથી જેવો બહાર નીકળે છે તેવામાં સેવકો દ્વારા જાણ કરાયેલા સૂરિ
આવી સંમુખ ઊભા રહ્યા. મંત્રીએ તિરસ્કારપૂર્વક (કેવળ) ભવાંથી જાણે
પ્રણામ કર્યો. આચાર્યે કહ્યું કે દૂરથી કર્ણરસાયન અને પાસેથી તો
૧૦ તૃષ્ણા પણ ન શમે તમે જયવંતા વર્તો. તમે તીર્થોની પૂજા કરો.
આ પ્રસ્તાવનાનો અંત શો છે તે વિચારતો મંત્રી કૌતુકથી તે જ સ્થિતિમાં
ત્યાં જ (!) ઊભો રહ્યો, અને (છેવટે) બોલ્યો કે તમે શું કહો છો તેનું પર-
માર્થ અમે જાણતા નથી. આચાર્યે કહ્યું કે આગળ જાઓ, આગળ
જાઓ, આપને ઘણાં કાર્યો છે. મંત્રીએ વિશેષ પૂછપરછ કરી. સૂરિએ
૧૫ કહ્યું કે હે ઉત્તમ પ્રધાન ! સાંભળો કોઇક વેળા 'મરુ' ગામમાં ગામડી-
આઓ પશુની પેઠે બહુ જાડા અને રૂંવાટીવાળા વસતા હતા તેઓ
સભા ભરી બેસતા અને ગાલરૂપ ઝાલર (?) વગાડતા. ત્યાં એક દિવસ
સમુદ્રને કિનારે ફરનારો મુસાફર આવ્યો. તે નવો હોઇ ગામડીઆ-
ઓએ તેને બોલાવ્યો અને તેને પૂછ્યું કે તું કોણ છે અને ક્યાંથી
૨૦ આવ્યો છે ? તેણે કહ્યું કે હું સમુદ્રના તટ ઉપર રહું છું. મુસાફર હોઇ
હું આગળ જાઉં છું. તેમણે પૂછ્યુ કે કોણે સમુદ્ર ખોદાવ્યો છે ? તેણે
કહ્યુ કે તે સ્વયંભૂ છે. ફરીથી તેમણે પૂછ્યું કે તે કેવડો છે ? મુસાફરે
કહ્યુ કે તેનો પાર પમાય તેમ નથી. ત્યાં શું છે એમ પૂછાતાં તેણે કહ્યુ
કે પત્થરો મણિ છે, હરિ જળચર છે, લક્ષ્મી મનુષ્ય છે, રેતી મોતીના
૨૫ સમૂહો છે, સેવાલ પ્રવાહની લતાઓ છે, પાણી અમૃત છે અને તીરે
કલ્પવૃક્ષો છે, (પછી) બીજુ શું (જોઇએ) ? નામથી પણ તે રત્નાકર
છે. એ પ્રમાણે ત્રણ ચરણો બોલી અને તેની વ્યાખ્યા કરી તે મુસાફર
આગળ ગયો તે ગામડીઆઓ પૈકી એક કૌતુકથી પૂછતો પૂછતો સમુદ્રના
તટે આવ્યો. તેણે સમુદ્રને મોજાંની માળા વડે આકાશના અગ્ર ભાગને
૩૦ ચુંબન કરતો જોયો. તે પ્રસન્ન થયો અને તેણે વિચાર કર્યો કે અહીંથી
બધી સંપત્તિઓ મળશે. સૌથી પહેલાં તો તરસ્યો હોઇ હું પાણી પીઉં

---

૧ ઘડપણમાં સાંભળવાની શક્તિ મંદ પડે છે, 'બ' અને 'વ'ને એક
ગણતાં શરીરે વળિયા પડી જાય છે અને શક્તિ ઘટવાથી માથુ પણ હાલી જાય
છે એ અર્થ સ્ફુરે છે.

એમ (વિચારી) તેણે જઇને તે પાણી પીધું તો કોઠો બળી ગયો. તે ઉપરથી તે બોલ્યો કે દૂરથી કર્ણરસાયન અને પાસેથી તો તૃષ્ણા પણ શમતી નથી. જ્યાં માણસ ખોબે ખોબે ઘુટ ઘુટ (પાણી) પીએ તે જળનો લઘુ પ્રવાહ સારો; સાગરમાં ઘણું પાણી છે, પરંતુ તે ખારૂં હોવાથી તે શું કામનું? તે જ પગલે પગલે નાસીને તે પોતાને સ્થાને ગયો. અમે પણ ૫
તેવા (જ) છીએ. પ્રધાને કહ્યું કે જેવો તે ગામડીઓ છે તેવા તમે કેવી રીતે છો? સૂરિએ મોટેથી કહ્યું કે હે મોટા પ્રધાન! અમે અહીં શ્રીપાર્શ્વનાથના સેવકો ત્રણ વિદ્યાના જાણકાર અને સમસ્ત ઋદ્ધિવાળા અહીં રહીને સાંભળીએ છીએ કે 'ધોળકા'માં શ્રીવસ્તુપાલ પ્રધાન સરસ્વતીકંઠાભરણ, ભારતી દ્વારા પુત્ર તરીકે સ્વીકારાયેલો, વિબુધજન- ૧૦
રૂપ ભમરો પ્રતિ આંબા જેવો તેમજ સાર અને અસાર વિચારનો જાણકાર છે. એ ઉપરથી ત્યાં આવવાને અમે આતુર હતા, પરંતુ ઐશ્વર્યને લીધે અમે કોઇ ઠેકાણે જતા નથી. વળી અમે (એમ) વિચાર્યું કે કોઇક વાર અહીંના તીર્થને પ્રણામ (કરવા) માટે પ્રધાન અહીં આવશે. તેમની આગળ સ્વેચ્છાથી સુભાષિતો અમે કહીશું. એ વિચારમાં અમે ૧૫
હતા તેવામાં મંત્રિમિશ્ર અહીં આવ્યા. કંઇક બોલાઇ રહે તેટલામાં તો અસતની સંભાવના કરી તમે (અમારો) તિરસ્કાર કર્યો. તો પછી શું કહેવું? તમે જાઓ, તમે જાઓ, મોડું થાય છે. મંત્રીએ કહ્યું કે મારો અપરાધ ક્ષમા કરો. આપે શું કહેવા માંડ્યું હતું? આચાર્યે કહ્યું કે હે દેવ! જ્યારે તમને બે ભાઇઓને શ્રાવકોની શ્રેણિની આગળ ૨૦
રાજરાજેશ્વર અને દિવ્ય અલંકારવાળા જોયા તેમજ શ્રાવકોને ધનાઢ્ય જોયા અને ગીતાદિ ચાલતાં જોયાં ત્યારે અમારા મનમાં થયું કે જગતમાં સ્ત્રી-જાતિ જ ધન્ય છે કે જેના ગર્ભમાં તીર્થંકર, ચક્રવર્તી, વાસુદેવ, નલ, કર્ણ, યુધિષ્ઠિર, વિક્રમ, સાતવાહન વગેરે ઉત્પન્ન થયા છે. અત્યારે પણ એવા (પુરુષો) છે. તેથી શ્રીસાંબ, શ્રીશાંતિ, બ્રહ્મનાગ, ૨૫
આમદત્ત અને નાગડના વંશના શ્રીઆભૂની પુત્રી કુમારાદેવી પ્રશંસા કરવા લાયક છે કે જેણે કલિયુગરૂપ મહાન્ અંધકારમાં ડૂબતા જિન-ધર્મનું પ્રકાશન કરનારા આવા બે પ્રદીપોને જન્મ આપ્યો. આ પ્રમાણે વિચારતા એવા અમારા મુખમાંથી બે ચરણો નીકળી ગયાં અને જિનેશ્વરને વંદન વગેરે વિસરી જવાયું. હવે તમે ઉત્તરાર્ધ સાંભળો: ૩૦
જેની કુક્ષિમાંથી હે વસ્તુપાલ! આપ જેવા ઉત્પન્ન થાય છે. તેમણે વિસ્તારથી એની વ્યાખ્યા કરી. પ્રધાનેન્દ્ર લજવાઇ ગયો. સૂરિને પગે

લાગીને ક્ષમા યાચી તે ચાલ્યો (ગયો). કોશને અંતે એક ગામ આવ્યું.
ત્યાં તેણે સ્નાન, ભોજન અને વિલેપન કર્યું. ત્યાર બાદ તેણે પોતાના નોકર-
રૂપ એક પ્રધાનને બોલાવી હુકમ કર્યો કે દશ હજાર સુવર્ણજાદરકથી યુક્ત
આ પાલખી સૂરિને મઠમાં આપી દેવી. મંત્રીનો સેવક ત્યાં ગયો. તેણે
૫ સૂરિને કહ્યું કે આ મંત્રીએ આપ્યું છે તે લો. આચાર્યે જોયું. ઘોડે
ચઢી સેંકડો સુભટોએ ઉલ્લાલિત તરવારના જળ વડે અવાજોને ડૂબાડી
દેતા તેઓ જ્યાં વસ્તુપાલ હતો ત્યાં ગયા અને તેમણે તેને કહ્યું
કે હે પ્રધાન! શું હું ઉચિત બોલનાર છું કે ચારણ કે બંદી કે સર્વ
સિદ્ધાંતને વિષે પારંગત યથાર્થ જૈન સૂરિ છું? માનસિક હર્ષભેર–ઉલ્લાસથી
૧૦ મેં જે તમારું કીર્તન કર્યું તેના મૂલ્યરૂપ આ તમારી બક્ષીસ હું કેવી
રીતે લઉં? મેં કંઇ પૈસા (મેળવવા) માટે આ કહ્યું ન હતું, પરંતુ
અદ્યાપિ જિનેશ્વરનો સિદ્ધાંત જયવંતો વર્તે છે એમ મનમાં વિચારી
કહ્યું હતું. મંત્રીએ કહ્યું કે આપ ઇચ્છા રહિત હોઇ એ લેતા નથી:
અમે પણ એ આપેલું હોવાથી પાછું લઇ શકતા નથી. તો આ સુવર્ણનું
૧૫ શું કરવું તેની શિક્ષા આપ આપો. ત્યારે સૂરિએ જગતને વિષે અદ્વિતીય
દાતાર એવા મંત્રીને કહ્યું કે હાલ તમે તમારે ઘેર જાઓ છો કે કોઇક
તીર્થે? મંત્રીએ કહ્યું કે હે પ્રભુ! અમે શ્રી(મુનિ)સુવ્રત તીર્થને વંદન
કરવા 'ભૃગુપુર' જઇએ છીએ. આચાર્યે કહ્યું કે આ સુવર્ણ ખરચવાનો
ઉપાય મળી આવ્યો છે. ત્યાં રૌપ્યમય પ્રતિમા છે. ત્યાં શ્રાવકોનો
૨૦ સ્નાત્રસુખાસિકાનો મનોરથ પૂર્ણ થતો નથી. તેથી આ (દ્રવ્ય) વડે
સોનાની સ્નાત્રપ્રતિમા તમે કરાવો. મંત્રીનું મન માન્યું. તેણે તે તેમ જ
કર્યું. ત્યાર બાદ 'ગૂર્જર' મંત્રી પોતાને ઘેર આવ્યો.

એક દિવસ સવારે આરસીમાં (પોતાનું) મુખ જોતાં મંત્રીએ એક
ધોળો વાળ જોયો. (તે ઉપરથી) તે બોલ્યો: મેં કોઇ કળાનો
૨૫ અભ્યાસ ન કર્યો, કોઇ તપશ્ચર્યા ન કરી તેમજ પાત્રોને કંઇ આપ્યું
નહિ. એમ મધુર ઉમર ચાલી ગઇ. આયુષ્ય, યૌવન અને ધન જ્યારે
(કેવળ) સ્મરણ(માત્ર) રહે છે ત્યારે જેવી બુદ્ધિ થાય છે તેવી જો પૂર્વે થતી
હોય તો ઉત્તમ પદ (મોક્ષ) દૂર નથી. અંદરથી મસ્તકે ચઢતું ઘડપણ
ઉન્નતિનો વિસ્તાર કરે છે, પરંતુ મસ્તકથી અંદર ઉતરતું ઘડપણ
૩૦ નીચતા દેખાડે છે. લોક મને પૂછે છે કે તારે શરીરે કુશળ છે!
(પરંતુ) દરરોજ આયુષ્ય (ક્ષીણ થતું) જાય છે તો પછી અમને
ક્યાંથી કુશલ હોય? તેથી તેણે જિનધર્મમાં વિશેષ રમણતા કરવા માંડી.

એક દહાડો બંને ભાઇઓએ રાણા શ્રીવીરધવલને વિજ્ઞપ્તિ કરી કે હે દેવ! આપ પૂજ્યપાદે 'ગૂર્જર'ભૂમિ વશ કરી (છે) અને બીજાં રાષ્ટ્રોને પણ ખંડણી આપતાં કર્યાં (છે). (વાસ્તે) જો આજ્ઞા હોય તો રાજ્યાભિષેકનો ઉત્સવ કરીએ. રાણાએ કહ્યું કે હે મંત્રીઓ! તમે સરલ તેમજ ભક્તિથી જડ બની ગયા છો. સમુદ્ર પર્યંત પૃથ્વી જીત્યા વિના, ૫ વિવિધ યજ્ઞોથી યજન કર્યા વગર તેમજ અર્થીઓને દ્રવ્ય આપ્યા વિના હું કેવી રીતે રાજા થાઉં? તેથી રાણા એટલું જ હો. એમ કહી તેણે તે બેને વિદાય કર્યા.

એક દિવસ બંને મંત્રીઓએ શ્રીસોમેશ્વર વગેરે કવિઓને ભૂમિ વગેરેનાં દાનો દ્વારા પુષ્કળ વૃત્તિ કરી આપી. તે ઉપરથી સોમેશ્વરે ૧૦ કહ્યું કે બુદ્ધિમાન્ દુર્ગસિંહે પૂર્વે સૂત્રને વિષે વૃત્તિ કરી છે, પરંતુ (મહાપ્રજ્ઞાવાળા) અમારા મંત્રી વસ્તુપાલે તો વિસૂત્રમાં વૃત્તિ કરી છે. શ્રીવીરધવલ પણ સેવકોને સારી રીતે પદવી આપતો હોઇ લોકપ્રિય બન્યો. તેની (તો) શી વાત થાય? જુઓ, જુઓ. શ્રીવીરધવલ ઉનાળામાં ચંદ્રશાળામાં સૂતો હતો. એક વંઠ પગ દાબતો હતો. કપડા ૧૫ વડે ઢંકાયેલા મુખવાળો રાણો જાગતો હતો; જતા વંઠે તેને ઊંઘી ગયેલો માન્યો. તે ઉપરથી તેણે પગની આંગળીએ રહેલી રત્નજડિત મુદ્રા લઇ લીધી અને તે મુખમાં મૂકી દીધી. રાણો કંઇ પણ ન બોલ્યો. રાણો ઊઠ્યો. તેણે ભંડારી પાસેથી બીજી તેવી જ મુદ્રા લઇને તેને પગની આંગળીએ ઘાલી. બીજે દિવસે ફરીથી રાણો ત્યાં જ ચંદ્રશાળામાં સૂતો. (પેલો જ) ૨૦ વંઠ પગ દાબતો હતો. રાણો તે જ પ્રમાણે વદન ઉપર કપડું ઓઢીને (સૂતો) હતો. વંઠ ફરી ફરીને મુદ્રા જોતો હતો. અહો આ પૂર્વના જેવી (જ) છે. તે ઉપરથી (તે) ઉત્તમ રાણાએ કહ્યું કે હે વંઠ! આ મુદ્રા તો તું લઇશ નહિ; કાલે જે લીધી તે લીધી. આ વચન સાંભળતાં જ વંઠ બીકથી વજ્રથી હણાયો હોય તેવો થઇ ગયો; કેમકે ૨૫ રાજા હસતાં પણ, દુર્જન માન આપતાં પણ, હાથી સ્પર્શતાં પણ અને સાપ સૂંઘતાં પણ હણે છે. તેની તે દીનતા જોઇને રાણાએ કહ્યું કે હે વત્સ! બીશ નહિ. અમારો જ આ કૃપણતાજન્ય દોષ છે કે જેથી તારી અલ્પ વૃત્તિ છે. (તારી) ઇચ્છા પૂર્ણ થતી નથી; તેથી પુષ્કળ કષ્ટવાળી ચોરીને વિષે તારી બુદ્ધિ (પ્રવર્તે) છે. હવેથી બેસવા માટે ૩૦ ઘોડો અને વૃત્તિમાં અડધો લાખ આપું છું. એ પ્રમાણે તેણે તેને આશ્વાસન આપ્યું.

વીરધવલ ક્ષમા ( કરવામાં ) તત્પર હોવાથી લોકપ્રિય અને સેવકને વિષે સદાફળરૂપે પ્રસિદ્ધિ પામ્યો. તે સ્વાભાવિક રીતે દયાર્દ્ર હતો. એ કારણથી બંને મંત્રીઓએ એકાંતમાં કથાંતરને વિષે 'શાંતિ'પર્વમાં દ્વૈપાયને ભીષ્મ તથા યુધિષ્ઠિરને કહેલા ઉપદેશરૂપે આવેલ, દ્વૈપાયને કહેલ ૩૨ અધિકારમય ઇતિહાસ-શાસ્ત્રના ૨૮ મા અધિકારમાં આવેલ તેમજ શિવપુરાણગત માંસના ત્યાગની વ્યાખ્યા કરી કરીને મોટે ભાગે તેને માંસ, મદિરા અને [1]મૃગયાથી વિમુખ બનાવ્યો. ફરીથી 'મલધારી' શ્રીદેવપ્રભસૂરિ પાસે વિશેષ રૂપે વ્યાખ્યા સંભળાવી સંભળાવી તેને તત્ત્વો વડે સુવાસિત બુદ્ધિવાળો બનાવ્યો.

એક દહાડો વસ્તુપાલે બ્રાહ્મ મુહૂર્તમાં વિચાર્યું કે જો જિનયાત્રા વિસ્તારથી કરાય તો લક્ષ્મી સફળ થાય. આ જનોને છેતરીને સુકૃત લક્ષ્મીથી ગ્રહણ કરાય છે. તત્ત્વથી ( એકલી લક્ષ્મીને ) જે ગ્રહણ કરે છે તે તો ધૂર્તશિરોમણી છે. રાજાનાં કાર્ય ( કરવા )માં (જે) પાપો ( કરવાં પડે છે તે )માંથી જે મનુષ્યોએ સુકૃત સ્વીકાર્યું નહિ તેમને ધૂળ ધોનારા કરતાં પણ હું વધારે મૂર્ખ ગણું છું. ઇત્યાદિ વિચારી નિત્યભક્ત તેજઃપાલની સંમતિ મેળવી તેણે 'મલધારી' શ્રીનરચન્દ્રસૂરિ-પાદને પૂછ્યું કે હે નાથ! જે ચિંતા અત્યારે મને છે તે નિર્વિઘ્ને સિદ્ધ થશે કે? શાસ્ત્રના જાણકારોમા મુગટ સમાન એવા (તે) પ્રભુએ કહ્યું ક જિનયાત્રાની ચિન્તા વર્તે છે તે સિદ્ધ થશે. વસ્તુપાલે કહ્યું કે તો દેવાલયમાં વાસનિક્ષેપ કરો. શ્રીનરચન્દ્રસૂરિએ કહ્યું કે હે મંત્રી-શ્વર! અમે (તો) તારા માતૃપક્ષના ગુરુ છીએ, નહિ કે પિતૃપક્ષના. પિતૃપક્ષના તો 'નાગેન્દ્ર' ગચ્છના શ્રીઅમરચન્દ્રસૂરિ શ્રીમહેન્દ્રસૂરિના પદને વિષે ઉદયપ્રભસૂરિ નામના શિષ્યથી યુક્ત અને વિશાળ ગચ્છવાળા એવા જે શ્રીવિજયસેનસૂરિ 'પીલુઆઇ' દેશમાં વર્તે છે તેઓ વાસ-નિક્ષેપ કરો, નહિ કે અમે. કહ્યુ પણ છે કે જે જેની સ્થિતિ અને જે જેની સંતતિ આશ્રીને પૂર્વ પુરુષે મર્યાદા કરી છે તેનું કંઠે પ્રાણ આવે તોપણ ઉલ્લંઘન કરવું નહિ ત્યાર બાદ મંત્રીએ કહ્યું કે અમે આપ પાસે ત્રૈવિદ્ય, છ આવશ્યક, કર્મપ્રકૃતિ વગેરેનો અભ્યાસ કર્યો છે. (તથી) આપ જ મારા ગુરુ છો. પ્રભુએ કહ્યું કે એમ કહેવું ન જોઇએ, કેમકે એથી લોભરૂપ પિશાચને પ્રવેશ કરવાનો પ્રસંગ મળે. તે ઉપરથી

[1] શિકાર.

બંને મંત્રીઓએ 'મરુ' દેશથી ગુરુને સત્વર બોલાવ્યા. કુલગુરુએ મુહૂર્ત-પ્રતિષ્ઠા, દેવાલયની સ્થાપના અને વાસનિક્ષેપ કર્યાં. વળી સાધર્મિક વાત્સલ્ય, શાન્તિક, મારિવારણ, સ્વામિપૂજા, લોકનું રંજન, ચૈત્ય-પરિપાટીપર્યટન કરાયાં. ત્યાર બાદ પ્રતિલાભના થઇ. ત્યાં કવીશ્વરો, નરેશ્વરો અને સંઘેશ્વરો મળ્યા. લોકોને કૌશેય, કટક, કુંડળ, હાર વગેરે અને ૫ યતિપતિને તો તેમને ગોગ્ય એવાં વસ્ત્ર, કાંબળ, ભોજ્ય વગેરે અપાયાં. તે વેળા સંઘની રજા મેળવેલા શ્રીનરચન્દ્રસૂરિએ વ્યાખ્યાન કર્યું કે પરમ આર્હંત અને સેંકડો રાજાનો સ્વામી એવો જે ચૌલુક્ય, જિનેન્દ્રની આજ્ઞાથી પરિચિત હોવા છતાં નિર્ગ્રંથ જનને શુદ્ધ દાન આપતો નથી તેણે પોતાનાં સુંદર આચરણો વડે સ્વર્ગ મેળવેલું હોવા છતાં સત્પાત્રને દાન ૧૦ (દેવા)ની ઇચ્છાથી તે 'ગૂર્જર' ભૂમિમાં નક્કી શ્રીવસ્તુપાલરૂપે અવતર્યો છે. (એ સાંભળી) સંઘ ખુશી થયો. ત્યાર પછી શુભ શુકનપૂર્વક મંત્રી સંઘ સાથે ચાલ્યો. રસ્તામાં સાત ક્ષેત્રોનો ઉદ્ધાર કરતો તે શ્રી-'વર્ધમાન'પુરની પાસે રહ્યો. 'વર્ધમાન'પુરમાં તે વેળા ઘણા જનોને માન્ય એવો રત્ન નામનો શ્રીમાન્ શ્રાવક વસતો હતો. તેના ઘરમાં ૧૫ દક્ષિણાવર્ત શંખ પૂજાતો હતો. રાત્રે કરંડિયામાંથી બહાર નીકળી તે (શંખ) સ્નિગ્ધ અને ગંભીર રીતે ધુમધુમ કરતો અને નાચતો. તેના પ્રભાવથી તેને ઘેર ચારે અંગે પૂર્ણ લક્ષ્મી હતી. (એક) રાત્રિએ શંખે રત્નને કહ્યું કે હું તારા ઘરમાં ઘણુ રહ્યો. હવે તારું પુણ્ય થોડું છે. (વાસ્તે હવે) તું મને શ્રીવસ્તુપાલરૂપ પુરુષોત્તમના કરકમળનો ૨૦ પ્રણયી બનાવ-તેને સોંપી દે. મારું સત્પાત્રને વિષે દાન કરવાથી તું આ લોકમાં તેમજ પરલોકમાં પણ સુખી થઇશ. સ્પષ્ટપણે તે જાણી, પુષ્કળ સામગ્રીપૂર્વક સામે જઇ, સંઘ સહિત મંત્રીશ્વરને આમંત્રણ આપી અને પોતાને ઘેર બહુ પરિકર સહિત જમાડીને વસ્ત્ર આપી રત્ને (મંત્રી-શ્વરને) કહ્યું કે મને શંખે આવો આવો હુકમ કર્યો છે. (વાસ્તે) તમે ૨૫ એ ગ્રહણ કરો. મંત્રીએ કહ્યું કે અમે પારકા પૈસાના અર્થી નથી. (કોઇ) ચાડીઆ પાસેથી શંખનું અસ્તિત્વ જાણીને મંત્રી પોતે જ એ લઇ લેશે તેથી હું જાતે જ આપી દઉં એવી આશા ન રાખશો, કેમકે અમે તેમજ અમારા પ્રભુ લોભી નથી. એમ કહી જ્યારે મંત્રી વિરક્ત રહ્યો ત્યારે રત્ને કહ્યું કે હે દેવ! એને મારે ઘેર રહેવું ગમતું નથી. તેથી શું કરાય? ૩૦ (એ) લો જ. તે ઉપરથી મંત્રીએ શંખ લીધો. તેનો પ્રભાવ અનંત છે. ધીરે ધીરે સંઘ શ્રી'શત્રુંજય'ની તળેટીએ આવી પહોંચ્યો. ત્યાં 'લલિતા'

સરોવર, અને પ્રાસાદાદિ કીર્તન જોઈ સંઘ સહિત મંત્રી હર્ષ પામ્યો અને 'શત્રુંજય' પર્વત ઉપર અને વિવેકભાવ ઉપર એ આરૂઢ થયો. ત્યા મંત્રીએ પ્રથમ ઋષભને વંદન કર્યું. તે વેળા કાવ્ય બોલાયું. કોનું મોં જોવાયું નથી? કયે ઠેકાણે સેવા કરવામાં આવી નથી? કોની મેં સ્તુતિ કરી નથી? તૃષ્ણારૂપ પૂરથી હણાયેલા એવા મેં કોની આજીજી કરી નથી? (પરંતુ) હે રક્ષક! હે 'વિમલ' પર્વતના 'નન્દન'વન! હે 'કલિ'(યુગ)-ના અદ્વિતીય કલ્પવૃક્ષ! તને (શરણરૂપે) પ્રાપ્ત કર્યા પછી આવી કદર્થના હું કદાપિ ફરીથી સહન કરનાર નથી. પછી આવારિતસત્ર, મેરુધ્વજારોપણ, ઇન્દ્રપદ અને અર્ચિરંજન ઇત્યાદિ કાર્યો તેણે કર્યા. તેણે દેવોને સોનાનાં આરાત્રિક, તિલક વગેરે આપ્યાં. કુંકુમ, કપૂર, અગુરુ, કસ્તૂરી, ચંદન અને પુષ્પની સુવાસથી એકત્રિત થયેલા ભ્રમરાના સમૂહના ઝંકારના ભારથી આકાશ જાણે ભરાઈ ગયું હોય તેવું થઈ ગયું. ગીત અને રાસના ધ્વનિથી દિશાની ગુફાઓ ભરાઈ ગઈ. પૂર્વે પ્રધાન શ્રીઉદયને આપેલ સર્વ દેવદાયો તેણે વિશેષ કર્યા. દેવ દ્રવ્યનો નાશ (થતો) અટકાવવા તેણે શ્રાવકોનાં ચાર કુળોને પર્વત ઉપર રાખ્યા. અનુપમા દાનની અધિકારિણી હતી. સાધુઓને દાન આપતાં ખરેખર મોટું ટોળું એકત્રિત થતાં પડી ગયેલી ઘીની કડાઈથી તેનાં રેશમી વસ્ત્ર ખરડાયાં. તેવારે ચોપદારે કડાઈથી ભરેલ (?) સાધુને લાકડીનો જરા ફટકો માર્યો. મંત્રિણીએ તેને દેશની બહાર રહેવાની આજ્ઞા કરી અને કહ્યું કે અરે, શું તું જાણતો નથી કે હું તેલીની પત્ની કે કંદોઈની પત્ની થઈ હોત તો ડગલે ને પગલે (મારાં) વસ્ત્રોને તેલ અને ઘી લાગવાથી તે મેલાં જ થાત? આ પ્રમાણે કપડા બગડવાં તે તો (જૈન) દર્શનની કૃપાથી જ સદ્ભાગ્યે બને. જે આ ન માનતું હોય તેનું અમારે કામ જ નથી એમ તેણે કહ્યું. અહો દર્શનની ભક્તિ એવો ધ્વનિ બધે થયો.

એક દહાડો મન્ત્રીશ્વર દિવ્ય અને શ્વેત વસ્ત્ર પહેરી, ચંદનનું તિલક કરી, દિવ્ય પદક અને હારોથી ઉર સ્થળને શણગારી [1]નાભેયની સામે આરાત્રિકમાં ઊભો હતો. સૂરિઓ, કવિઓ, શ્રાવક અને શ્રાવિકાઓ પ્રણામ કરતાં હતાં. તિલકના ઉપર તિલક અને ફૂલના હાર ઉપર ફૂલનો હાર રખાતાં હતાં. તેવારે કોઈ સૂત્રધારે માના કુમાર દેવીની લાકડાની મોટી અને નવી ઘડેલી મૂર્તિ તેની દૃષ્ટિ આગળ મૂકી. વળી તેણે કહ્યું કે આ

[1] ઋષભદેવ.

માતાની મૂર્તિ છે. ત્યાં મંત્રીશ્વરે નખથી શિખા પર્યંત (તે) મૂર્તિ જોઈ. તે જોઈને તેણે રુદન કરવા માંડ્યું. પ્રથમ તો ફક્ત આંસુ જ ટપકતાં હતાં. પછી અવ્યક્ત ધ્વનિ સંભળાવા લાગ્યો અને ત્યાર બાદ એકદમ સ્પષ્ટ (રુદનનો) અવાજ આવવા લાગ્યો પાસે ઊભેલા બધાએ પૂછ્યું કે હે દેવ ! શા માટે (તમે) રડો છો ? હર્ષને ઠેકાણે શોક શો ? ૫
નલના શ્રુતશીલ જેવા, વિષ્ણુના ઉદ્ધવ જેવા, શ્રેણિકના અભય જેવા, નંદના કલ્પક જેવા, વનરાજના જાંબક જેવા, જયન્તરાજના વિદ્યાધર જેવા, સિદ્ધરાજના આલિગ જેવા અને કુમારપાલના ઉદયન જેવા તમે વીરધવલના મંત્રી છો. આપત્તિથી ભયભીત બનેલા પર્વત જેવા રાજાઓ સાગરના જેવા તમારો આશ્રય લે છે. ૧૦
જેમ ગરુડે સર્પોને હણ્યા તેમ તમે શત્રુરૂપ રાજાઓને હણ્યા છે. ચકોરો જેમ ચંદ્રને ઇચ્છે તેમ સ્વજનો તમને ઇચ્છે છે. 'હિમાલય'થી 'ગંગા' નીકળે છે તેમ તમારામાંથી રાજનીતિ પ્રવર્તે છે. જેમ પદ્મો સૂર્યના ઉદયની અભિલાષા રાખે છે તેમ સૂરિઓ તમારો ઉદય ઇચ્છે છે. વિષ્ણુની પેઠે તમારે વિષે લક્ષ્મી રમે છે. તેથી એવું કંઇ નથી કે જે ૧૫
તમને નથી. આમ છતાં તમે શા માટે દુ:ખી થાઓ છો ? ત્યારે મંત્રીએ કહ્યું કે (મને) આ દુ:ખ છે કે આવું ભાગ્ય, અને સંઘના અધિપતિત્વાદિ વિભૂતિ માતાના મરણ બાદ પ્રાપ્ત થયાં (છે). જો તે મારી માતા અત્યારે (જીવતી) હોત તો લોકના દેખતાં પોતાને હાથે મંગલો કરતી અને મને કરાવતી તેને કેટલું સુખ થાત ? પરંતુ શું કરીએ ? ૨૦
વિધાતાએ એકકની ખોટ રાખીને આપણને હણ્યા છે. તે ઉપરથી 'મલધારી' શ્રીનરચન્દ્રસૂરિએ કહ્યું કે હે મંત્રીશ્વર ! જેમ તું પ્રધાનોમાં છે તેમ આ દેશમાં મુખ્ય રાજાઓમાં સિદ્ધરાજ વિજયી થઇ ગયો. 'માલવ'પતિને જીતીને તે 'પત્તન' આવ્યો ત્યારે મંગલો કરાતાં તે બોલ્યો કે માતાના મરણ પછી જેના ભાગ્યનું ફળ મોટું આવે એવા પુત્રને ૨૫
કોઇ લલના જન્મ ન આપશો. તેથી હૃદયને નીચું કરી વિવેકીએ રહેવું જોઇએ. મનુષ્યોના સર્વે મનોરથો પૂર્ણ થતા નથી. ઇત્યાદિ કહીને તેણે મંત્રી પાસે જબરજસ્તીથી આરતી, મંગળદીવો કરાવ્યાં. ત્યાર બાદ ચૈત્યવંદન (પણ) કરાવાયાં. તે વેળા શ્રીનરચન્દ્રસૂરિએ આશીર્વાદ દીધો કે હે વસ્તુપાલ ! ધર્મના ઉપર ઉપકાર કરનારા એવા તમે ૩૦
અને તમારા ઉપર ઉપકાર કરનારો એવો તે (ધર્મ) એ બેનો સમાગમ ઉચિત જ છે ઇત્યાદિ ત્યાર બાદ રાતે તન્મયતાપૂર્વક તેણે નાભેયની

પૂજા, ધ્યાન, દાન, પૂજા કર્યાં. તેવારે કવિઓ બોલ્યા. એકે કહ્યું કે હે જીભ! જેઓ પાપ (કરવા)માં તત્પર, સ્વભાવે કંજુસ અને સ્વામીની મહેરબાનીથી ફાટી ગયેલા છે તે મર્ત્યરૂપ કૂતરાઓની પણ તેં દ્રવ્યના કણ માટે સ્તુતિ કરી છે, તેથી તે પાપનો નાશ કરવા માટે આદરવાળી
૫ થયેલી તું કલ્યાણના સ્થાનના વિધાનથી કલિનો ધિક્કાર કરનારા શ્રીવસ્તુપાલની સ્તુતિ કર. બીજાએ કહ્યું કે રણમાં [1]સૂર, પગે પડેલાઓને વિષે ચંદ્ર, અતિશય વક્ર ચરિત્રવાળાનો વિષે મંગળ, અર્થના બોધને વિષે બુધ, નીતિમાં ગુરુ, કવિજનમાં [2]કવિ અને અક્રિયાને વિષે [3]મંદ હોવા છતાં હે વસ્તુપાલ! તું ખરેખર ગ્રહમય નથી (જ). અન્યે
૧૦ કહ્યું કે શ્રીભોજના મુખકમળના વિયોગથી વિધુર એવા (પોતાના) ચિત્તને ભારતી શ્રીવસ્તુપાલના વદનચન્દ્રને વિષે વિનોદ પમાડે છે. બીજાએ કહ્યું કે લક્ષ્મીના નિવાસરૂપ કમળ મુખરૂપે પરિણમ્યું છે, પાંચે દેવદ્રુમ પાંચ આંગળીના મિષથી દક્ષિણ પાંચ શાખમયતાને પામેલ છે અને સ્નેહીઓના મનોરથો પૂર્ણ કરનાર ચિન્તામણિ તે જીભ જ છે. આ
૧૫ પ્રમાણે જેના સબંધમાં બન્યું છે તે વસ્તુપાલનું શું પ્રશંસાપાત્ર નથી? બધે લાખનું દાન (દેવાયું). આઠ દિવસ વીત્યા બાદ મંત્રીએ ગદ્‌ગદ વાણીએ ઋષભદેવની રજા લીધી. તારી કૃપાથી કરાયેલા માળામાં વસતો અને તારા ગુણો સાંભળતો એવો હું પક્ષી સંઘના દર્શનથી પ્રસન્ન આત્માવાળો થાઉં. જુગારીનું પોતાના દાવ ઉપર, વિયોગીનું
૨૦ પ્રિયા ઉપર, અને રાધાવેધ કરનારનું લક્ષ્ય ઉપર જેવું ધ્યાન હોય છે તેવું મારૂં તારા મતને વિષે હો. ઇત્યાદિ તેણે કહ્યું. એ પ્રમાણે સંઘ પણ ચાલ્યો. સંઘ સહિત મંત્રી અરહંદેવાના શિખરથી આગળ કેટલેક ગયો તેવામાં તેણે શ્રમવશાત્ નીકળતા પરસેવાથી ભીંજાયેલાં શરીરવાળા અને વસ્ત્રવાળા અને ફૂલના કરંડિયાઓ માથે મૂકેલા એવા કેટલાક
૨૫ માળીઓને જોયા. તેણે તેમને પૂછ્યું કે તમે કેમ (ચિંતાથી) આતુર જણાઓ છો? તેમણે જણાવ્યું કે હે દેવ! અમે દૂરથી ફૂલો લાવ્યા છીએ. (એમ માનીને કે) સંઘ ખરેખર 'શત્રુંજય'ના શિખરે છે (તો તેને એ વેચીને) અમે બહુ મૂલ્ય મેળવીશું. પરંતુ તે અન્યથા થયું છે. સંઘ (તો) ચાલી નીકળ્યો છે એટલે અમે અભાગીઆ છીએ. તેમની દીનતા
૩૦ જોઇને મંત્રીએ કહ્યું કે અહીં જ તમે એક ક્ષણ દમ ખાઓ. એવામાં પાછળનો સર્વ (સંઘ) આવ્યો. શ્રીવસ્તુપાલે પોતાના કુટુંબને

૧-૩ સૂર્ય, શુક્ર અને શનિ આ પ્રમાણે પક્ષાન્તરમાં અર્થ થાય છે.

તેમજ સંઘને કહ્યું કે હે ધન્ય (જનો)! તીર્થને વંદન અને પૂજન (કરવા)-
ની (તમારા) બધાની અભિલાષા પૂર્ણ થઇ કે? લોકે કહ્યું કે આપના
પ્રસાદથી એ પૂર્ણ થઇ છે. મંત્રીએ કહ્યું કે કોઇક તીર્થ પૂજ્યા વિનાનું
(રહી જાય) છે? લોકે કહ્યું કે સર્વ તીર્થનું પૂજન અને ધ્યાન કરાયાં
છે. (ત્યારે) મન્ત્રીશ્વર બોલ્યો કે જે ભૂલી જવાયું છે તે તમે જાણતા　　૫
નથી. (વાસ્તે) અમે યાદ કરાવીએ છીએ. સંઘે કહ્યું કે કયું ભૂલી જવાયું
છે? મંત્રીએ કહ્યું કે હે લોકો! સૌથી પ્રથમ તો (આ) પર્વત તીર્થ-
રૂપ છે કે જ્યાં ઋષભદેવ જને સમવસર્યા, ત્યાર બાદ નેમિ સિવાયના
૨૨ તીર્થંકરો અહીં સમવસર્યા, અને વળી જ્યાં અસંખ્ય જનો મુક્ત થયા.
એ પર્વત કેમ તીર્થ ન (ગણાય)? લોકે પણ કહ્યું કે ખરી વાત છે.　　૧૦
આ પર્વત તીર્થરૂપ (જ) છે. તો એની પૂજા કરો. જો તમે એમ કહેતા
હો કે ફૂલો ક્યાં છે તો આ માળીઓ અને આ ફૂલો તમારાં પુણ્યથી
હાજર છે. તે ઉપરથી સંઘે તે ફૂલો (ખરીદી) લઇને પર્વતની પૂજા કરી.
પુષ્પ(નું મૂલ્ય) દ્રમ્મ થયું. નાળિયેર વધેરવું, વસ્ત્રનું દાન દેવું ઇત્યાદિ
ક્રીડાઓ કરવામાં આવી. માળીઓ પ્રસન્ન થયા. આ પ્રમાણે આસ-　　૧૫
રાજનો પુત્ર પારકાની આશાનો ભંગ કરવામાં પરાઙ્મુખ હતો. ત્યાર
પછી ધીમે ધીમે પશુ, ઘોડા અને બાળક વગેરેને પીડા ન થાય તેવી
રીતે સંઘ 'રૈવતક' ઉપર ચઢ્યો. નેમિ નજરે પડતાં મંત્રી નાચ્યો.
આનંદના અશ્રુથી નિર્ઝરિત નેત્રવાળા તેણે કહ્યું કે આ કલ્પવૃક્ષ તે વૃક્ષ;
(બાકી) બીજાં ઝાડો તે તો ઠીક. આ ચિન્તામણિ તે મણિ; બીજા　　૨૦
મણિઓ તે તો ઠીક. જે જન્મમાં નેમિનું દર્શન ન થયું તેને ધિક્કાર
જ હો. શ્રી'રૈવત' ઉપર (પસાર થયેલો) દિવસ તે દિવસ; (બાકી)
બધા દિવસો તે ઠીક-વ્યર્થ જ છે. હે યદુ વંશના રત્ન! અખંડિત
વૈરાગ્યના તરંગથી રંગિત એવા તારા ચિત્તમાં, કૃશાંગીઓ પણ કેવી
રીતે માય? કેમકે મદનને પણ ત્યાં સ્થાન મળ્યું નથી. ત્યાં પણ આઠ　　૨૫
દિવસ વગેરેની વિધિ પહેલા જેવી જ (જાણવી), નાભેય ભવન, ત્રણ
કલ્યાણ, ગજેન્દ્રપદકુંડ, તેની પાસે પ્રાસાદ, અંબિકા, શાંબ અને
અને પ્રદ્યુમ્ન સંબંધી શિખર, તોરણ વગેરે અને કીર્તનના દર્શનથી
મંત્રીએ સંઘનાં નેત્રોને સ્વાદિષ્ટ ફળ આપ્યું. આરાત્રિકને વિષે
અર્થીઓને મંત્રી મધ્યે સંભ્રમ પૂર્વક ઝંપાપાત કરતા જોઇને શ્રીસોમેશ્વર　　૩૦
કવિએ કાવ્ય બનાવ્યુંઃ ઇચ્છાની સિદ્ધિ (કરવા)માં ઉન્નત એવા દેવોના
સમૂહમાં કલ્પવૃક્ષો રહે છે, [1]પવનનું ભોજન કરનારા જનોવાળા પાતાલમાં

[1] નાગો.

બલિ કષ્ટે નાસી ગયો છે, કામધેનુઓ વીતરાગ મુનિઓ પાસે ગઇ (છે) અને ચિન્તામણિ ક્યાંક જતું રહ્યું છે, તેથી પૃથ્વી ઉપર અર્થીઓ દ્વારા (થતી) કદર્થના શ્રીવસ્તુપાલે સહન કરવી રહી. મંત્રીએ એને બક્ષીસમાં સવા લાખ આપ્યા. દાન-મંડપમાં બેસી નિરર્ગલ દાન દેતાં
૫ (મંત્રી)ની કોઇક કવિએ એમ સ્તુતિ કરી કે અમૃતથી પણ કોમળ, ચંદ્રની ચન્દ્રકળાના સમૂહથી સ્વસ્થ ( ? સ્વચ્છ ), આંબાના નવા મોર કરતાં પણ વધારે ઉલ્લાસાયમાન સુવાસવાળી અને સરસ્વતી દેવીના મુખમાંથી નીકળતા સામ સૂક્તના વિશદ ઉદ્ગાર કરતાં પણ વધારે [1]પ્રાંજલ એવી શ્રીવસ્તુપાલની [2]ઉક્તિઓ કોના ચિત્તમાં આનંદ ઉપજા-
૧૦ વતી નથી ? હે વસ્તુપાલ ! પર્વની રાત્રિથી અભિમાની બનેલા ચંદ્રના કરને જીતે તેવી તારી કીર્તિ ક્ષીર સમુદ્રરૂપ વસ્ત્રવાળી પૃથ્વીના ઉત્તરીયની બરાબરી કરે છે. એ પ્રમાણે ભાવ રૂડી રીતે પૂર્ણ કરી દેવોત્તમ શ્રીનેમિની રજા લઇ તેણે બધા તીર્થોની ચિન્તા કરી નિર્માલ્ય-પદ આપીને તે પર્વતથી નીચે ઉતર્યો, નહિ કે સજ્જનોના
૧૫ હૃદયથી કે મહત્ત્વથી. પછી ' ખગાર ' દુર્ગ પર્વત, દેવપત્તન વગેરે (સ્થળો )માં તેણે દેવોને વંદન કર્યું. તેજઃપાલને ' ખંગાર ' દુર્ગમાં મૂકીને વસ્તુપાલ પોતે સંઘ સાથે શ્રી' ધોળકે ' શ્રીવીરધવલ પાસે આવ્યો. સ્વામીએ સ્વાગત-પ્રશ્ન તેમજ આરંભસિદ્ધિ-પ્રશ્ન પૂછ્યા. ત્યારે મંત્રીએ કહ્યું કે સ્વામીના પ્રસાદથી સેવકો કાર્યોમાં ખરેખર કુશળ
૨૦ બને છે (જ) પાણીમાં જે કદાચિત્ ઉષ્ણતા (જોવાય) છે તે અગ્નિનો જ વૈભવ (મહિમા) છે. રાણાએ સંઘ સહિત મન્ત્રીને પોતાને મહેલે જમાડ્યો, વસ્ત્ર પહેરાવ્યાં અને વખાણ્યો. ' ખંગાર ' દુર્ગમાં રહેલા તેજઃપાલે તો ભૂમિ જોઇને સત્ર, બગીચા, શહેર, પરબ, જિનમંદિર ઇત્યાદિ વડે મનોહર એવું ' તેજલપુર ' વસાવ્યું. તેણે 'તેજલપુર' ની
૨૫ આસપાસ પત્થરનો ઊંચો કિલ્લો (પણ) કરાવ્યો.

વસ્તુપાલ વીરધવલની પાસે સેવા કરતો હતો. દેશ સ્વસ્થ હતો. ધર્મ પ્રવર્તતો હતો. એ પ્રમાણે હતું તેવામાં એક વાર ' દિલ્લી ' નગરથી આવીને ચર પુરુષોએ શ્રીવસ્તુપાલને નિવેદન કર્યું કે હે દેવ ! 'દિલ્લી' થી શ્રીમોજદીન [3]સુરત્રાણનું લશ્કર પશ્ચિમ દિશાને ઉદ્દેશીને ચાલી
૩૦ નીકળ્યું છે. ચાર પ્રયાણો થયાં છે, તેથી સાવધાન થઇને રહેજો. અમને એમ લાગે

૧ સરળ. ૨ વચનો. ૩ સુલતાન.

છે કે 'આબુ'માં થઇને 'ગૂર્જર'ભૂમિમાં તે દાખલ થશે. મંત્રીએ તે ચરોનો સત્કાર કરી તે તેમને રાણા પાસે લઇ ગયો અને એ પ્રબન્ધ કહેવડાવ્યો. ત્યારે રાણાએ કહ્યું કે હે વસ્તુપાલ! મ્લેચ્છોએ જેણે 'ગર્દભી' વિદ્યા સિદ્ધ કરી હતી એવા ગર્દભિલ્લનો પણ પરાભવ કર્યો. રોજ સૂર્યના બિમ્બમાંથી નીકળતા તુરંગોથી રાજપાટી કરતા ૫ શિલાદિત્યને પણ તેમણે પીડા કરી. ૭૦૦ યોજન ભૂમિનો નાથ જયન્તચન્દ્રનો (પણ) તેમણે નાશ કર્યો. સહાવદીન સુરત્રાણને વીસ વાર બાંધી (કેદ પકડી) છોડી મૂકનારા પૃથ્વીરાજને પણ તેમણે બંધનમાં નાંખ્યો. તેથી આ (મ્લેચ્છો) દુર્જય છે. તું શું કરશે? વસ્તુપાલે કહ્યું કે હે નાથ! મને મોકલો, જે યોગ્ય જણાશે તે હું કરીશ. તે ઉપરથી ૧૦ લાખ ઉત્તમ ઘોડા સાથે મંત્રી ચાલ્યો. ત્રીજા પ્રયાણે તેણે કપૂર વગેરે દ્વારા મોટી પૂજા પૂર્વક મહણલ દેવીને યાદ કરી. એના ભાગ્યથી તે પ્રત્યક્ષ થઇને બોલી કે હે વત્સ! તું બીશ નહિ. 'આબુ'ની દિશાથી યવનો દાખલ થશે. જ્યારે તેઓ તારા દેશમાં દાખલ થાય ત્યારે એમણે ઉલ્લંઘન કરેલી [1]ઘંટિકાઓને તારા રાજન્યો વડે તું રોકી લેજે. ત્યાર ૧૫ બાદ તેઓ જ્યાં મુકામ કરે ત્યાં સ્થિર મનવાળો બની સૈન્ય સહિત યુદ્ધ માટે એકદમ તું તૈયાર થજે. જયલક્ષ્મી તારા જ કરકમલમાં છે. આ સાંભળીને પોતાના સેવક અને 'આબુ' ગિરિના નાયક ધારાવર્ષ પાસે તેણે માણસો મોકલ્યા અને કહેવડાવ્યું કે મ્લેચ્છોનું લશ્કર 'આબુ'માં થઇને આવી રહ્યું છે. તું એને આવતા છોડીને—આવવા ૨૦ દઇને પાછળથી ઘંટિકા રોકી લેજે. તેણે તેમ જ કર્યું. યવનોએ પ્રવેશ કર્યો. જેવા તેઓ આવાસો ગ્રહણ કરનાર હતા તેવામાં કાળરૂપ વસ્તુપાલ (તેમના ઉપર તૂટી) પડયો. યવનો હણાયા. [2]રેકુંઆરવ ઉછળ્યો. કેટલાક દાંતના અંતરમાં આંગળી ઘાલી; બીજાએ તોબા પોકારી તોપણ તેઓ છૂટ્યા નહિ. આ પ્રમાણે તેમને હણીને અને તેમનાં લાખો મસ્તકોથી ૨૫ ગાડાં ભરીને 'ધોળકે' આવી મંત્રીએ પોતાના સ્વામીને (તે) દેખાડયાં. તેણે તેની પ્રશંસા કરી કે તું (કશો) ધ્વનિ કરતો નથી, વિકટ જતો નથી, મુખ ઊંચું રાખતો નથી, ગર્વથી ભૂમિ ઉલ્લેખતો નથી, ખરપુટો વડે તિરસ્કારપૂર્વક તું જોવાતો નથી, પરંતુ ભૂમિતલ વડે ધવલ સ્કંધથી ભાર વહન કરતાં ઊંચી તટી વડે વિટંક અને બીહણ તીર્થોનું ઉલ્લંઘન ૩૦ કરતો તું જણાય છે. ત્યાર બાદ તેણે તેને વસ્ત્ર પહેરાવ્યાં, અને તેને

---

[1] ઘાંટી. [2] બૂમાટો.

ઘેર જવા રજા આપી. ત્યાં મંગલ કરવા માટે લોક આવવા લાગ્યા. ક્રમે ફૂલ મળતાં, એ પ્રમાણે ફૂલની માળાને લોકે ખર્ચ કર્યો.

આ તરફ 'નાગપુર'માં સાધુ દેલ્હુનો પુત્ર સાધુ પૂનડ કે જેને શ્રીમોજદીન સુરત્રાણની પત્ની બીબીએ પોતાનો ભાઇ કરી માન્યો
૫ હતો તે અશ્વપતિ, ગજપતિ અને નરપતિને માન્ય બની વિજયવંતો વર્તતો હતો. તેણે સૌથી પ્રથમ 'બબ્બેરપુર'થી વિક્રમ સંવત્ ૧૨૭૩ વર્ષે 'શત્રુંજય'માં યાત્રા કરી અને સુરત્રાણની આજ્ઞાથી ૧૨૮૬ મે વર્ષે 'નાગપુર'થી બીજી (યાત્રા) કરવા તે નીકળ્યો. તે સંઘમાં ૧૮૦૦ ગાડાંઓ અને પુષ્કળ મહાધરો હતાં. કુમાર તે સાથે જેવો 'માંડલ્યપુર'
૧૦ આવ્યો તેવો તેજઃપાલ સંઘ સંમુખ આવી તેને 'ધોળકે' લઇ ગયો. શ્રીવસ્તુપાલ સંમુખ આવ્યો. સંઘની રજ પવનની અનુકૂળતાથી જે જે દિશામાં ઉડતી ત્યાં ત્યાં તે જતો. પાસે ઉભેલા માણસોએ કહ્યું કે હે મંત્રીશ્વર ! આ તરફ રજ છે. આ તરફ પધારો. ત્યારે મંત્રીએ કહ્યું કે આ રજને સ્પર્શ કરવાનું પુણ્યો વડે પ્રાપ્ત થાય છે. આ રજ વડે
૧૫ સ્પર્શાતાં પાપરૂપ રજ દૂરથી (જ) નાશ પામે છે; કેમકે તીર્થોમાં ભમતાં જેઓ શ્રીનાથના માર્ગની રજથી (પાપરૂપ) રજ વિનાના બને છે તેઓ સંસારમાં ભમતા નથી. (યાત્રા જવામાં) દ્રવ્ય ખરચવાથી આ લોકમાં તેઓ સ્થિર સંપત્તિવાળા બને છે અને જગત્‌ના નાથની પૂજા કરતાં તેઓ પૂજ્ય બને છે. ત્યાર બાદ સંઘપતિ પૂનડ અને મંત્રીનું પરસ્પર
૨૦ ગાઢ આલિંગન થયું તેમજ તે બે વચ્ચે પ્રિય વાર્તાલાપ થયો. સંઘ સરોવરને તીરે રહ્યો. પૂનડે કુલગુરુ 'મલધારી' શ્રીનરચન્દ્રસૂરિનાં ચરણને પ્રણામ કર્યો. રાત્રે શ્રીવસ્તુપાલે પુણ્યાત્મા પૂનડને કહેવડાવ્યું કે સવારે સકળ સંઘે તેમજ તમારે અમારી રસોઇના અતિથિ થવું- અમારે ત્યાં ભોજન કરવું, ધૂમાડો નહિ કરવો. પૂનડે તે પ્રમાણે કબૂલ
૨૫ કર્યું રાત્રે બે દ્વારવાળો મંડપ તેમજ (સવારે) રસોઇનો પ્રકાર (તૈયાર) થયા. બધું તૈયાર થયું. સવારે 'નાગપુર'વાળા આવ્યા. બધાંનાં પગ ધોવા અને તિલક કરવું એ કામ શ્રીવસ્તુપાલ પોતાને હાથે કરતો. એમ બે પ્રહર લાગ્યા. મંત્રી તો તેવો જ નિર્વિણ્ણ હતો. તે વખતે તેજઃપાલે વિનંતિ કરી કે હે દેવ ! અમે બીજા પાસે પણ સંઘના પગ ધોવા વગેરે
૩૦ કામ કરાવીશું; તમે ભોજન કરો. (પછી) તાપ થશે. મંત્રીએ કહ્યું કે એમ ન બોલો. પુણ્યોથી આ અવસર મળે છે. ગુરુએ પણ કહેવડાવ્યું કે જે કુળમાં જે મુખ્ય પુરુષ હોય તેનું જ યત્ન વડે રક્ષણ થવું જોઇએ.

તેનો નાશ થતાં કુળ નાશ પામે છે, (કેમકે) [1]નાભિનો ભંગ થયા પછી આરા બોલતા નથી, તેથી આપે ભોજન કરવું. તાપ ન થાઓ. મંત્રીએ ગુરુ પ્રતિ આ કાવ્ય મોકલ્યુંઃ આજ મારા પિતાની આશા સફળ થઇ અને માતાની આશીષને વિષે શિખાનો અંકુર પ્રકટ્યો કે યુગાદિ જિનના સમસ્ત યાત્રિક લોકનું હું ખેદ પામ્યા વિના પૂજન કરું છું. ભોજન કરાવતા મંત્રીએ 'નાગપુર'વાળાઓનો એક પંક્તિ(રૂપ વ્યવહાર) જોઇને માથું ધૂણાવ્યું. અહો આ લોક શુદ્ધ છે. એ પ્રમાણે જમાડાતાં અને વસ્ત્ર પહેરાવાતાં 'નાગપુર'નો સંઘ રાજી થયો. વસ્તુપાલ અને પૂનડ સંઘ સહિત શ્રી'શત્રુંજયે' ગયો. તેમણે શ્રીઋષભને વંદન કર્યું. એક દિવસ સ્નાત્ર થતાં દેવનો પૂજારી કળશ વડે નાકને હરકત ન થાય એવા આશયથી દેવનું નાક ફૂલ વડે ઢાંકતો હતો. તેવારે મંત્રીએ વિચાર કર્યો કે કદાચિત્ દૈવયોગે દેવાધિદેવને કળશાદિ વડે કે પરસૈન્યથી ન કહેવા લાયક અમંગળ થાય તો સંઘની શી ગતિ? એમ વિચારી તેણે પૂનડને કહ્યું કે હે ભાઇ! મને એવો સંકલ્પ થયો છે કે જો (આ બિમ્બને સ્થાને) બીજું 'મમ્માણી' પત્થરનું બિંબ કરાવાય તો વધારે સારું. તે તો સુરત્રાણુ મોજદીનના મિત્ર એવા તમે પ્રયત્ન કરો તો થાય; નહિ તો નહિ. પૂનડે કહ્યું કે ત્યાં જઇને વિચાર કરીશું. ઇત્યાદિ બોલતા તે બને 'રૈવત' વગેરે તીર્થોને પ્રણામ કરીને પાછા ફર્યા. પૂનડ 'નાગપુર' ગયો. મંત્રી 'ધોળકા'માં રાજ્ય કરવા લાગ્યો.

એ પ્રમાણે વૃત્તાન્ત બન્યા પછી એક દિવસ સુરત્રાણુ મોજદીનની ઘરડી માતા હજયાત્રા (કરવા)ની અભિલાષાવાળી હોઇ 'સ્તંભપુર'માં આવી. [2]નૌવિત્તને ઘેર તે અતિથિ થઇને રહી. તે આવી તે (વાત) મંત્રીએ ચરો દ્વારા જાણી. શ્રીમંત્રીએ ચરોને કહ્યું કે એ જળમાર્ગે આવે ત્યારે તમારે મને ખબર આપવી. તે આવી એટલે તેમણે તે (વાત તેને) જણાવી. મંત્રીએ પોતાના કોળીઓને મોકલી તેનું કોટીખ્ખક(?)ગત સર્વ દ્રવ્ય (લૂટી) લેવડાવ્યું, અને કોઇક સ્થળે તે રૂડી રીતે સાચવી રખાવ્યું. તેવારે નૌવિત્તોએ મંત્રી આગળ પોકાર કર્યો કે હે દેવ! અમારા યૂથની એક વૃદ્ધા હજયાત્રાએ જતી હતી. તેને તમારા પાદરમાં ચોરોએ લૂંટી લીધી. મંત્રીએ પૂછ્યું કે એ વૃદ્ધા કોણ છે? તેમણે કહ્યું કે હે દેવ! શું પૂછો છો? એ મોજદીન સુરત્રાણુની પૂજ્ય માતા છે. મંત્રીએ કપટથી કહ્યું

---

[1] નાઇડી ભાગી ગયા પછી આરા ઉપર ગાડું ચાલે નહિ. [2] વહાણવટી.

કે અરે વસ્તુની તપાસ કરો, તપાસ કરો. બે દિવસનો વિલંબ કરી તેણે બધું આણી આપ્યું. વૃદ્ધાને તો તે પોતાને ઘેર લઇ ગયો. તેણે તેની વિવિધ ભક્તિ કરી અને પૂછ્યું કે શું તમારે હજયાત્રાની ઇચ્છા છે? તેણે કહ્યું કે હા. તો કેટલાક દિવસ રાહ જુઓ. તેણે રાહ જોઇ.
૫ તેવામાં 'આરાસણ' પત્થરનું તેણે તોરણ ઘડાવ્યું અને મંગાવ્યું. તેણે તે મેળવી જોયું, અને પાછું જૂદું કર્યું. (વળી) તે ૧રૂ વડે બાંધ્યું. સૂત્રધારોને તેણે સાથે મોકલ્યા. મંત્રીએ કહ્યું કે વચમાં ત્રણ પ્રકારના માર્ગ છે: (૧) જલમાર્ગ, (૨) કીટ વડે જવાય તેવો અને (૩) ઘોડા વડે ઉલ્લંઘન થઇ શકે તેવો. જ્યાં જે રાજાઓ સાથે લડાઇ કર્યા વિના
૧૦ તેમનું ઉલ્લઘન કરાય ત્યાં તેવું સૂત્ર તેણે કરી આપ્યું. રાજાઓને ભેટણાં આપવા માટે તેણે દ્રવ્ય તૈયાર કરાવ્યું. એ પ્રમાણેની સામગ્રીપૂર્વક તેણે તેને ત્યાં મોકલી. તેણે મસીદને દરવાજે તોરણની રચના કરી. ત્યાંના રાજા પાસેથી ત્યાં દીપ, તૈલ, ઇત્યાદિ વડે પૂજનનો હંમેશ માટે પ્રબંધ કરાવ્યો. ત્યાં તેણે પુષ્કળ દ્રવ્ય આપ્યું. તેની કીર્તિ ઉદ્ભવી. વૃદ્ધા પાછી
૧૫ ફરી. તેણે 'ખંભાત' લાવવામાં આવી. તેનો (વસ્તુપાલે) પ્રવેશ-મહોત્સવ કરાવ્યો. તેણે પોતે તેનાં ચરણ ધોયાં. એ પ્રમાણે ભક્તિ પૂર્વક તેણે તેને પોતાને ઘેર દશ દિવસ રાખી. તેવામાં ૫૮૦ ધવલ કિશોર, દુકૂલ ગંધરાજ, કપૂર વગેરે તેણે લીધું. (પછી) તેણે વૃદ્ધાને પૂછ્યું કે હે માતા! ચાલશો? જો તમે આજ્ઞા આપતા હો અને માન
૨૦ અપાવવાના હો તો હું પણ (સાથે) આવું. તેણે કહ્યું કે ત્યાં હું જ સ્વામિની છું. સ્વેચ્છા પૂર્વક આવ. ત્યાં તારી પૂજા ઘણી થશે. શ્રીવીરધવલની અનુમતિથી મંત્રીન્દ્ર ચાલ્યો. રાજાની માતાના વચનથી તે 'દિલ્લી' ને તટે ગયો. બે કોશને અંતરે તે થોભ્યો. સુરત્રાણ માતાની સામે આવ્યો. તેણે માતાને વંદન કર્યું અને યાત્રા સુખે થઇ એમ
૨૫ પૂછ્યું. વૃદ્ધાએ કહ્યું કે જેને 'દિલ્લી'માં તારા જેવો પુત્ર છે અને 'ગૂર્જર' ભૂમિમાં તો વસ્તુપાલ (પુત્રરૂપ) છે એવા મને કલ્યાણ કેમ ન હોય? રાજાએ પૂછ્યું કે એ કોણ છે? વૃદ્ધાએ વિનય અને કીર્તિથી ભરપૂર એવો તેનો વૃત્તાન્ત કહ્યો. રાજાએ કહ્યું કે તેને તું અહીં કેમ નહિ લાવી.[1] વૃદ્ધાએ કહ્યું કે હું લાવી છું, તું તેને જો. (એમ કહી) ઘોડે-
૩૦ સ્વારોને મોકલી વસ્તુપાલને બોલાવી તેણે તેને બતાવ્યો. મંત્રીએ ભેટણું આપ્યું. રાણાએ તેને કહ્યુ કે માતાએ મારાથી તમને અધિક પુત્રરૂપે ગણ્યા છે, તેથી તમે મારા બાંધવ છો. અમારી માતા તમારી તારીફ

૧ લાવ્યાથી.

કરે છે. એ પ્રમાણે સુખવાર્તા કરી મોટા ઉત્સવપૂર્વક વસ્તુપાલને પોતાની માતાનો અગ્રેસર બનાવી તેને તે 'દિલ્લી' શહેરમાં લઇ ગયો. અને તેણે સાધુ પૂનડને ઘેર ઉતારો આપ્યો. સુરત્રાણે સ્વમુખે નિમંત્રણ મોકલી સાધુ પૂનડને ઘેર ભોજન કરાવ્યા બાદ મંત્રીશ્વરને તેણે પોતાને મહેલે બોલાવ્યો. વિનયપૂર્વક તેનો સત્કાર કરી તેણે તેને વસ્ત્ર પહેરાવ્યાં. ૫ કૃપા તરીકે એક કરોડ સુવર્ણ આપીને તે બોલ્યો કે કંઇક માગ. વસ્તુપાલે કહ્યું કે હે દેવ! 'ગૂર્જર' ભૂમિ સાથે આપ જીવો ત્યાં સુધી આપની સંધિ હો (એ એક અને બીજું) 'મમ્માણી' ખાણમાંથી પાંચ પથરો અપાવો. રાજાએ તે માન્યું, અને ધીરજ આપી. રાજાના હુકમથી પૂનડે તે પાંચ ફલહી 'શત્રુંજય' વગેરે (સ્થળો)માં મોકલી ૧૦ આપી. તે પૈકી એક ઋષભની ફલહી, બીજી પુંડરીકની ફલહી, ત્રીજી કપર્દીની, ચોથી ચક્રેશ્વરીની અને પાંચમી 'તેજલપુર'માં શ્રીપાર્શ્વની ફલહી. પછી મંત્રીશ્વર પોતાને નગરે પાછો વળ્યો. લાંબા સમયથી દર્શનની ઉત્કંઠાથી વિહ્વલ બનેલા તેણે પોતાના સ્વામીને નમન કર્યું. 'દિલ્લી' ગયાનો વૃત્તાન્ત પહેલાં પણ કાનો કાન તેણે સાંભળ્યો હતો. ૧૫ (છતાં) ફરીથી તેણે મંત્રીને સવિશેષ પૂછ્યું. તેણે પણ અભિમાન કર્યા વિના બધું કહ્યું. વીરધવલ પ્રસન્ન થયો. કૃપા તરીકે તેણે તેને દસ લાખ સુવર્ણ આપ્યું. તે તો તેણે ઘેર પહોંચ્યા પૂર્વે જ એકત્રિત થયેલા પુષ્કળ યાચકોને આપી દીધું. મંત્રીને ઘેર સઘળા લોક મળ્યા. તેનો સત્કાર કરી તેણે તેમને વિદાય કર્યા. કવિઓએ કહ્યું કે શ્રીમંતને વિષે ૨૦ એક [1]દ્વિજરાજને દેખીને પદ્મો સંકોચ પામે છે. (પરંતુ) લાખ દ્વિજરાજો આવતા છતાં તારા હાથરૂપ પદ્મ સદા વિકાસ પામે છે એ આશ્ચર્ય છે. શત્રુઓનું ઉચ્ચાટન (કરવા)માં, લક્ષ્મીઓનું આકર્ષણ (કરવા)માં અને સ્વામીના હૃદયને વશ કરવામાં હે મંત્રીશ્વર વસ્તુપાલ! તારો અદ્વિતીય અને સિદ્ધ મંત્ર સ્ફૂર્તિ પામે છે. આ પ્રમાણે તારીફ ૨૫ કરાતા અને ઉત્તમતાને લીધે શરમાતા વસ્તુપાલે નીચું જોયું. તે ઉપરથી 'મહાનગર'ના નિવાસી નાનક કવિએ કહ્યું કે હે વસ્તુપાલ ! તમે એકલા (જ) જગત્ ઉપર ઉપકાર કરો છો એવું સજ્જનોનું બોલવું સાંભળીને લજ્જા વડે નમાવેલા મસ્તકવાળા તમે આ પૃથ્વીતલ જુઓ છો તે(નું તાત્પર્ય) હું જાણું છું (કે) હે સરસ્વતી દેવીના મુખકમલને ૩૦

૧ ચન્દ્ર અને બ્રાહ્મણ એ બે અર્થોથી વિરોધ અને એનો પરિહાર ઘટાવી લેવા.

વિષે તિલક (સમાન) ! 'પાતાલ'માંથી બલિનો ઉદ્ધાર કરવા માટે
આપ નક્કી વારંવાર માર્ગ શોધો છો. તે જ વેળા 'કૃષ્ણ' નગરના
કવિ કમલાદિત્યે અન્ય પ્રકારે કહ્યું કે જે ચપળ લક્ષ્મીને તમે ત્યાગરૂપ
ફળવાળી બનાવી, તેણે અર્થીનો આશ્રય લઇ કીર્તિ (નામની) પુત્રીને
૫ જન્મ આપ્યો. તે (કીર્તિ) પણ ત્રૈલોક્ય આગળ ઇચ્છા પ્રમાણે ખેલે છે.
તેની વાતથી આ લજ્જા પામે છે, વાસ્તે આ મોટા છે. તેણે તે
કવિઓને પુષ્કળ દાન આપ્યું.

કોઇક વેળા મંત્રીએ સાંભળ્યું કે 'રૈવતક' પાસે જતા લોકોની
પાસેથી ભરડાઓ પૂર્વે રાજાએ આપેલ કર ઉઘરાવે છે. પોટલાઓમાં
૧૦ એક મણ દાણો અને કૂપકમાંથી એક કર્ષ (તેઓ લે છે). આ પ્રમાણે
તેઓ લોકને ઉપદ્રવ કરે છે. તે ઉપરથી આયતિને જોનારા મંત્રીએ તે
ભરડાઓને 'કુહાડી' નામનું ગામ આપીને તે કર ઉઘરાવતા અટકાવ્યા.
ઋષભ અને નેમિના નિર્ધન જાત્રાળુઓને પોતે ઘેર પહોંચે ત્યાં સુધી
યોગ્ય ભાથું ચાલે એટલા દ્રમ્મ (ઉપજાવવા) બદલ તેણે 'અંકેવાલિયા'
૧૫ નામનું ગામ આપ્યું. 'શત્રુંજય' અને 'રૈવતક'ની તળેટીમાં (આવેલાં)
નગરોમાં સુખાસનો કરીને આંધળા, તાવવાળા વગેરે જાત્રાળુઓના
તીર્થ-આરોહણ માટે તે (મોકળાં) મૂક્યાં. તેને ઊંચકનારા મનુષ્યોના આસને
સ્થાને શાલિનાં ક્ષેત્રો તેણે સ્થાપ્યાં. તેણે સર્વ તીર્થોને વિષે દેવોને માટે
રત્નથી જડેલાં સોનાનાં અલંકારો કરાવ્યાં. વિદેશથી આવેલા (આવતા)
૨૦ આચાર્યોની સેવા માટે તેણે સર્વ દેશના ગામના મુખીઓને નીમ્યા. પોતે
સમ્યગ્દૃષ્ટિ હોવાથી ભક્તિથી નહિ, પરંતુ પોતાના નાથના રંજન માટે
તેણે લૌકિક તીર્થ પણ કરાવ્યા.

એક વાર મંત્રી 'ધોળકે'થી 'સ્તંભ'પુર ગયો. ત્યાં સમુદ્રને કિનારે
વહાણમાંથી ઘોડા ઉતરતા હતા. તેવારે કવિરાજ સોમેશ્વર પાસે હતો,
૨૫ મંત્રીએ (તેને) સમસ્યા પૂછી કે વર્ષા-સમયે સમુદ્ર ગર્જનાથી રહિત છે.
સોમેશ્વરે (તે સમસ્યા) પૂરી કે જાણે અંદર સૂતેલા જગન્નાથની નિદ્રાના
ભંગના ભયથી. આ પ્રસંગે તેણે ઉચિત દાન તરીકે સોળ ઘોડાઓ
આપ્યા. વળી કોઇ વાર મંત્રીએ કહ્યું કે કાગડો કે ઊંટ ? સોમેશ્વરે પદ
પૂર્ણ કર્યું કે જેણે મારા પતિને આલ્યો અને જણ્યો (જેણે. ધુમાડો),
૩૦ અને જે એને લાવ્યો એ(વો ઊંટ એ) બેમાં સખિ ! કોણ પહેલો પૂજ્ય
છે ? કાગડો કે ઊંટ ? અહીં પણ ૧૬૦૦૦ દ્રમ્મો બક્ષીસ (અપાયા). એ
પ્રમાણે તેની લીલા હતી.

એક વાર વૃદ્ધો પાસે તેણે એમ સાંભળ્યું કે 'પ્રાગ્વાટ' વંશમાં શ્રીવિમલ દંડનાયક હતો, જે નેઢ અને વાહિલનો ભાઇ થતો હતો. તેણે ઘણા વખત સુધી 'આબુ'નું અધિપતિપણું ભોગવ્યું, કેમકે 'ગૂર્જર'નાથ તેના ઉપર પ્રસન્ન હતો. તે નિર્મળ બુદ્ધિવાળા વિમલને બે ઇચ્છા થઇ: (૧) પુત્રની ઇચ્છા અને (૨) પ્રાસાદની ઇચ્છા. તેની સિદ્ધિ માટે તેણે પોતાની ગોત્ર-દેવી અંબિકાની ત્રણ ઉપવાસ વડે આરાધના કરી. તેણે પ્રત્યક્ષ થઇને કહ્યું કે હે વત્સ! તું તારી ઇચ્છા કહે. વિમલે કહ્યું કે મને પુત્રની ઇચ્છા છે તેમજ 'આબુ'ના શિખર ઉપર પ્રાસાદ બનાવવાની (પણ) ઇચ્છા છે. અંબાએ કહ્યું કે બંને પ્રાપ્ત નહિ થાય. તું એક કહે. તે ઉપરથી સંસારની કેવળ વૃદ્ધિરૂપ ફળવાળી અને અસાર એવી પુત્રની ઇચ્છા છોડી દઇને પ્રાસાદની જ ઇચ્છા સફળ કરવા વિમલે અભિલાષા રાખી. અંબાએ કહ્યું કે આ તારી (ઇચ્છા) સિદ્ધ થશે; પરંતુ એક ક્ષણ રાહ જો કે જે દરમ્યાન હું 'આબુ'ની અધિષ્ઠાત્રી (અને મારી) સખી શ્રીમાતાનો મત લઇ આવું છું. એમ કહી દેવી ગઇ. તેટલી વાર વિમલ ધ્યાનમાં રહ્યો. શ્રીમાતાનો અભિપ્રાય લઇને દેવી આવી અને બોલી કે શ્રીમાતાના ભવનની પાસે પુષ્પની માળાથી મનોહર એવું ગોમય ગાયનું મુખ જ્યાં દેખાય ત્યાં પ્રાસાદ યોગ્ય ભૂમિ તું જાણજે. તે તેવી જ જોઇને તેણે ચાંપાના ઝાડની પાસે તીર્થ સ્થાપ્યું. તેમાં વિક્રમાદિત્યથી એક હજાર ઉપર ૮૮ વર્ષ વીતે ચાર સૂરિઓએ મોટી પિત્તળની પ્રતિમા (તરીકે) આદિનાથની પ્રતિષ્ઠા કરી. પ્રાસાદનું નામ 'વિમલવસતિ' પાડવામાં આવ્યું. તે જોતાં જન્મનું ફળ મળે છે. આ કથાના શ્રવણથી મંત્રીએ વિચાર કર્યો કે અમે ચાર ભાઇઓ હતા. તેમાં (અત્યારે) બે છીએ. માલદેવ અને લુણિગ (એ) બે (ભાઇઓ) તો નાની વયમાં સ્વર્ગે ગયા. માલદેવના નામથી પૂર્વે પણ કીર્તનો મેં કરાવ્યાં છે. લૂણિગના કલ્યાણનિમિત્તે 'આબુ' ઉપર 'લૂણિગવસતિ' કરાવવી. એ (વાત)નો તેણે તેજ:પાલ આગળ પ્રકાશ કર્યો. તે વિનીતે તે અત્યંત માન્ય કરી. ત્યાર બાદ તેજ:પાલ 'ધોળકા'થી 'આબુ' ગિરિના શૃંગારરૂપ 'ચંદ્રાવતી' નગરીએ જઇને રાણા ધારાવર્ષને ઘેર ગયો. તેણે તેની ખૂબ પૂજા કરી અને કહ્યું કે શું કામ છે તે ફરમાવો. મંત્રીએ કહ્યું કે જો તમે મદદગાર બનો તો અમે 'આબુ'ના શિખરના અગ્ર ભાગમાં પ્રાસાદ બનાવીએ. ધારાવર્ષે કહ્યું કે હું તમારો સેવક (જ) છું; મને બધાં કાર્યોમાં આગળ કરજો ત્યાર બાદ રાષ્ટ્રિક મૌર્ગલિકાદિને

મહાદાનો વડે એવા વશ કરાયા કે ચૈત્ય તૈયાર થતાં તે (લોકોના ઉપર) કરોનો ભાર ન નાંખે; કેમકે દાનથી ભૂતો ( પણ ) વશ થાય છે એવું વચન છે. ત્યાર બાદ 'ચંદ્રાવતી'ના મહાજનને વિષે ચાંપલ નામના મુખ્ય શ્રાવકને ઘેર જઈ તેણે કહ્યું કે જો તમે પૂજાનું સાન્નિધ્ય કરો
૫ તો અમે 'આબુ' ઉપર ચૈત્ય કરાવીએ. ચાંપલે પણ પોતાના તેમજ અન્યનાં કુટુંબોની પણ દેવપૂજા માટે નિત્ય ધનચિન્તા કરી. ત્યાર પછી મંત્રીએ 'આરાસણ' જઈને ચૈત્ય બનાવવા માટે યોગ્ય દલવાટક કઢાવ્યા. તેણે તે ઘોમરીને લાયક બળદો (?) દ્વારા 'આબુ'ની તળેટીએ અણાવ્યા. અડધે અડધે કોશે તેણે દુકાનો મંડાવી. પશુઓને
૧૦ અને માણસોને ભૂખ વગેરેનું કષ્ટ ન હો એવા વિચારથી ત્યાં બધું મળે ( એવો તેણે પ્રબંધ કરાવ્યો ). 'ઉંબરિણી'ના માર્ગે પ્રાસાદ બનાવવા લાયક દ્વિગુણ દળ ગિરિ ઉપર તેણે દાખલ કરાવ્યું. પછી તેણે તે માર્ગને વિષમ બનાવ્યો જેથી પરસૈન્ય પ્રવેશી ન શકે. એ પ્રમાણે પૂર્વ કર્મ સિદ્ધ થતાં તેણે સૂત્રધાર શોભનદેવને બોલાવી તેને કર્મસ્થાય તરીકે નીમ્યો.
૧૫ તેણે ઊદલ નામના શાલને ઉપરી બનાવ્યો અને તેને ઇચ્છા મુજબ દ્રવ્ય ખરચવા હુકમ કર્યો. એ પ્રમાણે પ્રબંધ કરીને તેજઃપાલ 'ધોળકે' ગયો. ( અહીં ) પ્રાસાદ તૈયાર થવા માંડ્યો. શ્રીનેમિનું બિમ્બ કસોટીના પત્થરનું તૈયાર કરાતું હતું. ૭૦૦ સૂત્રધારો ઘાટ ઘડતા હતા. તે [1]દુઃશીલો તો આગળ આગળથી પૈસા લેતા અને કાર્ય-સમયે ફરી ફરીને માગતા.
૨૦ તથી ઊદલે મંત્રી તેજઃપાલને લખ્યું કે હે દેવ ! દ્રમ્મો નાશ પામે છે. સૂત્રધારો કર્મસ્થાય પાસેથી પહેલેથી ( દ્રવ્ય ) લે છે. ત્યારે તેજઃપાલે કહ્યું કે દ્રમ્મો નાશ પામે છે એમ કેમ કહો છો ? નાશ પામી શું કોહી ગયા ? ( ના, તેમ તો નહિ જ હોય ) કિન્તુ ( એ દ્વારા ) મનુષ્યો ઉપર ઉપકાર થયો. જો ( એ દ્વારા ) ઉપકાર કરાયો તો વિનાશ થયો એમ
૨૫ કેમ કહેવાય ? મારી માતા વંધ્યા છે એ વાક્યની પેઠે પરસ્પર વિરુદ્ધ તું બોલે છે; વાસ્તે તાત્પર્ય એ છે કે સૂત્રધારોની ઇચ્છાનો નાશ ન કરવો, પરંતુ ( દ્રવ્ય ) આપવું જ. તે ઉપરથી ઊદલ આપતો. ગર્ભગૃહમાં શ્રીનેમિનાથના બિમ્બની સ્થાપના કરવામાં આવી ત્યાં સુધી ( કામ ) થયું. એટલું ( તૈયાર ) કરાતાં વસ્તુપાલને તેની ખબર અપાઇ બંને
૩૦ મંત્રીઓ પ્રસન્ન થયા. શ્રીવસ્તુપાલની આજ્ઞાથી તેજઃપાલ અનુપમાની સાથે મોટા પરિવારપૂર્વક 'આબુ' ગિરિ પહોંચ્યો. પ્રાસાદ લગભગ

---

૧ નઠારા આચરણવાળા.

તૈયાર થયેલો તેણે જોયો અને તે સંતોષ પામ્યો સ્નાન કરી, સુંદર વસ્ત્ર પહેરી, પત્ની સહિત મંત્રી નેમિની પૂજા કરતો હતો કાયોત્સર્ગમાં ધ્યાન ધરીને તે ઘણો વખત ઊભો રહ્યો અડધી ક્ષણમાં પતિને તે સ્થિતિમાં મૂકીને અનુપમા પ્રાસાદની રચના ( જોવા )ના કુતૂહળથી બહાર આવી ત્યાં સૂત્રધાર શોભનદેવ મંડપના ચાર થાંભના ઊભા કરવાની તૈયારી કરતો હતો તેવારે મંત્રિણીએ કહ્યું કે હે સૂત્રધાર ! હું ઘણી વાર થયાં જોઈ રહી છું, ( પરંતુ ) હજી થાંભલા ઊભા થયા નથી શોભનદેવે કહ્યું કે હે સ્વામિની ! આ પર્વતનો પ્રદેશ છે અને ઠંડી બહુ છે, એથી સવારે ઘડવું અઘરૂં છે. મધ્યાહ્ને તો ઘેર જવાય છે, સ્નાન કરાય છે, રસોઈ કરાય છે અને ભોજન કરાય છે એ પ્રમાણે વિલંબ થાય છે વિલમ્બથી શો ભય છે ? અહીં શ્રીપ્રધાનપાદ ચિરકાળ રાજ્ય ભોગવી (જ) રહેલ છે તે ઉપરથી અનુપમાએ કહ્યું કે હે સૂત્રધાર ! આ તો કેવળ ચાટુ છે—મારી સારી વાત છે કઈ ક્ષણ કેવી હશે તે કોણ જાણે છે ? સૂત્રધાર મૂંગો રહ્યો પત્નીનું કહેવું સાંભળીને મંત્રીશ્વરે બહાર નીકળી સૂત્રધારને કહ્યું કે અનુપમા શું કહેતી હતી ? સૂત્રધારે કહ્યું કે જે દેવે અવધાર્યું તે (જ) મંત્રીએ પત્નીને કહ્યું કે તેં શું કહ્યું ? અનુપમાએ કહ્યું કે હે દેવ ! હું એમ કહેતી હતી કે કાળનો શો વિશ્વાસ છે ? કોઈક કાલવેના કેવી હોય ? સદા પુરુષોનું તેજ તેવું ને તેવું રહેતું નથી જેમકે લક્ષ્મીનો કે પોતાનો નાશ અવશ્ય થાય છે તો પછી તેવા લક્ષ્મીના સંબંધને વિષે ડાહ્યા માણસો સ્થિરતાની બુદ્ધિ કેમ રાખે છે ? વૃદ્ધોને આરાધતા, પૂર્વજોને તૃપ્ત કરતા અને લક્ષ્મી વિનાના જનોનાને જોતા છતા પણ પ્રાણીઓ મોહ પામે છે રાજાના ભવારૂપ પલ્લવના અંતમાં આલમન વિના લટકતી ( ? ) એવી પોતાની લક્ષ્મીને પણ સેવકો સ્થિર માને છે અફસોસ ! આ તરફ વિપત્તિ, આ તરફ મરણ આ તરફ રોગ અને આ તરફ ઘડપણ એમ ચારે વડે સદા પ્રાણીઓ પીડાય છે આ તત્ત્વમય વચન સાંભળીને મંત્રીશ્વરે કહ્યું કે હે કમળના જેવા દીર્ઘ નેત્રવાળી (સુંદરી) ! તારા સિવાય બીજું કોણ આ પ્રમાણે બોલવાનું જાણે છે ? 'તામ્રપર્ણી 'ના તટમાં ઉત્પન્ન થયેલાં મોતીઓ સાથે તેમજ શેરડીરૂપ કુક્ષિમાંથી ઉત્પન્ન થયેલા અતિશય મીઠા (રસ) સાથે સ્પર્ધાનો સમૂહ ધારણ કરતા એવા તારા વર્ણો પ્રગલ્ભ અને સ્વાદિષ્ટ છે ઘરની ચિન્તાના ભારનું હરણ બુદ્ધિ આપવાપણું, સર્વ પાત્રોનો સત્કાર કરવાપણું ( ઇત્યાદિ) શું શું ફળ ગૃહકલ્પલતા જેવી

પુણ્યશાળીઓની પત્ની આપતી નથી ! હે રાજ્યની સ્વામિની ! પ્રાસાદ જલદી કેવી રીતે તૈયાર થાય તેનો ઉપાય તું કહે. દેવીએ કહ્યું કે હે નાથ ! રાતના સૂત્રધારો જુદા અને દિવસના જુદા રાખવા જોઇએ. એક કડાઇ ચડાવો. અમૃતતુ ભોજન કરાવો. સૂત્રધારોને આરામનો લાભ (મળવા)થી રોગ નહિ થાય. એ પ્રમાણે ચૈત્ય જલદી તૈયાર થશે. આયુષ્ય (તો નિત્ય ઘટતું) જ જાય છે. લક્ષ્મી (પણ) અસ્થિર જ છે; કેમકે (કહ્યું પણ છે કે) મૃત્યુએ કેશ વડે જાણે પકડયો હોય તેમ બુદ્ધિશાળીએ ધર્મ આચરવો અને કદાપિ ઘડપણ કે મરણ આવનાર જ નથી એમ સમજી વિદ્યા અને અર્થનું ચિન્તન કરવું. સરસ્વતીની વીણાના અવાજના જેવી કોમળ વાણીથી આ પ્રમાણે કહીને તે સુલક્ષણા (સુંદરી) નિવૃત્ત થઇ-શાંત ઊભી રહી. મંત્રીએ સર્વ દેશના કર્મસ્થાયોને વિષે એ જ રીતિ શરૂ કરી. બધું થોડા જ દિવસમાં તૈયાર થઇ ગયું. મંત્રી 'ધોળકે' ગયો. કેટલેક દિવસે [1]વધામણી ખાનાર મનુષ્ય આવ્યો (અને બોલ્યો કે) હે દેવ ! 'આબુ' ગિરિ ઉપર નેમિનું ચૈત્ય તૈયાર થઇ ગયું છે. બંને ભાઇઓ ખુશ થયા. ફરીથી ત્યાં તેઓ સંઘ સહિત પ્રાસાદની પ્રતિષ્ઠા માટે ગયા. ત્યાં 'જાવાલિપુર'થી શ્રીયશોવીર નામે ભંડારી કે જે સરસ્વતીકંઠાભરણરૂપે પ્રખ્યાત હતો તેને બોલાવ્યો એટલે તે આવ્યો. સાક્ષાત્ ન્યાય, વિક્રમ અને વિનય જાણે એકત્ર મળ્યા હોય તેમ વસ્તુપાલ, તેજઃપાલ અને યશોવીર ભેગા મળ્યા. ૮૪ રાણા, ૧૨ મંડલીક, ૪ મહીધર અને ૮૪ મહાજનો એમ સભા થઇ. ત્યારે વસ્તુપાલે યશોવીરને કહ્યું કે હે ભંડારી ! વત્સરાજના યૌગંધરાયણની જેમ તમે રાજા ઉદયસિંહના મંત્રી છો. સ્વસ્થાનમાં રહી અમે તમારી સ્તુતિઓ સાંભળી છે. જેમકે પ્રખ્યમાં શૂન્ય એવાં બિન્દુઓ નકામા છે, પરંતુ તમે એક આગળ થતાં તે સંખ્યાવાળાં બને છે. હે યશોવીર ! વિધાતા તમારી કીર્તિને ચંદ્ર ઉપર લખવા જાય છે તો પહેલા બે અક્ષરો પણ ત્રિભુવનમાં સમાતા નથી. એ જ કારણથી અમારૂં અંતઃકરણ સર્વદા આપના દર્શન માટે ઉત્કંઠિત રહેતું હતું. હાલ આપની સંગતિ રૂડી રીતે પ્રાપ્ત થઇ. તે પણ વિશેષે કરીને નેમિની દૃષ્ટિ આગળ. ત્યાર બાદ યશોવીરે કહ્યું કે શ્રીથી યુક્ત કર્યું-પરંપરાથી આવેલ આપના કલ્યાણની કીર્તિ સાંભળીને પ્રીતિ પામેલ એવું અમારૂં મન આપના દર્શન માટે આતુર હતું. સાંભળીને સદા ખાતરી

[1] વધામણીઓ.

કરનારી અને સરલતાને લીધે પોતે જોયેલ (વસ્તુ) ઉપર (જ) વિશ્વાસ રાખનારી એવી આ દૃષ્ટિ દાક્ષિણ્યના અદ્વિતીય નિધાનરૂપ આપને જોવા ઉત્કંઠા ધરાવતી હતી. ઇત્યાદિ વાર્તાઓ ચાલી. પ્રાસાદ અને બિંબની પ્રતિષ્ઠાના ઉત્સવ થયા.

એક દિવસ શ્રીવસ્તુપાલે ચૈત્યનાં દૂષણો અને ભૂષણો વિષે યશોવીરને પૂછતાં તેણે કહ્યું કે હે દેવ ! શોભનદેવ સૂત્રધાર સારો છે. તેથી એ યોગ્ય જ છે કે એણે અંબાને કીર્તિસ્તંભ ઉપર બેસાડી છે અને એક આંગળી ઊંચી કરીને તેને રાખેલી છે. તે કર્મકર તો દ્રવ્યનો લોભી છે. અહીં તમારી માતાની મૂર્તિ જુઓ જેથી દાતા દુર્લભ છે ( એ વાત સિદ્ધ થાય ). સોમાં એક શૂરવીર જન્મે છે, હજારમાં એક પંડિત જન્મે છે અને લાખોમાં એક વક્તા જન્મે છે; પરંતુ દાતા તો હોય પણ ખરો અને ન પણ હોય. ઇત્યાદિ શું કહેવું ? પ્રાસાદ ઉત્તમ છે, પરંતુ દોષો પણ છે. (૧) પ્રાસાદની અપેક્ષાએ સોપાન (બહુ) ટુંકાં છે. (૨) થાંભલા ઉપર જે બિંબો છે તે આશાતનાના ભાજન થશે. (૩) દ્વારના પ્રવેશે વાઘનાં રૂપો પૂજાની અલ્પતા માટે થશે. (૪) જિનની પાછળ પૂર્વજોનું આરોપણ (કરાયેલું) હોવાથી પાછળ થનારાની ઋદ્ધિનો નાશ થશે. (૫) આકાશમાં જૈન મુનિની મૂર્તિનું આરોપણ (કરાયેલું) હોવાથી તમારા પછી દર્શનની પૂજા અલ્પ થશે. (૬) ગૂઢલી કૃષ્ણ હોઇ મંગલકારી નહિ નીવડે. (૭) ભારપદ બાર હાથ લાંબા હોઇ કાલાંતરે એવો કોઇ નહિ થાય કે જે વિનાશ થતાં આવો મૂકી શકશે. આ પ્રમાણે સાંભળીને સાચું માની કોઇએ ક્રોધ કર્યો નહિ. ભવિતવ્યતાનો પ્રતીકાર નથી એવો (ઉલટો) નિશ્ચય કરાયો. વિક્રમાદિત્યની પેઠે વિવિધ દાનો વડે પોતાના મહિમાનો પ્રકાશ કરી, લોકને પોતપોતાને સ્થાને વિસર્જન કરી પરિજન સહિત તે (મંત્રી) 'ધોળકે' જઇ પ્રભુને નમીને સુખે રહેવા લાગ્યો.

આ તરફ શ્રીવીરધવલને બે પુત્રો હતા. એક વીરમ અને બીજો વીસલ. તેમાં જુવાન હોઇ વીરમ કે જે વર્ષાકાળમાં અકસ્માત્ ઉપર પડતી વીજળીને ઉદ્દેશીને પણ તરવાર ખેંચતો તે શૂરવીરોમાં મુખ્ય ગણાતો. તે એક દિવસ એકાદશીના પર્વને વિષે 'પીળકા'માં એક વૃક્ષ આગળ ગયો. તે પર્વમાં એવી રીતિ હતી કે ઝાડની નીચે સર્વે વૈષ્ણવો ૧૦૮ બોર કે આમળાં કે દ્રમ્મ મૂકે. વીરમે ૧૦૮ દ્રમ્મ

મૂકયા. તે જ સભામાં (હાજર) રહેલા એક વાણીઆએ ૧૦૮ આણુ મૂકયાં. (તે જોઈને) વીરમે તેના ઉપર તરવાર ખેંચી. રે, અમારાથી તું અધિક કરે છે એમ બોલતો તે તે વાણીઆને મારી નાંખવા માટે દોડયો. વાણીઓ નાસીને વીરધવલ બેઠો હતો તે સભામાં દાખલ થયો.
૫ (ત્યાં) કોલાહલ થઇ રહ્યો. વીરધવલે પરપરા જાણી. તેણે વાણીઆના દેખતાં વીરમને બોલાવી ધમકાવ્યો (?) કે એ તારાથી અધિક કરે તેની તારે શી પંચાત? શું અમારો ન્યાય તું જાણતો નથી? દૂર થા. ફરીથી મારી દૃષ્ટિ સમક્ષ આવીશ નહિ—મને ફરી મોં ન બતાવીશ. વાણીઆ (તો) મારા જંગમ કોશ છે; (એથી) મારા જીવતાં એમનો
૧૦ કોણ પરાભવ કરનાર છે? એમ કહીને તેણે તેને 'વીરમગામ' નામના પાસેના ગામમાં રખાવ્યો. તે તો કોણિક કુમારની તેમજ કંસની પેઠે પિતાને વિષે દ્વેષ ધારણ કરતો જીવતાં (છતાં) પોતે મુએલો હોય તેમ રહ્યો. વીસલ તો રાણા શ્રીવીરધવલ તેમજ શ્રીવસ્તુપાલનો માનીતો હતો. એવામાં શ્રીવીરધવલને જેની ચિકિત્સા ન થઇ શકે એવો રોગ થયો.
૧૫ ત્યારે પોતાના સહાયકો વડે બળવાન્ થઇ વીરમ રાજ્ય (લઇ લેવા) માટે રાણાને મળવાને બહાને 'ધોળકે' આવ્યો. તે જ સમયે શ્રીવસ્તુપાલે તેને દુષ્ટ આશયવાળો જાણીને પ્રત્યુત્પન્ન મતિથી ઘોડા, હાથી, સોના વગેરેને વિષે પરમ આપ્ત મનુષ્યો વડે ઉત્તમ યત્ન કર્યો. વીરમનું કંઇ ચાલી શકયું નહિ. તે 'ધોળકા'માં જ પોતાના મહેલમાં રહ્યો. ત્રણ
૨૦ દિવસ પછી વીરધવલ સ્વર્ગે ગયો. લોક શોકસાગરમાં પડયા. ઘણાએ ચિતારોહણ કર્યું. પરિજન સહિત કાષ્ઠભક્ષણ કરતા મન્ત્રીને બીજા મન્ત્રીઓએ રોકયો અને કહ્યું કે હે દેવ! તમે છો તો રાણપાદ પોતે જીવતા હોય એમ જણાય છે. તમે પરલોક પામતા ચાડીઆઓના મનોરથો પૂર્ણ થશે અને 'ગૂર્જર' ભૂમિ ગઇ એમ જાણજો. તે ઉપરથી
૨૫ મંત્રી મરી ન ગયો. ઉત્થાપનને દિવસે મંત્રી શ્રીવસ્તુપાલે સભા સમક્ષ કહ્યું કે બીજી ઋતુઓ ક્રમપૂર્વક આવે છે અને જાય છે, પરંતુ આ બે ઋતુઓ (એવી જોડાઇ ગઇ છે કે તે કદાપિ ક્રમપૂર્વક) ન આવતાં નાશ ન પામે એવી થઇ છે. વીર વીરધવલ વિના મનુષ્યોનાં નેત્રોમાં વર્ષા અને હૃદયમાં ગ્રીષ્મ (પ્રકટેલ છે). અત્યંત નિઃશ્વાસ નાખી બધાં પોતાને
૩૦ સ્થાને ગયા. વીરધવલના મરણ પછી તેનું રાજ્ય લઇ લેવાની ઇચ્છાવાળો વીરમ તૈયાર થઇ જેવો ઘર બહાર નીકળવા જતો હતો તેવામાં શ્રીવસ્તુપાલે વીસલ કુમારને રાજ્યે બેસાડયો. વીસલદેવ એવું નામ

પ્રસિદ્ધ કરાયું. આપ્ત મનુષ્યો દ્વારા રાજ્યનાં સર્વ અંગોની રક્ષા કરાવી. પોતે વીસલને લઈ ઉત્તમ ઘોડાના [1]ખુરપુટ વડે ક્ષુણ્ણ બનેલ ભૂમિપીઠ ઉપરથી ઉછળતી રજના સમૂહ વડે આકાશને વ્યાપ્ત કરતો અને રાજન્યના ક્રૂર તરવાર, શલ્લ અને ભાલાનાં કિરણોથી સૂર્યનાં કિરણોને બમણાં પ્રકાશિત કરતો તે વીરમની સામે ગયો. ભીષણ યુદ્ધ થયું. ૫
પોતાના બળને માટે અવકાશ નથી એમ માની વીરમ નાસીને પોતાના સસરા રાજા ઉદયસિંહ વડે અધિષ્ઠિત 'જાવલિપુર' ભણી ગયો. ચતુરાઇથી તેનો આશય જાણીને મંત્રીએ સોળ યોજન જાય તેવા પુરુષોને ઉદયસિંહ પાસે મોકલ્યા અને કહેવડાવ્યું કે રાજા સાથે દુશ્મનાવટ રાખનારા આને જો તમે જમાઇના સંબંધથી તમારે ત્યાં આશ્રય આપશો ૧૦
તો તમારૂં રાજ્ય નહિ રહે તેમજ તમે જીવતા પણ નહિ રહેશો; (વાસ્તે) એને મારી જ નંખાવશો. ત્યાર બાદ વીરમ 'જાવાલિપુર'ના ઉદ્યાનમાં પહોંચ્યો ત્યારે થાક લેતા, અંગરક્ષિકાને ઉતારતા અને આળસ મરડતા (?) એવા તેના શરીરને ઉદયસિંહે નીમેલા બાણાવલિઓએ સેંકડો બાણો વડે ચાલણી જેવું કરી નાંખ્યું. (અને એથી) એ ૧૫
ત્યાં મરણ પામ્યો. ઉદયસિંહે તેનું મસ્તક વીસલદેવને મોકલી આપ્યું. તેથી વીસલદેવનું રાજ્ય નિષ્કંટક બન્યું. જેટલું (રાજ્ય) વીરધવલે કબજે કર્યું હતું તેનાથી (વીસલદેવનું) જરા પણ ન્યૂન ન હતું, કિન્તુ પ્રસાર વધવાથી વીસલે શ્રીવસ્તુપાલને લઘુ રૂપે જોયો. જેમ જેમ પુરુષ સંપત્તિઓના અગ્ર ભાગે ચઢતો જાય છે તેમ તેમ તે મોટાઓને ૨૦
પણ નાના તરીકે જુએ છે. રાજાએ નાગડ નામના બ્રાહ્મણને પ્રધાન બનાવ્યો. (પેલા) બે મંત્રીઓને કેવળ લઘુ શ્રીકરણ આપ્યું. રાજાને એક સમરાક નામે પ્રતીહાર હતો. તે સ્વભાવે નીચ હતો. પહેલાં અન્યાય કરતા એવા તેને મંત્રી શ્રીવસ્તુપાલે પીડા કરી હતી. અવકાશ મળતાં તેણે રાજાને કહ્યું કે આ બેની પાસે અનંત ધન છે તે તમે ૨૫
માગો. રાજાએ પણ તેમને બોલાવી કહ્યું કે ધન આપો. તેમણે કહ્યું કે 'શત્રુંજય' વગેરે (સ્થળો)માં દ્રવ્ય ખર્ચી નાંખ્યું હોવાથી અમારી પાસે દ્રવ્ય નથી. રાજાએ કહ્યું કે તો દિવ્ય આપો (કરો ?); મંત્રીઓએ કહ્યું કે આપને જે દિવ્ય ગમે તેની આજ્ઞા આપો. રાજાએ ઘટસર્પ આગળ ધર્યો. લવણપ્રસાદ ત્યારે જીવતો હતો. તેણે એ અકૃત્યનો નિષેધ કર્યો, ૩૦
પરંતુ નવીન ગર્વને લીધે રાજાએ તેનું વચન કાને ધર્યું નહિ. ત્યારે

[1] ખરી.

સોમેશ્વરે વીસલને એક કાવ્ય કહ્યું: હે સમીર! એક માસમાં જ માંસલ
પાટલના સુવાસના વ્યાલોલ (?) ભ્રમરોથી આ મોટા પ્રભાવને પામીને
અરેરે, તેં શું કર્યું? જેમણે અંધારાનો નાશ કર્યો છે એવા સૂર્ય અને
ચન્દ્રનો દૂરથી તિરસ્કાર કરી–તેમને ઢાંકી દઇ તેમને સ્થાને આકાશમાં
૫ પગના સ્પર્શને લાયક રજને તેં સ્થાપી. રાજાએ દિવ્ય માંડી વાળ્યું. ત્યાર બાદ
કોઇક વાર મંત્રી 'ધોળકા'માં વસતા હતા ત્યારે (ત્યાં) એક પૌષધશાળા
હતી. તેના ઉપરનો પુંજો વાળીને એક ક્ષુલ્લક નીચે નાંખતા હતા. તેમના
અજ્ઞાનથી તે પુંજો વીસલદેવનો સિંહ નામનો મામો જે વાહન ઉપર
આરૂઢ થઇ નીચે શેરીમાંથી જતો હતો તેના માથા ઉપર પડ્યો. (તેથી) તે
૧૦ ગુસ્સે થયો. અંદર આવીને લાંબા તર્જનથી તેમને પીઠ ઉપર સખત પ્રહાર
કરી 'જે મને જેહુઆકને કે જેનું નામ સિંહ છે અને જે રાજાનો મામો
થાય છે તેને તું શું નથી જાણતો' એમ બોલતો તે પોતાને ઘેર ગયો.
તે વૃત્તાન્ત મધ્યાહ્નને વસ્તુપાલને ભોજનની શરૂઆતમાં તેને પહેલો જ
કોળીઓ મોંમાં મૂક્યો તે વેળાએ ક્ષુલ્લકે આવીને રડતાં રડતાં પોતાની
૧૫ પીઠ ઉઘાડી કહ્યો. જમ્યા વિના જ ઊભા થઇને મંત્રીએ ક્ષુલ્લકને ધીરજ
આપી પ્રસ્થાપન કરીને શાળામાં મોકલી આપ્યો. ત્યાર બાદ તેણે પોતે
પોતાના પરિજનને કહ્યું કે હે ક્ષત્રિયો! તમારામાં એવો કોઇ છે કે જે
મારા મનની બળતરાને શાંત કરે? તેમાંથી ભૂણપાલ નામના એક
રાજપુત્રે કહ્યું કે હે દેવ! મને આજ્ઞા આપો. પ્રાણ આપનાં પણ
૨૦ આપના પ્રમાદરૂપ ઋણથી અમે મુક્ત ન થઇ શકીએ. તેને એકાંતમાં
લઇ જઇ મંત્રીએ ગુપ્ત રીતે કાનમાં કહ્યું કે તું જા અને 'જેહુઆ'
વંશના સિંહ (નામના) રાજાના મામાનો જમણો હાથ કાપીને મારી પાસે
આવ. 'તે પ્રમાણે કરીશ' એમ કહીને તે રાજપુત્ર એકલો મધ્યાહ્નના સમયે
સિંહના ઘરના દ્વારે (જઇ) ઊભો. તેવામાં રાજકુળથી સિંહ આવ્યો.
૨૫ રાજપુત્રે આગળ જઇને નમન કરી સિંહને કહ્યું કે મંત્રી
વસ્તુપાલે મને તમારી પાસે કોઇક ગૂઢ કાર્ય માટે મોકલ્યો છે. તેથી
આ તરફ આવીને કૃપા કરી તે અવધારો. એમ કહેવાયેલો તે કંઇક જઇને
પરાઙ્મુખ થઇ જેવો વાત સાંભળવા પ્રયત્ન કરતો હતો તેવામાં મંત્રીના
(પેલા) સેવકે સિંહનો હાથ પોતાના હાથમાં લઇને એકદમ છરી વડે
૩૦ કાપી નાંખ્યો. તે છેદેલા હાથને લઇને 'હું વસ્તુપાલનો નોકર છું, ફરીથી
અન્નાંબરનો પરભાર કરજે' એમ બોલતો તે ભૂણપાલ પગના બળથી
નાસીને મંત્રી પાસે આવ્યો અને તેણે સિંહનો હાથ બતાવ્યો. મંત્રીએ તેની

તારીફ કરી. તેણે તે હાથને પોતાના મહેલના અગ્ર ભાગ ઉપર બાંધ્યો અને પોતાના માણસોને અત્યંત આપ્ત પુરુષને ઘેર મૂક્યા. (પછી) તેણે પોતાના પરિગ્રહને કહ્યું કે જેને જીવનની આશા (ઇચ્છા) હોય તે પોતાને ઘેર જાય, અને લાંબો કાળ જીવે; (કેમકે) અમે પરાક્રમી સાથે વેર ઉપાર્જન કર્યું છે. મરણ હાથમાં રહેલું છે. જીવનને વિષે સંદેહ છે. તે સર્વેએ કહ્યું કે દેવની સાથે મરણ અને જીવન હો. આ અમે રહ્યા. એ માટે નિશ્ચય જાણવો. ત્યાર પછી દરવાજા બંધ કરીને માણસો વડે પોતાની જાતને આવૃત કરી તે પોતે તૈયાર થઇ પોતાના મહેલ ઉપર આવ્યો, બખ્તર અને ધનુષ્ય લઇ ઉભો રહ્યો. ત્યાર બાદ સિંહનો પણ બાંધવ વગેરે મોટો પરિવાર મળ્યો. તે સર્વેએ કહ્યું કે જઇને શ્રીવસ્તુપાલને પુત્ર, પશુ અને બાંધવ સહિત અમે હણીશું. એ પ્રમાણે પ્રતિજ્ઞા કરવામાં આવી. 'જેઠુઆક'નું લશ્કર ચાલ્યું. જેવું તે કલકલ કરતું રાજમંદિર આગળ આવ્યું ત્યારે એક મોટી વયના માણસે કહ્યું કે આ વૃત્તાંત રાજાને જણાવાય તો સારૂં. આપણે એકાએક કાર્ય કરીએ તેથી તે (પછી) ગુસ્સે ન થાય. તે ઉપરથી તેમણે તે રાજાને જણાવ્યું.

(એ) વાત જાણી વિચારીને રાજાએ કહ્યું કે કોઇ અનપરાધીને વસ્તુપાલ જરા પણ પીડા કરતો નથી, (વાસ્તે) તમે અન્યાય કર્યો હશે. તેમણે કહ્યું કે મંત્રીના ગુરુને પીડા કરવામાં આવી છે. (રાજાએ કહ્યું કે) જો આમ કરાયું છે તો હવે અહીં જ થોભો. અમે પોતે જે યોગ્ય હશે તે કરીશું. ત્યાર બાદ તેણે સોમેશ્વરદેવને પૂછ્યું કે હે ગુરુ! અહીં શું બાબત છે? ગુરુએ કહ્યું કે મને તેમની પાસે મોકલો. તેણે તેને મોકલ્યો. તે મંત્રીના મહેલને દરવાજે પહોંચ્યો. મંત્રીની રજાથી મંત્રી પાસે પહોંચેલા પુરોહિતે કહ્યું કે હે મંત્રી! આ અલ્પ કાર્ય (વાત)ને વિષે આપે કેટલું કર્યું છે? જેઠુયકો ભેગા મળ્યા છે, રાજા પણ તેનો ભાણેજ થાય છે. તમે ગુસ્સો શમાવો જેથી હું સંધિ કરાવું. ત્યાર બાદ મંત્રીશ્વર બોલ્યો કે શું મરણની બીક છે? જીત થતાં લક્ષ્મી મળે અને મરણ થતાં સુરાંગના મળે. શરીર ક્ષણમાં નાશ પામે તેવું છે. તો મરણ અને યુદ્ધને વિષે શી ચિન્તા? પરંતુ ગુરુનું (થયેલું) અપમાન સહન કરવું મુશ્કેલ છે. હવે શો વ્યાપાર બાકી છે? ખાધું, પીધું, દીધું, લીધું અને ભોગવ્યું. ગમે ત્યારે ગમે તેમ મરવાનું (તો) છે જ. (તો પછી) આ પ્રમાણે આજ મરણ હો. જીવનના અદ્વિતીય ફળરૂપ અને ઉદ્યમ વડે મળેલી એવી કીર્તિ પ્રથમથી જ જેમણે લૂંટી છે તે મનસ્વીઓ શરીરરૂપ પલાળ-

નું શા માટે પાલન કરે ? ઇત્યાદિ વચનોથી મંત્રીને મરણ માટે નિશ્ચય કરેલો-મરણીઓ થયેલો જાણીને ગુરુએ જઇને રાજાને કહ્યું કે હે રાજેન્દ્ર ! આ ઝઘડામાં મંત્રી મરશે. તે આગળ પણ યુદ્ધમાં શરવીર હોઇ તે તે સ્થાનમાં તેણે જયશ્રીનો વર મેળવ્યો છે એ કહેતાં પાર આવે
૫ તેમ નથી. વળી શરવીરનું જીવન (તેને મન) તૃણ છે એવું વચન હોવાથી આવા સુભટને કોઇ વિષમ કાર્યમાં આગળ ધરી હણાવવો, નહિ કે નકામો. (વળી) એણે આપ ઉપર ઘણી રીતે ઉપકાર કર્યો છે. વિશેષમાં શું એ સ્વામી છે કે જે પોતાના જૂના સેવકોના બે ત્રણ અપરાધોને સહન કરતો નથી ? (આપ આમ કરશો તો) અમારા
૧૦ જેવાના મનમાં પણ આપને માટે કેવી આશા રખાશે ? ઇત્યાદિ મજબૂતપણે કોમળ અને સારભૂત વચન કહીને તેણે રાજાને (પોતાને) હાથ કર્યો. કહ્યું પણ છે કે વેલ, રાજાનું ચિત્ત, વ્યાખ્યાન, જળ અને નારીઓને ધૂર્તો જ્યાં દોરી જાય ત્યાં તે સદા વર્તે છે. રાજાએ કહ્યું કે મંત્રીને ધીરજ આપી (તેનું) સન્માન કરી તેને (અહીં)
૧૫ લાવો. ગુરુ ત્યાં ગયો. રાજાએ કહેલું કહીને તે મંત્રીને લઇ આવ્યો, પરંતુ તે (મંત્રી) બખ્તર પહેરીને જ તેને મળ્યો. રાજાએ તેણે (કરેલા) વિવિધ ઉપકારો યાદ કરાવી આર્દ્ર નેત્ર અને મનથી પિતાની જેમ મંત્રીને શાંત પાડયો. તેણે મામાને (તેને) પગે લગાડયો. મંત્રીએ પેલો સિંહનો છેદાવેલો હાથ (તેણે) લોકને બતાવ્યો અને ઘણા રાજલોક સમક્ષ શબ્દ
૨૦ ઉચ્ચાર્યો કે જે મંત્રીના દેવ અને ગુરુને હણશે તેનો હું જાન લઇશ. એમ કહીને વીસલદેવે જિનમતનું તેમજ મંત્રીનું ગૌરવ વધાર્યું.

હવે વિક્રમાદિત્યથી ૧૨૯૮ મું વર્ષ પ્રાપ્ત થયું. શ્રીવસ્તુપાલ તાપરૂપ રોગના કષ્ટથી પીડા પામ્યો, તે વેળા તેણે પુત્ર અને પૌત્ર સહિત તેજઃપાલને તેમજ પોતાના પુત્ર જયન્તસિંહને કહ્યું કે હે વત્સો !
૨૫ સંવત્ ૧૨૮૭ મા વર્ષે ભાદરવા વદ ૧૦ ને દિને 'મલધારી' શ્રીનરચન્દ્રસૂરિએ પોતાના સ્વર્ગગમનના સમયે અમને કહ્યું હતું કે હે મંત્રી ! આપનું સ્વર્ગગમન ૧૨૯૮મા વર્ષમાં થશે. તેઓ વચનસિદ્ધિથી સંપન્ન હોવાથી તેમનાં વચન ફરતાં નથી. તેથી અમે 'શત્રુંજયે' જઇશું જ. ગુરુ એ વૈદ્ય, યુગાદીશનું પ્રણિધાન એ રસાયન અને સર્વ જીવો પ્રતિ દયા એ
૩૦ પથ્ય. એ બધાં મારા સંસારરૂપ રોગના નાશ માટે થાઓ. મેં લક્ષ્મી મેળવી છે, સુખનો સ્પર્શ કર્યો છે, પુત્રોનું મુખ જોયું છે, અને જૈન દર્શનની પૂજા કરી છે. (એથી) મને મરણનો ભય નથી. કુટુંબે તે

( વાત ) માની. 'શત્રુંજય' જવાની સામગ્રી તૈયાર થઇ. આંસુ સહિત વીસલદેવે મંત્રીને રજા આપી મોકળો કર્યો અને તે કેટલાંક પગલાં મૂકવા ગયો. ત્યાર બાદ મંત્રી જાતે નાગડ મંત્રીને ઘેર ગયો. તેણે તેનો આસન વગેરે દ્વારા સત્કાર કરી ખાસ કામ પૂછ્યુ એટલે મંત્રીએ કહ્યું કે અમે ભવાંતરની શુદ્ધિ માટે 'વિમલ'ગિરિ તરફ જઇએ છીએ. આપે આ ૫ સરળ જૈન મુનિઓનું ( ક્લિષ્ટ લોકોથી ) રક્ષણ કરવું; કેમકે આ ગૂર્જરોનું રાજ્ય વનરાજથી માંડીને ( આજ પર્યંત ) જૈન મંત્ર (મંત્રીઓ)ના સમુદાય વડે સ્થપાયેલું છે તે (હકીકત) તેના દ્વેષીને આનંદ આપતી નથી એ જાણજો. મંત્રી નાગડે કહ્યું કે હું ભક્તિથી શ્વેતાંબરોનું ગૌરવ કરીશ, તમે ચિન્તા કરશો નહિ. તમારૂં કલ્યાણ હો. એ પ્રમાણેનાં ૧૦ વચનોથી તેણે તેને સંતોષ પમાડ્યો. ત્યાર બાદ વસ્તુપાલ ચાલ્યો. તે 'અંકેવાલિયા' ગામ સુધી પહોંચ્યો. ત્યાં શરીરને અત્યંત શિથિલ (બનેલું) જોઇ તે થોભ્યો. સાથે આવેલા સૂરિઓએ ત્યાં તેની નિર્યામણા કરાવી. મંત્રીશ્વરે પણ બધું સમાધિપૂર્વક સાંભળ્યું, અને તેના ઉપર શ્રદ્ધા રાખી. અનશન અંગીકાર કર્યા બાદ એક યામ વ્યતીત થતાં તે પોતે ૧૫ બોલ્યો કે મેં મનોરથરૂપ અદ્વિતીય સારવાળા સજ્જનોને યાદ રાખવા યોગ્ય એવું કશું સુકૃત કર્યું નથી. એમાં (?) એકથી જ ઉમર ( એમ ને એમ ) ગઇ. જિનશાસનની સેવાથી મેં જે પુણ્ય ઉપાર્જન કર્યું હોય તેનાથી મને ભવે ભવે જિનશાસનની સેવા જ હો. રાગીને વિષે જે સ્ત્રીઓ વિરાગી છે તેને કોણ ચાહે ? જે વિરાગીને વિષે રાગી છે એવી ૨૦ મુક્તિને હું ચાહું છું. જ્યાં સુધી મને મોક્ષ મળે ત્યાં સુધી ભવે ભવે મને શાસ્ત્રનો અભ્યાસ, જિનેશ્વરની સ્તુતિ, સદા આર્યો સાથે સંગતિ, સચ્ચારિત્રવાળાના ગુણોના સમુદાયની કથા, દોષ કહેવામાં મૌન, સર્વને પ્રિય અને કલ્યાણકારી વચન અને આત્મ-તત્ત્વને વિષે ભાવના હોજો. એમ બોલતા જ જૈન શાસનરૂપ ગગનના શૃંગારરૂપ ચન્દ્રના સમાન શ્રીવસ્તુપાલનો ૨૫ અસ્ત થઇ ગયો. તે વખતે નિર્ગ્રન્થોએ પણ ઊંચે સ્વરે રુદન કર્યું. ( તો પછી ) બાંધવોની તો શી વાત ( કરવી ) ? મંત્રી સ્વર્ગે જતાં શ્રીવર્ધમાનસૂરિએ વૈરાગ્યથી ' આંબિલ વર્ધમાન ' તપ કરવું શરૂ કર્યું. તેઓ મરીને શંખેશ્વરના અધિષ્ઠાયકરૂપે ઉત્પન્ન થયા. તેમણે મંત્રીની ગતિ વિચારી પણ તે જાણવામાં આવી નહિ. તે ઉપરથી ' મહાવિદેહ 'માં જઇ સીમંધરને નમીને તેણે પૂછ્યું. ( સીમંધર )સ્વામીએ કહ્યું કે આ જ ૩૦ ' વિદેહ 'માં ' પુષ્કલાવતી 'માં ' પુંડરીકિણી ' નગરમાં તે કુરુચન્દ્ર

રાજા થયો છે. એ ત્રીજે ભવે મોક્ષે જશે. [1]અનુપમદેનો જીવ તો અહીં જ પૂર્વ કોટિના આયુષ્યવાળી શેઠની પુત્રી(રૂપે અવતરેલ છે અને એ) આઠ વર્ષની થતાં મેં એને દીક્ષા આપી છે. અન્તમાં તેને કેવલજ્ઞાન અને મોક્ષ ( મળશે). એ સાધ્વી વ્યંતરને બતાવી. ત્યાર બાદ તે વ્યંતરે અહીં આવી એ બેની ગતિ પ્રસિદ્ધ કરી. ત્યાં તેજઃપાલે વિલાપ કર્યો કે કુમુદાકરનો આનંદ, સમુદ્રની વૃદ્ધિ, અમૃત ઝરતા પ્રકાશો વડે ચકોરરૂપ વનિતાનાં નેત્રકમલને આનંદિત કરવાં, એ સર્વેનો તિરસ્કારથી અનાદર કરીને હૃદય વિનાનો રાહુ ત્રણ જગતની લક્ષ્મીના લલાટને વિષે તિલકસમાન ચન્દ્રને અરેરે ગળી ગયો. જયન્તસિંહે કહ્યું કે કેવલ ખદ્યોત જેટલા (જ) પ્રભાવાળા કેટલાએ વિવિધ તારાઓ આકાશના અંતરાલને શું ચમકાવતા નથી? (પરંતુ) એક પેલા ચન્દ્ર વિના આજે બધી દિશાઓ મલિન વદન વહન કરે છે. કવિઓએ કહ્યું કે અમને એમ લાગે છે કે હે વિધાતા! તું મન્દ મતિવાળાની સીમા છે—મૂર્ખનો સરદાર છે. સેવાના અભિલાષીઓ સાથે (તારે) વેર હોવાથી તેં વૈરોચન, સાતવાહન, બલિ, શ્વેત, અબ્જ, ભોજ વગેરે કે જે વિશ્વના જીવનરૂપ હતા તેમને તેં કલ્પના અંત પર્યંત જીવતા ન રાખ્યા અને [2]માર્કંડ, ધ્રુવ અને લોમશ મુનિઓને પુષ્કળ આયુષ્યવાળા બનાવી તૃપ્ત કર્યા. લોકોએ કહ્યું કે અમે શું કરીએ? કોને ઠપકો આપીએ? કોનું ધ્યાન ધરીએ? કોની સ્તુતિ કરીએ? કોની આગળ દુઃખથી મલિન એવું અમારું મોઢું હવે બતાવીએ? દૈવયોગે અરેરે આંગણામાં રહેલું કલ્પવૃક્ષ સુકાઈ ગયું, ચિન્તામણિ ચૂર્ણ (?) થઈ ગયું, કામધેનુ ક્ષીણ થઈ ગઈ અને કામકલશ ભાંગી ગયો. પછી તેજઃપાલે અને જયન્તસિંહે 'શત્રુંજય'ના એક પ્રદેશમાં મંત્રીના દેહનો (અગ્નિ)સંસ્કાર કર્યો. તેમણે સંસ્કારભૂમિની પાસે 'સ્વર્ગારોહણ' નામનો પ્રાસાદ બનાવ્યો કે જેને તેમણે નમિ અને વિનમિથી યુક્ત ઋષભ વડે સનાથ કર્યો. લલિતાદેવી અને સોખૂ (એ) બે મંત્રિણીઓ અનશનપૂર્વક મરણ પામી. શ્રીતેજઃપાલ તો અનુપમા સાથે બેધ્યમ વ્યાપાર અને ભોગ યુક્ત બની લેશથી પણ તે જ પ્રકારે દાન આપતો ૧૩૮૦ મે વર્ષે સ્વર્ગે ગયો. ધીરે ધીરે શ્રીજયન્તસિંહ પણ પરલોક પામ્યો. શ્રીઅનુપમાએ પણ તપશ્ચર્યાથી કલ્યાણકારી સ્વર્ગ મેળવ્યું. શ્રીવસ્તુપાલ અને તેજઃપાલ (એ) બેનાં ધર્મસ્થાનોની ગણત્રી કરવા કોણ સમર્થ છે? તેમ છતાં ગુરુમુખે સાંભળેલું કંઈક અમે લખીએ છીએઃ

---

[1] અનુપમા દેવી. [2] માર્કંડેય (?).

તેમણે સવા લાખ જિનબિંબો કરાવ્યાં ૧૮ કરોડ અને ૯૬ લાખ દ્રવ્ય
શ્રી'શત્રુંજય' તીર્થ ઉપર, ૧૨ કરોડ અને ૮૦ લાખ શ્રી'ઉજ્જયંત' ઉપર
તેમજ ૧૨ કરોડ અને ૫૩ લાખ 'આબુ' ગિરિના શિખર ઉપર (આવેલ)
'લૂણિગ'વસતિમાં ખરચાયું. ૯૮૪ પૌષધશાળાઓ કરાવવામાં આવી.
પ્રત્યેક સૂરિને બેસવા માટે આપવાને ૫૦૦ દંતમય સિંહાસનો કરાવાયાં. 　૫
શ્રીકલ્પની વાચના-સમયે માંડવા માટે ૫૦૫ જાદરમય સમવસરણો
કરાવાયા. ૭૦૦ બ્રહ્મશાળાઓ, ૭૦૦ સત્રાગાર, ૭૦૦ તપસ્વી અને કાપા-
લિકોના મઠો તેમજ સર્વને માટે ભોજન, ભિક્ષા વગેરે (માટે) દાન કરાયું.
૩૦૦૨ મહેશ્વરાયતનો અને ૧૩૦૪ શિખરબદ્ધ જૈન પ્રાસાદો. ૨૩ (સો)
જીર્ણ ચૈત્યનો ઉદ્ધાર કરાયો. ૧૮ કરોડ ખરચીને 'ધોળકા', 'સ્તંભતીર્થ', 　૧૦
'પાટણ' વગેરેમાં ત્રણ અને અન્ય સ્થાને (?) સરસ્વતીભાંડાગારો કરાવાયા.
૫૦૦ બ્રાહ્મણો રોજ વેદનો પાઠ કરતા હતા. તેમના ઘરના માણસોનો
નિર્વાહ કરાતો. એક વર્ષમાં સંઘની ત્રણ વાર પૂજા થતી. ૧૫૦૦ શ્રમણો
રોજ ઘેર વિહરતા ૧૦૦૦ થી અધિક તટિક અને કાપડી રોજ જમતા.
સંઘપતિ થઈને લોકોને તેર યાત્રાઓ કરાવાઇ. તેમાં પ્રથમ યાત્રામાં શય્યા- 　૧૫
પાલક સહિત ૪૫૦૦ ગાડા, ૭૦૦ સુખાસનો, ૧૮૦૦ વાહિની, ૧૯૦૦
શ્રીકરી, ૨૧૦૦ શ્વેતામ્બરો, ૧૧૦૦ દિગંબરો, ૪૫૦ જૈન ગાયકો, ૩૩૦૦
બન્દિજનો, ૪૦૦૦ ઘોડાઓ, ૨૦૦૦ ઊંટો, ૧૭૪ દેવાલયો અને સાત લાખ
મનુષ્યો. આ પ્રથમ યાત્રાનું પ્રમાણ છે. આગળ(ની યાત્રાઓ માટે) તેથી
અધિક સમજવું જેમકે ૮૪ તળાવો, ૪૬૪ વાવો, ૩૨ પત્થરના કિલ્લા 　૨૦
અને ૬૪ મસીદો બંધાવાયાં. એમ મન વિના લૌકિક (કાર્ય) પણ કરાયું,
તેમજ ૨૪ દંતમય જૈન રથો, ૨૦૦૦ શાકઘટિકા અને ૨૧ આચાર્યપદો
કરાવાયા. કવિજનો સરસ્વતીકંઠાભરણ ઇત્યાદિ ૨૪ બિરુદો બોલ્યા.
દક્ષિણ દિશામાં 'શ્રીપર્વત' પર્વત, પશ્ચિમમાં 'પ્રભાસ' સુધી, ઉત્તરમા
'કેદાર' પર્વત અને પૂર્વમાં 'વારાણસી' સુધી શ્રીવસ્તુપાલના કીર્તનો 　૨૫
સંભળાતાં હતાં. બધુ મળીને ૩૦૦ કરોડ, ૧૪ લાખ, ૧૮ હજાર અને
૮૦૦ દ્રવ્ય પુણ્ય સ્થાનમાં ખરચાયું યુદ્ધમાં ૬૩ વાર વિજયપદ મળ્યું.
તેમનો કારભાર ૧૮ વર્ષ ચાલ્યો.

વસ્તુપાલના ૨૪ બિરુદો. જેમકે (૧) 'પ્રાગ્વાટ' જ્ઞાતિના ભૂષણ,
(૨) સરસ્વતીકંઠાભરણ, (૩) સચિવચૂડામણિ, (૪) કૂર્ચાલસરસ્વતી, 　૩૦
(૫) સરસ્વતીધર્મપુત્ર, (૬) લઘુ ભોજરાજ, (૭) ધીરરાજ, (૮)

દાતારચક્રવર્તી, (૯) બુદ્ધિમાં અભયકુમાર, (૧૦) રૂપમાં કંદર્પ, (૧૧) ચતુરાઈમાં ચાણાક્ય, (૧૨) જ્ઞાતિ વારાહ, (૧૩) જ્ઞાતિ ગોપાલ, (૧૪) 'સૈદ'વંશક્ષયકાલ, (૧૫) સાંખુલારાયમદમર્દન, (૧૬) મજ્જાજૈન, (૧૭) ગંભીર, (૧૮) ધીર, (૧૯) ઉદાર, (૨૦) નિર્વિકાર, (૨૧) ઉત્તમ જન-
૫ માનનીય, (૨૨) સર્વજન–માનનીય, (૨૩) શાન્ત અને (૨૪) ઋષિપુત્ર.

इति श्रीवस्तुपालप्रबन्धः ॥ २४ ॥

શ્રી'પ્રશ્નવાહન' કુળમાં 'કોટિક' નામના જગત્પ્રસિદ્ધ ગણમાં શ્રી-'મધ્યમ' શાખામાં 'હર્ષપુરીય' નામના ગચ્છમાં, 'મલધારી' બિરુદથી જાણીતા [1]શ્રીઅભયસૂરિના સંતાનીય શ્રીતિલકસૂરિના
૧૦ શિષ્ય શ્રીરાજશેખરસૂરિ વિજયી વર્તે છે. મુગ્ધ જનોને બોધ (પમાડવા)ની અભિલાષાવાળા તેણે મૃદુ ગદ્યો દ્વારા આ મુગ્ધ પ્રબન્ધ-કોશ રચ્યો કે જે જિનપતિના મત પર્યંત જયવંતો વર્તો. વળી 'કટાર-ચીરડુંસાધ' વંશને વિષે મુગટ સમાન, રાજાઓના સમૂહ વડે જેના ગુણો ગવાયા છે એવો તેમજ 'બબ્બૂલી' પુરમાં કરાવેલાં જિનપતિગૃહો વડે જેની
૧૫ કીર્ત ઉંચી રહી છે એવો, બપ્પક સાધુનો પુત્ર ગણદેવ 'સપાદલક્ષ' ભૂમિમાં ઉત્પન્ન થયો. તેનો નૂનક નામનો પુત્ર, તેનો પુત્ર દૃઢ બુદ્ધિ-વાળો સાઢક, તેનો પુત્ર તેના કુળને વિષે તિલક સમાન સામંત જગત્સિંહ થયો કે જેણે દુષ્કાળના દુઃખનું દહન કર્યું અને જે (એ દ્વારા) શ્રીમહુમદ સાહિ તરફથી ગૌરવ પામ્યો. તેનો સિરિ દ્વારા ઉત્પન્ન
૨૦ થયેલો પુત્ર મહણસિંહ કે જે છ દર્શનોનો પોષક હતો તેણે 'દિલ્લી'માં પોતે આપેલી વસતિમાં આ ગ્રંથ કરાવ્યો. સંવત્ ૧૪૦૫મા જેઠ માસની શુક્લ સાતમે રચાયેલું આ શાસ્ત્ર સાંભળનારાના અને ધ્યાન ધરનારાના સુખનો વિસ્તાર કરો.

इति चतुर्विंशतिप्रबन्धाः सम्पूर्णाः ॥

---

[1] શ્રીઅભય એવું પદ જેની સમીપમાં છે એવા સૂરિ એટલે કે શ્રીઅભય (દેવ)સૂરિ.

## क-परिशिष्टम्

# ॥ श्रीपादलिप्तसूरिकृता वीरस्तुतिः ॥

( सावचूरिः )

गाहाजुयलेण जिणं मयमोहविवज्जियं जियकसायं ।
थोसामि तिसंझाएण तिन्नसंगं महावीरं ॥ १ ॥ ५

अस्यावचूरिर्लिख्यते, यथा–अस्यातिलघीयस्त्वेऽपि स्तवनत्वं स्यादेव, आगमे पद्यचतुष्कादारभ्य यावदष्टोत्तरं पद्यशतं स्तवेषु सङ्ख्याभिधानात् । अथ गाथाऽर्थः कथ्यते–अस्य स्तवस्य गाथाचतुष्टयात्मकत्वेऽपि आद्यान्त्यगाथयोर्यथासङ्ख्यं प्रस्तावनानिगमनरूपत्वाद् गाथायुगलेनैव भगवतो लोचनचङ्क्रमितमुखानि वर्णयति–सुकु० न च०व्याख्या– १० वीर त्ति लुप्तषष्ठीविभक्तिकं पदं प्राकृतत्वात् । श्रीवीरस्य सम्बन्धिनां लोयण लोचने–नेत्रे चङ्कमणं–पादविहरणात्मिका गतिरित्यर्थः, मुखं च[न्द्र]वदनम् । द्वन्द्वः तेषां लीलां–शोभां सादृश्यमित्यर्थः हाउं–गन्तुं प्राप्तुं न चयन्ति–न शक्नुवन्ति, "शकेश्चयतरतीरपाराः" ( सिद्ध० ८–४–८६ ) इति सिद्धहेमप्राकृतलक्षणात् । हाउमिति १५ "ओहाङ्क् गतौ"इत्यस्य धातोः प्रयोगः। जे इति पादपूरणे, "इजेराः पादपूरणे" इति ( सिद्ध० ८–२–२१७ ) प्राकृतवचनात् । के न शक्नुवन्तीत्याह–पङ्क० कमल १ महागज २ शशिनः ३ । अत्र यथासङ्ख्यमलङ्कारः । पङ्कजं भगवन्नेत्रयोर्लीलां हातुं न शक्तं तस्मादप्यन्तरामणीये नेत्रे । गजेन्द्रश्चङ्क्रमितलीलां नेतुमशक्तः, गजेन्द्रगतितोऽप्यनन्त- २० प्रकर्षशालित्वाद् भगवद्गतेः । चन्द्रस्तु मुखलीलां गन्तुं न शक्तः, तस्मादप्यात्यन्तिकगुणोपेतत्वाद् भगवद्वदनस्य । पङ्कजादयः किंविशिष्टाः ? सुकु० तत्र सुकुमार–कोमलं प्रकृत्या मृदुलं पङ्कजम्, धीरः–निष्प्रकम्पः शौण्डीर्ययुक्तत्वाद् गजेन्द्रो धीरः, सौम्यो–नेत्राह्लादकारी चन्द्रोऽपि स्वभावात् तापनिर्वापणप्रवणत्वात् ( सौम्यः ) । पुनः किंवि० २५

ते? रत्त० पङ्कजं हि कुमुदोत्पलादिविशेषनिर्देशं विना कविसमये रक्तमेव वर्ण्यते। नागेन्द्रो हि प्रायः कृष्ण एव स्यात्। चन्द्रस्तु पाण्डुर एव। पुनस्त्रये किंवि० ? सिरिनि० श्रीः—लक्ष्मीर्देवता तस्या निकेता–निवासाः। लक्ष्मीर्हि पङ्कजे गजे चन्द्रे च वसतीति ५ रूढिः। तथा च लक्ष्मीस्तवे—

"गजे शङ्खे मधौ छत्रे चन्द्रे पद्मे जिनालये।
मौक्तिके विद्रुमस्वर्णे या नित्यं परमेश्वरी ॥१॥"

पुनः किंवि० ते? सीयंकु० शीतं अङ्कुशो ग्रहश्च तेभ्यो भीरवः–कातराः। पङ्कजं हि तुषारेण दह्यते इति शीतभीरु। गजेन्द्रस्त्वङ्कुश-१० तोदनाद् भीरुः। चन्द्रश्च ग्रहात्–सामर्थ्यात् राहुतो भीरु। पुनः किंविशिष्टा? जलथ० जलं च स्थलं च नभश्च तानि मण्डयन्ति–अलङ्कुर्वन्तीत्येवंशीला जल०मण्डना। तिन्नि त्रयस्त्रिसङ्ख्याः। पुनः किंवि०? सुरहि० पङ्कजं सुगन्धि गजेन्द्रः मत्तः–उन्मदिष्णुः चन्द्रस्तु प्रतिपूर्णः–सम्पूर्णमण्डलस्त-स्यैव हि सुखेनौपम्यं ग्रहभीरुत्वं युज्यते। एवंप्रकारैर्नैसर्गिकौपाधिक-१५ गुणविशिष्टा अपि न शक्ता इति गाथाद्वयार्थः।

अथ चतुर्थगाथया स्तुतिं निगमयन् प्रणिधानमाह–एवं० पूर्वोक्तप्रकारेण जिना–रागादिजेतृत्वात् सामान्यकेवलिनस्तेष्विन्द्रः ३४-अतिशयसमृद्ध्यनुभवनाज्जिनेन्द्रः। वीरश्चासौ जिनेन्द्रश्च वी०। अच्छरसो–देवाङ्गना गणयन्ति–भोगार्हत्वात् बहु मन्यन्तेऽप्सरोगणाः–२० देवास्ते च सङ्घश्च–चतुर्वर्णः श्रमणसङ्घस्ताभ्यां संस्तुत इति गम्यते भगवान् "[1]ऐश्वर्यस्य सम०" (इति) षड्विधभगयुक्तः। पालि० पालयन्ति–रक्षन्तीति पालिनः–पालकास्तेषां (त्रयं) पालित्रयम्। तत ऊर्ध्वलोकपाला इन्द्राः, तिर्यग्लोकपाला नरेन्द्रव्यन्तरेन्द्रज्योतिष्केन्द्राः, अधोलो० भवनपतीन्द्रा इति। अनेन पालित्रयेण कर्त्रा मदेन करणभूतेन

---

१ सम्पूर्णं पद्य त्वेवम्—

"ऐश्वर्यस्य समग्रस्य रूपस्य यशसः श्रियः।
धर्मस्याथ प्रयत्नस्य षण्णां भग इतीङ्गना ॥"

